# વેદાંતાચાર્ય
# પુરાણ ઈતિહાસ
# આચાર્ય
# રાકેશ શાસ્ત્રી
# વિરચિત
# ''ધ્યાનમયુખ''

श्रीहरि:।

# वामे यस्य स्थिता राधा श्रीश्च यस्यास्ति वक्षसि ।
# वृन्दावनविहारं तं श्रीकृष्णं हृदि चिन्तये ।। शि.श्लो–१।।

સર્વાવતારી નિખિલહેયપ્રત્યનિક કલ્યાણગુણાર્ણવ, શ્રીદેવીભૂદેવીથી અલંકૃત એવા ભગવાન શ્રી હરિએ સર્વજીવ અર્થાત પોતાના આશ્રિત એવા જીવોને ઉદ્દેશી સકલશાસ્ત્રના સારભૂત એવી શિક્ષાપાત્રોના શ્લોક-૧૧૫માં કહ્યુ છે ક "कृष्णस्तदवताराश्च ध्येयास्तत् प्रतिमाऽपि च । न तु जीवा नृदेवाद्या भक्ता ब्रह्मविदोऽपि च ।। અને શ્રી કૃષ્ણ તથા શ્રી કૃષ્ણ ભગવાનના જે અવતાર તે જેતે ધ્યાય કરવા યોગ્ય છે. તથા શ્રીકૃષ્ણ ભગવાનની જે પ્રતિમા તે પણ ધ્યાન કરવા યોગ્ય છે માટે એમનું ધ્યાન કરવુ. અને મનુષ્ય તથા દેવાદિક જે જીવ તે તો શ્રીકૃષ્ણ ભગવાનના ભકત હોય અને બ્રહ્મવેતા હોય તો પણ ધ્યાન કરવા યોગ્ય નથી માટે એમનું ધ્યાન ન કરવું".

આ શ્લોકની ટીકામાં સદ્.શતાનંદ સ્વામી કહે છે. "સાક્ષાત્ ભગવાન સ્વયં શ્રીકૃષ્ણ, તે ભગવાનના અવતારો અને તેમની ધાતુ પાષાણાદિની મૂર્તિઓ, એ ધ્યાન કરવા યોગ્ય છે પરંતુ શ્રીકૃષ્ણ ભગવાનના ભકત જે બ્રહ્મવેત્તા હોય પણ તે મનુષ્યો અને દેવ ઈત્યાદિ જીવ ગણાય માટે તે ધ્યાન કરવા યોગ્ય નથી. આદિશબ્દથી પ્રહલાદાદિ અસુરભકતો પણ ધ્યાન કરવા યોગ્ય નથી એમ સમજવું. સર્વસચ્છાસ્ત્રોના ધ્યાન પ્રકરણમાં ભગવાનના સ્વરૂપનું જ ધ્યાન કરવું આવો ઉપદેશ કર્યો છે. ભગવાનની પ્રતિમાઓ(મૂર્તિઓ) તો ભગવનનો અવતાર-અર્ચાવતાર છે તેથી ધ્યાન કરવા યોગ્ય માની છે. ભગવાન સિવાયના બીજાનું ધ્યાન ન કરવું આવો નિષેધ તો તેમને જીવ માનીને કર્યો છે, અને તેમના ધ્યાન કરવા બાબતમાં કોઈ શાસ્ત્રનું પ્રમાણ પણ નથી એટલે તે નિષેધ યોગ્ય છે.

ઉપનિષદ્માં 'कश्चध्येय:' ધ્યાન કરવા યોગ્ય કોણ છે? એવો શિષ્યે પ્રશ્ન પુછતા 'कारणं तु ध्येय:' 'જે સર્વ જગતનુ કારણ (ઉત્પાદક) હોય તે જ ધ્યાન કરવા યોગ્ય છે.' એવો ગુરૂએ ઉત્તર આપ્યો છે. હવે પરમ કારણ કોણ છે? તો એક નારારયણ જ છે. કેમેકે કારણ વાકયોમાં નારાયણને જ પરમકારણ પણે અને મોક્ષ પ્રકરણમાં મોક્ષ પ્રદપણે તથા મુકત પ્રાપ્ય પણે ઉદ્ઘોષીને પ્રતિપાદન કર્યા છે. 'सदैवसोम्येदमग्र आसीत्' 'ब्रह्म वा इदमेवाग्र आसीत्' 'आत्मा वाइदमेकमेवाग्रआसीत्' ઈત્યાદિ કારણ વાકયોમાં 'સત, બ્રહ્મ, આત્મા' આદિક શબ્દો આવે છે તે સામાન્ય હોવાથી વિશેષમાં પર્યવસાન પામવાની આકાંશાવાળા છે. એટલે ''एको ह वै नारायणः आसीत् न ब्रह्मानेशानः એમ આરંભ કરીને

अय पुनरेव नारायणः सोऽन्यं कामं मनसा ध्यायीत, तस्य ध्यानान्तः स्थस्य ललायत्स्वेदोऽपतत, स्वेदाद्बुद्बुदमभृत्, बुद्बुदातत्र्यक्षः शूलपाणिः पुरूषोऽजायत" ઈત્યાદિ વાકયોથી મહોપનિષદ્માં પ્રતિપાદિ કરેલા નારાયણમાં જ પર્યાવસાન પામે છે અર્થાત્ સત, બ્રહ્મ, આત્મા આદિક સામાન્ય શબ્દોથી કોણ કહેલા છે ? તો નારાયણ જ. સુબાલ ઉપનિષદ્માં "किं तदासीन्नैवेह किञ्च नाग्र आसीदमूलमनाधारमिमाः प्रजाः प्रजायन्ते दिव्यो देव एको नारायणः" નારાયણ ઉપનિષદ્માં ''अथः पुरूषो हवै नारायणोऽकामायत प्रजाः सृजेयेति। अथायः संसृज्य... नारायणात् ब्रह्मा जायते नारायणात् रूद्रोजायते..... सर्वाणि च भूतानि नारणायणादेव समुत्पद्यन्ते नारायणे प्रलीयन्ते" મહોપનિષદ્માં'सर्वसय वशिनं देवं सर्वस्यायतनं हरिम् ' એવો આરમ્ભ કરી 'यन्नाभिपद्मादभवन्महात्मा प्रजापतिर्विश्वसृड् विश्वरूपः' આ રીતે અનેક કારણ વાકયોમાં નારાયણ શ્રી હરિને જ પરમકારણ પણે પ્રતિપાદન કરવા પૂર્વક ભવબ્રહ્મા આદિક સર્વેને કાર્યપણે પ્રતિપાદન કરેલા હોવાથી મોક્ષ માટે એક નારાયણની જ મુમુક્ષુધ્યેયતા નિશ્ચિત થાય છે જગત્ કારણ કોણ હોઈ શકે? તો જે સર્વાન્તરાત્મા હોય એ જ. 'एषसर्वभूतान्तरात्माऽपहतपाप्मा दिव्यदेवो एको नारायणः' 'आत्मा नरायणः परः' આશ્રુતિમાં દિવ્યદેવ એક નારાયણનેજ સર્વ ભૂતોના અંતરાત્માપણે નિરૂપ્યા છે આ જોતા નારાયણ જ સર્વાન્તરાત્મા સર્વકારણ હોવાથી ધ્યેય છે એમ સુદ્રઢ થાય છે.

न सन्नासच्छिव एव केवलः' આ શ્રુતિમાં કારણ વિષયવાળો શિવ શબ્દ છે તે પણ શબ્દ બ્રમાદિ શબ્દની પેઠે નારાયણ ને જ કહે છે કારણ કે પૂર્વોકત રીતિએ નારાયણ જ પરમ કારણ છે. એવો નિર્ણય કર્યો છે 'शाश्वतं शिवमच्युतं नारायणं महाज्ञेयम्' 'संक्षेप्ता क्षेमकृत् शिवः' 'पुरूषोविष्णुरित्युक्तः शिवोनारायणः स्मृतः' ઈત્યાદિ શ્રુતિ સ્મૃતિઓમાં શિવશબ્દનો પ્રયોગ "मङ्गलंभगवान् विष्णुः" 'मङ्गलां च मङ्गलम्' એમા કહયા મુજબ મંગળના ગુણ યોગને લીધે નારાયણ વિષ્ણુમાં પણ કરેલો જોવામાં આવે છે. એવી તત્વસ્થિતિ હોવાથી જ વિષ્ણુનામ સહસ્ત્રમાં 'संक्षेप्ताक्षेमकृत शिवः' 'सर्वः सर्वः शिवः' એમ શિવ શબ્દ વિષ્ણુ પર લીધો છે. જેમ શિવ શબ્દ મંગલ ગુણયોગને લીધે નારાયણમાં પ્રવર્તે છે તેમ નારાયણ શબ્દ શિવમાં પ્રવર્તિ શકતો નથી કેમ કે તે શબ્દ તો વિષ્ણુનાં જ રૂઢ કરેલો વ્યાકરણ સિદ્ધ છે શંભુ મહેશ ઈશાન રૂદ્ર વિગેરે શબ્દો પણ ગુણયોગને લીધે નારાયણ પર શ્રુતિ સ્મૃતિમાં લીધા છે આ શબ્દનો પ્રયોગ બીજાઓમાં પણ કરવામાં આવ્યો છે"न ब्रह्मानेशानः" **(પ્રલય સમયે બ્રહ્મા ન હતા અને શિવ પણ ન હતા)** "बुद्बुदात् त्र्यक्षः शुलपाणिः पुरूषोऽजायत (**ત્રિનેત્ર રૂદ્ર ઉત્પન્ન થયા**)" "नारायणात् रूद्रोऽजायते (**નારાયણથી રૂદ્ર ઉત્પન્ન થયા**)" ललाटात् क्रोधजो रूद्रोऽजायत **(રૂદ્ર ઉત્પન્ન થયા)"** ઈત્યાદિ અનેક શ્રુતિઓમાં અર્વાચીન કાર્ય પણે પ્રતિપાદન કરેલા પ્રસિદ્ધ શીવને પરમકારણપણે

પ્રતિપાદન કરવા તે ઘટતુ આવે નહિ. વળી "अस्यदेवस्य मीढुषोवाव विष्णोरेतस्य प्रवृधेहविर्भिः विधेहि रूद्रियं महत्त्वम्' આ શ્રુતિ રૂદ્રનો જે મહિમા બતાવે છે તે વિષ્ણુની આરાધનાથી પ્રાપ્ત થયો છે એમ પ્રતિપાદન કરે છે.

'हिरण्यगर्मः समवर्तताग्रे' ઈત્યાદિ હિરણ્યગર્ભ (બ્રહ્મા)નું કારણપણું જણાય છે. એમ કેટલાક માને છે. તે અસત્ છે. કેમકે બ્રહ્માજીને પણ કાર્યપણે (અર્વાચીનપણે) પ્રતિપાદન કરનારા 'यो ब्रह्माणं विद्धाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै' 'तत्र ब्रह्मा चतुर्मुखोऽजायात' 'नारायणात् ब्रह्मोऽजायते' ઈત્યાદિ અનેક વાકયો જોવામાં આવે છે. માટે હિરણ્યગર્ભ શબ્દપણ કારણવાકયમાં આકાશાદિક નામની પેઠે અવયવ શકિતથી નારાયણમાંજ પ્રવેશે છે. વિષ્ણુનામ સહસ્રમાં 'हिरण्यगर्भः भूगर्भः' એમ હિરણ્યગર્ભ શબ્દ વિષ્ણુ પર લીધો છે. 'धाता यथापूर्वम कल्पयत्' 'प्रजापतिः प्रजा असृजत' આ શ્રુતિમાં ધાતા, પ્રજાપતિ શબ્દો પણ ગુણયોગને લીધે નારાયણપર સમજવા. એમ હોવાથી જ આ શબ્દો વિષ્ણુનામસહસ્રમાં વિષ્ણુ પર લીધા છે.'अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' 'तद्विसृष्टः स पुरूषः' આ શ્રુતિમાં નારાયણનો સર્વ વ્યાપક સ્રષ્ટાપણે અને બ્રહ્માજીનો વ્યાપ્ય સૃજય પણે નિર્દેશ કરેલો હોવાથી નારાયણ જ જગતના પરમકારણ છે, પણ બ્રહ્માદિક નહિ એમ નિશ્ચિત થાય છે.

વળી 'सहस्रशीर्षं देवं विश्वाक्षं विश्व शम्भुवम्' આ શ્રુતિને આરંભીને स ब्रह्मा शिवः सुरेन्द्रः सोऽक्षरः परमः स्वराट्' આ પર્યન્તનો જે આનુવાક્ છે તે સર્વ શાખાઓમાં પ્રતિપાદ્ય પરમતત્વને માટે જે શિવબ્રહ્મા ઈન્દ્ર અક્ષર આદિક સામાન્ય શબ્દો આવેલા છે તેનું નારાયણ વિષયપણું સ્પષ્ટશબ્દોમાં પ્રદર્શાવવા પુર્વક પરપણાની શંકાવાળા બ્રહ્મા તથા રૂદ્રનું પણ ઈન્દ્ર અક્ષર આદિકને તુલ્યપણે નારાયણની વિભૂતિ તરીકે પ્રતિપાદન કરે છે

ઉપર પ્રમાણે વસ્તું સ્થિતિ હોવાથી "अग्निर्वै देवानामवनो विष्णुः परम, तद्वहम् स आत्मा अङ्गान्यन्या देवताः, देवानारायणङ्गजाः " ઈત્યાદિ શ્રુતિસ્મૃતિઓ નારાયણને પરાત્પરપણે પ્રતિપાદન કરવા પુર્વક બીજા ભવ બ્રહ્માદિદેવોને તેમની અવર વિભૂતિ પણે પ્રતિપાદન કરે છે આ અર્થ "ब्रह्मा शिवः शतमुखः परम स्वराडित्येतेऽपि यस्य महिमार्णव विप्रुषस्ते' આ આભિયુકિત માં આતિસ્પષ્ટ છે, આથી સુસિદ્ધ થાય છે કે નારાયણજ  પરમ કારણ હોવાથી મોક્ષ માટે મુમુક્ષુઓએ ધ્યાન કરવા યોગ્ય છે. પણ કારણભૂત અવર ભવ બ્રહ્માદિ દેવો ધ્યાન કરવા યોગ્ય નથી. "नारायणाय विद्महे, वासुदेवाय धीमहि तन्नो विष्णुः प्रचोदयात्" વૈદિક ગાયત્રી મંત્ર પણ વિષ્ણુનું પારમ્ય જણાવવા પૂર્વક તેમની જ ધ્યેયતાને સુદ્રઢ કરે છે.

ઉપરના અર્થના અનુસંધાનથી ભગવાન શૌનકે ચતુર્મુખ સનકાદિકોને જગદંતવર્તિ હોઈને અવિદ્યાવેષ્ટિત હોવાથી ધ્યાન કરવા યોગ્ય નથી, એમ કહીને પ્રથમ બધ્ધો હોય ને પછીથી જ્ઞાન મેળવીને સ્વસ્વરૂપને પામેલા મુકતો છે તેમને પણ સ્વતઃ શુધ્ધિ નહિ હોવાથી તે પણ ધ્યાન કરવા યોગ્ય નથી એમ કહીને નિત્યનિર્દોષએવા ભગવાન શ્રીકૃષ્ણનુજ ધ્યાન કરવાનું કહે છે" आब्रह्मस्तम्बपर्यन्ता जगदन्तर्व्यवस्थिता:। प्राणिनः कर्मजनित संसारवशवर्तिनः ।। यतस्ततो न ते ध्याने ध्यानिनामुपकारका:। अविद्यान्तर्गताः सर्वे ते हि संसारगोचरा:।। पश्चादुद्‍भूतबोधाश्च ध्याने नैवोपकारकाः । नैसर्गिको न वै बोधस्तेषामप्यन्यतो यत:।। तस्मात्तदमलं ब्रह्म निसर्गादेव बोधयत् । ध्येयं ध्यानविदां समयक् तद्विाणोः परमं पदम् ।।" इत्यादि

વળી 'महान् प्रभुर्वै पुरूषः सत्त्वस्यैषः प्रवर्तक:" આ શ્રુતિ ભવ બ્રહ્મા આદિકને મોક્ષવિરોધી રજતમના પ્રર્વતકરણે પ્રતિપાદિત કરવા પૂર્વક નારાયણને જ મોક્ષોપયોગી સત્વગુણના પ્રર્વતકપણે કહે છે છે. આવો ગુણ વિભાગ મૈત્રાયણીય ઉપનીષદ્માં "अथ यो ह खलु वा अस्य राजसोंऽसः सोऽसो ब्रह्मचारिणो यो वै ब्रह्मा अथ योह खलु वा अस्य सात्त्विकोंऽशः सोऽसौ ब्रह्मचारिणो योऽयं विष्णुः अथ यो ह खलु वा अस्य तामसौंऽशः सोऽसौ ब्रह्मचारिणो योग्यं रूद्रः આ રીતે જણાવ્યો છે.

**લિંગ પુરાણમાં-** "हिरण्यगर्भो रजसा तमसा शङ्करः स्व्यम्। सत्वेन सर्वगो विष्णुः सर्वात्मा सदसन्मयः।" એમ કહ્યું છે.

**શ્રીમદ્‍ભાગવતમાં** "सत्वं रजस्तम् इति प्रकृतेर्गुणास्तैयुक्तः परः पुरूष एक इहास्य धत्ते। स्थित्यादये हरि विरिञ्चिहरेति संज्ञाः श्रेयांसितत्र खलु सत्ववतनोर्नृणां स्युः ।।" એમ ગુણવિભાગ કહેવા પુર્વક સત્વમૂર્તિ શ્રી વિષ્ણુના ઉપાસનાથી શ્રેયસની પ્રાપ્તિને કહે છે.

મુચુકુંદરાજા પ્રત્યે વિજય કરી આપવાથી પ્રસન્ન થયેલા દેવોએ " वरं वृणीश्व भद्रं ते ऋते कैवल्यमद्य नः । एक एवेश्वरस्तस्य भगवान् विष्णुरव्ययः ।।(श्रीमद्‍भागवत-स्कन्ध-१०)" એમમોક્ષ સિવાયનો વર માંગવાનું કહેવા પુર્વક તેને માટે તો એક ભગવાન શ્રી વિષ્ણુનો જ અધિકાર કહયો છે.

એક સમયે શૌનાકદિક મહર્ષિઓએ સરસ્વતી નદી તીરે બ્રહ્મસત્ર આરંભયો તે ઉપર આવેલા તેઓના મનમા એવો વિતર્ક થયો કે બ્રહ્મા, શંકર અને વિષ્ણુ આ ત્રણ દેવોમાં મહાન કયા દેવ છે.? તેની પરીક્ષા માટે તેઓએ મળીને બ્રહ્માપુત્ર ભૃગુ ઋષિને મોકલવાથી તે પ્રથમ બ્રહ્માજીની સભામાં ગયા સત્યની પરીક્ષા માટે જ સ્તુતિ નમસ્કારદિ કાંઇ પણ નહિ કરવાથી બ્રહ્માજી બહુ જ કોપાયમાન થઈ ગયા ભૃગુ કે જે પોતાના જ પુત્ર છે તેમની ઉપર ઉપજેલા ક્રોધ ને સ્વયં સમજીને જેમતેમ શમાવી દીધો. ત્યાર પછી ભૃગુમુનિ કૈલાસમાં શિવજી પાસે ગયા પોતાના ભાઈ હોવાથી ઉઠીને ભાવથી ભૃગુને ભેટવાની

ઈચ્છા શિવજીએ કરી પરંતુ ભૃગુ ભેટયા જ નહિ, એટલુ જ નહિ પણ ‘ તમે તો  અવળે માર્ગે વર્તનારા છો’ એમ અતિ અપમાન ભરેલુ વાકય બોલ્યા તેથી શિવજી અત્યંત કોપક્રાંત થઈ ગયા અને પરિણામે તીક્ષ્ણ નેત્રવાળા થઈને ત્રિશુળ લઈને ભૃગુને મારવા માટે તૈયાર થયા. પછી જેમા વિષ્ણુ ભગવાન રહે છે એવા વૈકુંઠલોકમા ઋષિ ગયા લક્ષ્મીજીના ખોળામાં મસ્તક મુકીને સુખેથી સુતેલા ભગવાનના વક્ષઃસ્થળમાં એકદમ વેગથી લાત મારી. તથાપિ કિંચિત પણ કોપવિકાર નહિ જણાવતા શૈયામાંથી સત્વર ઉઠીને ભગવાને ભૃગુને નમસ્કાર કરીને રાજી કર્યા, અને સ્વાગત કરીને આસનમાં બેસાડીને અજાણથી થયેલા અપરાધની ક્ષમા માંગી વધુમાં મૃદુ વચન કહયુ કે ‘ તમારા ચરણ તો અત્યંત કોમળ છે અને મારૂ વક્ષઃ સ્થળ તો વજ્ર જેવુ કઠોર હોવાથી તેના સ્પર્શથી તમારા ચરણને બહુ પીડા થઈ હશે, એમ કહીને ઋષિના ચરણને ચાંપવા મંડી પડયા અને વળી બોલ્યા કે ‘લોક તથા લોકપાળો સાથે મને તીર્થોની તીર્થતાને કરનારા આપના પાદોદકથી પવિત્ર કરો. આજે જ હું લક્ષ્મીજીના એકાંત પાત્રરૂપ થયો. આપના ચરણસ્પર્શથી મારાં પાપ બળી જવાથી હવે મારા ઉરઃ સ્થળમાં ચંચળ લક્ષ્મી નિત્ય નિવાસ કરીને રહેશે. આ રીતે વૈકુંઠનાથ મધુર વચન બોલવાથી ભૃગુ ભકિતથી ઉત્કઠિંત થતા આખમાં પ્રેમનાં આસું લાવીને બહુ સુખ પામનીને મૌન થઈ રહયા. પછીથી પાછા ઋષિઓના સત્રમાં આવીને પોતે અનુભવેલુ સમગ્ર વૃતાંત સભામાં અથેતિ નહી સંભળાવ્યુ તેને સાંભળીને સમગ્ર મુનિઓ અતિ આશ્ચર્ય પામીને નિસંશય થઈને વિષ્ણુને સર્વદેવો થકી અધિકપણે માનીને તેમની જ ધ્યાનભકિત કરવા લાગ્યા. જેથી તેઓને શાશ્વત શાંતિ અને અભયની પ્રાપ્તિ થઈ. આ પછી સાત્વિક સર્વજનો સત્વમૂર્તિ શ્રી વિષ્ણુને સર્વેશ્વર, પરંબ્રહ્મ, ભગવાન સમજીને મોક્ષ માટે તેમનુ જ ધ્યાન ઉપાસના કરવા લાગ્યા (**આ કથા ભા.સ્કંધ–૧૦/૮૯માં છે**) ’

જયારે જયારે બ્રહ્મા ભવ ઈન્દ્ર આદિક દેવોને અસાધ્ય આપત્તિ આવી છે ત્યારે ત્યારે તેની નિવૃત્તિ અને ઈષ્ટની પ્રાપ્તિ શ્રી વિષ્ણુ ભગવાને જ કરી  આપી છે. એવી કથાઓ પુરાણોમાં અનેક છે "યૌ वै ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदाश्च प्रहिणोति तस्मै" આ શ્રુતિમાં કહયા પ્રમાણે ભગવાને બ્રહ્માને પ્રથમ સર્જીને પછીથી આવિસ્કાર કરેલા વેદો તેઓને આપ્યા. પછી બ્રહ્માજીનુ એ સૃષ્ટિની ઈચ્છા કરતા પ્રાચિન દુસ્કર્મનુ ફલ ભોગવવા માટે જ ભગવાને મહાબળિષ્ટ મધુકૈટભ નામના દૈત્યો સર્જ્યા, કમળાસન ઉપર સૃષ્ટિને કરવા ઈચ્છતા બ્રહ્માને જોતા જ તે અસુરો વેદોને લઈને રસાતળમાં પ્રવેશી ગયા. ચક્ષુભૂત વેદોના હરણથી દુઃખી થયેલા બ્રહ્માએ ભગવાન વિષ્ણુની પ્રાર્થના કરી “મારે વેદો જ ચક્ષુ હતા, વેદો જ મારે પરમ ધન હતુ, વેદો જ મારે પરમ ધામ હતુ, વેદો જ મારે પરમ બ્રહ્મ હતુ મારા વેદો દાનવોએ બલાત હરી લીધા છે, વેદો વિનાના આ સર્વલોકો અંધકાર પ્રાપ્ત થઈ ગયા છે, વેદોનુ હરણ થતા હું હવે શી રીતે સૃષ્ટિને કરૂં, મને વેદોના વિનાશજન્ય મહાદુઃખ થાય છે, મારૂ હૃદય દુરંત દુઃખ પામી રહ્યુ

છે શોક સાગરમાં મગ્ન થયેલા મારો હવે આપ વિના કોણ ઉદ્ધાર કરે?" આ રીતે બોલતા બ્રહ્માજીએ વિષ્ણુની સ્તુતિ કરવાની બુદ્ધિ થઈ આવી. ભગવાનની બહુ સ્તુતિ કરવાથી પ્રસન્ન થયેલા ભગવાને હયગ્રીવનું અલૌકિક રૂપ ધારીને રસાતલ માં ગયેલા વેદોને ઉદ્ધારી બ્રહ્માજીને આપ્યા, તેથી બ્રહ્માજી સ્વસ્થ પ્રકૃતિવાળા થયા. આ રીતે બન્ને અસુરોના વધથી અને વેદોના લાવવાથી ભગવાને બ્રહ્માના શોકનું નિવારણ કર્યુ હતુ. આ કથા પદ્મપુરાણમાં પ્રસિદ્ધ છે.

એક સમયે અંધક નામના અસુરો સાથે થયેલા યુદ્ધમાં અંધકોએ શંકરને આકુળ વ્યાકુળ કરી દેતાં, શંકર વિષ્ણુ ભગવાનને શરણે ગયા. વિષ્ણુ ભગવાને શુષ્ક રેવતીદેવીને (કોઈ દેવીને) સર્જી તેણીએ સમસ્ત અંધકોનું રૂધિર ક્ષણવારમાં પાન કરી દીધુ. આ રીતે શ્રી વિષ્ણુએ અશરણ્ય મહાદેવની રક્ષા કરી હતી. આ કથા મત્સ્ય પુરાણમાં આવે છે.

વળી પોતે જ આપેલા વરનુ સામર્થ્ય પરીક્ષા કરવા તત્પર થયેલા વૃકાશુરના દૌરાત્મ્ય જન્ય આપત્તિ થકી પણ વિષ્ણુએ રક્ષા કરી હતી. (**આ કથા ભાગવત સ્કંધ-૧૦/૮૮**)મા છે કથા આ પ્રમાણે છે શકુનીનો પુત્ર વૃકનામે એક ખળ અસુર હતો. માર્ગમાં જતા નારદજીને તેણે પુછયુ કે ત્રણ દેવોમાં શીઘ્ર પ્રસન્ન થાય એવા કયા દેવ છે? નારદજીએ તેવા ગુણવાળા મહાદેવને બતાવ્યા પછી તેણે તેમના પ્રત્યે તીવ્ર તપ આદર્યુ. તપથી પ્રસન્ન થયેલા મહાદેવે વર માંગવાનું કહેતા તે પાપીએ સર્વભૂતોને ભય કરનારો વર માંગ્યો કે 'હું જેને માથે હાથ મુકું તે તેજ ક્ષણમાં મૃત્યુ પામે' આવો અધમ વર સાંભળીને મહાદેવ મનમાં અચકાયા પણ જેમ સર્પને અમૃત આપે તેમ ઉપેક્ષાથી વર આપ્યો. તે પછી દુરાત્મા હોવાથી તેણે પાર્વતીના હરણની લાલશાથી આપેલા વરની પરીક્ષા માટે મહાદેવને માથે હાથ મુકવાની ધૃષ્તતા કરતાં, મહાદેવ મહાત્રાસ પામીને થરથર કાંપતા થકા અહીં તહીં સઘળી દિશામાં પલાયન પર થયા. તેનો દેવો ઉપાય નહિ જાણતા હોવાથી મૌન રહયા કાંઈ સહાય કરી શકયા નહિ. તે પછી છેવટે તમઃ પર અપુનરાવૃત્તિ વૈકુંઠ ધામ કે જેમાં પરમાત્મા શ્રી નારાયણ રહયા છે ત્યાં ગયા. મહાદેવને દુરથી દુરંત દુઃખી દેખીને યોગબળથી બટુકનો વેષ ધારીને શ્રી નારાયણ સામા ગયા. પછી ભગવાન બોલ્યા કે 'હે શકુનીપુત્ર! તુ બહુ દુર આવવાથી બહુ થાકી ગયો છે તો ક્ષણવાર વિશ્રામ લે અને અમારે શ્રવણ કરવા યોગ્ય હોય તો તારૂં જે વૃતાંત હોય તે આમોને કહે' આ રીતે ભગવાને અમૃત વચનથી પૂછતાં થકા તેણે ઉત્સાહથી પોતનું કર્તવ્ય કહી દીધુ. પછી ભગવાને કહયુ કે ' જો એમ હોય તો શંકરના વચનનો અમને જરાય વિશ્વાસ નથી કેમકે તે તો દક્ષના શ્રાપથી પિશાચ પણાને પામેલા હોઈને પ્રેતપિશાચના રાજા થઈબેઠો છે જો તને તેનો વિશ્વાસ હોય તો તારા માથે જરા હાથ મુકીને તાત્કાલીક પાછો લઈ લેજે. જો શંકરનું વચન અસત્ય થશે તો તુ અસત્ય વકતા તેમને મારી નાંખજે કે જેથી એવુ અસત્ય વચન ફરીથી બોલે નહીં, આ રીતે માયાબટુ ભગવાનના મધુર વિચિત્ર વચનો વડે

છેતરેલા વૃકાસુરે એકદમ પોતાને માથે હાથ મુકવાની સાથે જ તત્ક્ષણ તેનું મસ્તક પડી ગયુ અને મરણ પામ્યો આ રીતે શ્રી વિષ્ણુએ મહાદેવની સ્વોપાર્જીત આપત્તિ થકી રક્ષા કરી હતી.

વળી ભકત બાણાસુર ભગવાન વાસુદેવ સાથે યુદ્ધમાં પ્રવર્તતા રૂદ્રની પ્રશમાસ્ત્ર વડે ભગવાને યુધ્ધાપત્તિ થકી નિસ્તારણ કર્યુ હતુ. આ બાબત વિષ્ણુ પુરાણમાં છે. "जृम्भागास्त्रेण गोविन्दो जृम्भयामास शङ्करम् । ततः प्रणेदुर्दैतेयाः प्रमथाश्च समन्तरः ।। जृम्भाभिभूतस्तु हरो रथोपस्थ उपाविशत्। न शशाक तदा योद्धुं कृष्णेना क्लिष्टकर्मणा"

દૃર્જય ત્રિપુર વિજયમાં પણ શંકરની શ્રી વિષ્ણુએ રક્ષા કરી હતી આ બાબત શ્રી વિષ્ણુ ધર્મમાં "त्रिपुरं जघ्नुषः पूर्वं ब्रह्मणा विष्णुपञ्जरम्। शङ्करस्य कुरूश्रेष्ठरक्षणाय निरूपितम् । वगीशेन तु शक्रस्य बलं हन्तुं प्रयास्यतः। " આ રીતે કહી છે.

એજ રીતે ઈન્દ્રાદિક  દેવોની પણ તે તે હિરણ્ય કશિપુ રાવણ દુર્વાસાઆદિક થકી આવેલી આપત્તિઓ થકી ભગવાને રક્ષા કરી છે આવી કથા શ્રીમદ્ ભાગવત શ્રી વાસુદેવ માાહાત્મ્ય તથા રામાયણમાં અનેક છે

એજ રીતે ભવ બ્રહ્માનિ ઈષ્ટ ફળનુ પ્રદાન પણ વિષ્ણુ ભગવાનેજ કર્યુ છે. ભારતમાં "युगकोटिसहस्राणि विष्णुमाराध्य पद्मभूः। पुनस्त्रैलोक्यधातृत्वं प्राप्तुत्वं प्राप्वानिति शुश्रुम।।" એમ બ્રહ્માને પુનઃ ત્રિલોકીનું ધાતાપણુ ભગવાનના આરાધનથી મળવાનું કહે છે.

વળી મહાભારતમાં ભગવાનનુંજ સર્વ કર્મો વડે સમારાધ્યપણુ અને ભવ બ્રહ્માધિક સર્વને ભગવાનની કૃપાથી ભાગનું મળવાપણું 'येन यः कल्पितो  भागः स तथा समुपगतः। प्रीतोऽहं प्रदिशाम्यद्य फलमावृत्तिलक्षणम्' ઈત્યાદિ વચનોથી કહયુ છે કર્મકાંડમાં પ્રથમ અધ્યાયમાં કયા દેવને અધિકપણે માનિને નિત્ય પુજો છો. એમ પાર્વતી એ પૂછતાં મહાદેવે "अज्ञानार्णवमग्नानां सर्वेषामात्मनामयम् विष्णुधर्मोडुपः श्रीमान् उत्तरार्थ उदाहृतः।। " એમ વિષ્ણુને જ કહયા છે. ઉપરના બધા અનુસંધાનથી મહાભારતના સભાપર્વમાં 'एवमेषाऽसुराणां च  सुराणामपि सर्वशः। भयाभयकरः कृष्णः सर्वलोकेश्वरेश्वरः' એમ સુરાસુર સર્વને ભય અભય કરનારા કૃષ્ણને કહયા છે એમ હોવાતી 'न सम्पदां समाहारे विपदां विनिवर्तने। समर्थो दृश्यते कश्चितं विना पुरूषोत्तमम्।।' એમ સંપદાઓના સંપ્રદાનમાં અને વિપદાઓના વિનિવારણમાં પુરૂષોત્તમ વિનાબીજા ભવ બ્રહ્માદિક સમર્થ નથી એમ સુસ્પષ્ટ કહ્યું છે.

આ શ્લોકમાં શ્રી વૈષ્ણવધર્મશાસ્ત્રમાં "अनाश्रित्योच्छ्रयो नास्ति मुख्यमाश्रयमाश्रयेत । रूद्रं समाश्रिता देवा रूद्रो ब्रह्माणमाश्रितः । ब्रह्मा ममाश्रितोराजन् नाहं कश्चिदुपाश्रितः। ममाश्रयो न कश्चित्तु सर्वेषामाश्रयो ह्ययम्। एतद्रहस्यं कौन्तेय प्रोक्तवानहमव्ययम्।। " એમ સ્વયં શ્રીકૃષ્ણએ જ સ્વરહસ્ય

કહેતાં પોતાને અનન્યાશ્રય કહેવા પૂર્વક સ્વદોય માટે ભવ બ્રહ્માદિ સર્વને પોતાનો મુખ્ય આશ્રય રાખવાની આવશ્યકતા કહી છે.

હરિવંશમાં દેવતાઓ પ્રત્યે રૂદ્રે 'एतदेव परंवस्तु नैतस्मात्परमस्तिवः। एकमेव विजानीध्वमेतद्धः परमं तपः' 'ओमित्येवं सदाविप्राः पठध्वं ध्यात केशवयं' એમ વિષ્ણુનું પારમ્ય કહીને ઓંકારવાચ્ય તેમનુ જ ધ્યાન કરવાનું કહ્યુ છે શ્રી વારહપુરાણમાં 'नारायणात्परो देवो न भूतो न भविष्यति । एतद्रहस्यं वेदानां पुराणानां च सतमम्।। ' એમનારાયણના પારમ્યને વેદ પુરાણાદિકના રહસ્ય તરીકે કહે છે વળી "एतेषां कतमो देवः परः कोवाऽथवाऽपरः' એવો પ્રશ્ન થતા "परोनारायणो देवस्तस्माज्जातश्चतुर्मुखः''

વળી મહાભારતમાં "विष्णुरात्मा भगवतो भवस्यमिततेजसः। तस्माद्धनुर्ज्यासंस्पर्शं स विषेहे महेश्वरः" એમ વિષ્ણુને રૂદ્રના અંતરઆત્માપણે પ્રતિપાદ્યા છે. વળી તેમાજ બ્રહ્મારૂદ્રના સંવાદમાં બ્રહ્મા રૂદ્ર પ્રત્યે ' तवानारात्मा मम च ये चान्ये देहसंज्ञिताः। सर्वषां साक्षि भूतोऽसौ न ग्राह्य केनचित्क्वचित्' એમ નારાયણને ભવ બ્રહ્માદિ સર્વદેહિઓના સાક્ષી અંતરાત્મા પણે નિરૂપ્યા છે.

ભવબ્રહ્માનું જે સૃષ્ટિ સંહારમાં કર્તાપણું છે તે પણ સ્વતંત્ર નહિ પણ નારાયણે પ્રદર્શવિલ માર્ગને અનુસારી હોવાથી પરતંત્ર છે "एतौ द्वो विबुधश्रेष्ठो प्रसाद क्रोधजौस्मृतौ। तदादर्शित पन्थानौ सृष्टिसंहारकारकौ ।।" "यस्य प्रसादाहमच्युत य भूतप्रजासर्गकरोऽन्तकारी। क्रोधाच्च रूद्रः स्थिति हेतुभूतो यस्माच्य मध्ये पुरूषः परस्तात ।" આ વચનોમાં અતિસ્પષ્ટ છે.

વળી ભવબ્રહ્માદિક દેવોનું સામર્થ્ય પરિમિત ફલ પ્રદાનમાં હોવાથી મુમુક્ષુઓએ ધ્યેય નથી એમ પણ કહે છે "ब्रह्माणं शितिकण्ठं च याश्चान्या देवताः स्मृताः। प्रतिबुद्धा न सेवन्ते यस्मात्परिमितं फलम् ।।" ઈત્યાદિ. ગીતામાં "देवान् देवयजो यान्ति पितृन् यान्ति पितृव्रताः। भूतानियान्ति भूतेज्यायान्ति मद्याजिनोऽपिमाम्।। मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् । नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ।। आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन। मामुपेत्य तु कौन्तेय। पुनर्जन्म न विद्यते।।" આ રીતે ભવબ્રહ્મા આદિક દેવતાંતરની ઉપાસના કરનારાઓની તો પુનરાવૃતિ અને પોતાની ઉપાસના કરનારાઓની અપુનરાવૃત્તિ હોઈને અનંતે ફળની પ્રાપ્તિ થવાની શ્રીમુખે કહી છે "अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः। तीव्रेण भक्तियोगेन यजेत पुरूषं परम्"(ભાગવત) એમ આકમી સર્વકામી સર્વકોઈએ એક પરમ પુરૂષનું આરાધન કરાવાનું કહ્યુ છે આ દ્રષ્ટિએ જોઈ એ તો ભગવાન શ્રીકૃષ્ણ શ્રી હરિજ ધ્યાજ ઉપાસના કરવા યોગ્ય છે.

કોઈ સ્થળે શિવનું ઉપાસ્ય પણું  કહ્યુ હોય તો તેનું સરસ સમાધાન તો શિવજીએજ હરિવંશના "उपास्योऽहं सदा विप्रा उपास्योऽस्मि हरेः स्मृतौ" આ રીતે કર્યુ છે. 'शङ्कराज्ज्ञानमन्विच्छेत्' એમ શંકર

થકી ભગવાનનું જ્ઞાન મેળવવાનું પણ કહયુ છે સત્ય અર્થ એવો છે કે-પરમાત્મા શ્રીહરિની સ્મૃતિમાં શિવજી ઉપાયભૂત થતા હોવાથી તેમનું ઉપાસન કરવાનું કહયું છે એમ કેમ? તો "वैष्णवानां यथा शम्भुः, शिवमहाभागवतं अस्यानुभावं भगवान् वेदगृह्यतमं शिवः" એમ ભાગવતાદિકમાં શિવજી ને વિષ્ણુના મોટા શ્રેષ્ઠ ભકત તરીકે વર્ણવ્યા છે.

ઉપર પ્રમાણેની વસ્તુ સ્થિતિ હોવાથી શ્રીકૃષ્ણને બ્રહ્માદિકને સમાનપણે સમજીને તેમનું પારામ્ય નહિ સહન કરનારાઓને મહાદોષ થવાનો શાસ્ત્રો કહે છે તે બરોબર છે આ બાબત "अस्मादन्यं परत्वेन चेतयानो ह्यचेतनः । स पाषण्डीतिविज्ञेयः सर्वंकर्मबहिष्कृतः" "यस्तु नारायणं देवं समत्वेनाभिमन्यते। स तु तेनावमानेन नरकान्नातिवर्तते(भाग), येऽन्यं देवं परत्वेन वदन्त्यज्ञानमोहिताः। नारायणाज्जगन्नाथार्त्ते पाषण्डिनः स्मृताः।। (ब्रह्मांड, कौर्म)" "नारायणं परित्यन्य हृदिस्थं प्रभुमीश्वरम्। योऽन्यमर्चयते देवं परबुद्धया स दोषभाक्" ઈત્યાદિ સ્મૃતિવચનોમાં વિશદ છે ઉપર પ્રમાણે શ્રીવિષ્ણુનારાયણનું પારમ્ય તથા ધ્યેયપણું સર્વસચ્છાસ્ત્ર સિદ્ધ સર્વઆચાર્ય અભિમત સર્વસાત્વિક જન સંમાન્ય છે.

ઉપરનો સમસ્ત તત્વાર્થ ભગવાન શ્રી હરિએ સ્વયં સ્વમુખે વચનામૃતમાં પણ કહયો છે "ભગવાન વિના બીજાદેવની ઉપાસના કરીએ તો તેમા મોટો દોષ લાગે(ગ.મ-૧૯)" "અને તે ભગવાનનું જ ધ્યાન કરવું અને તે વિના બીજા કોઈ દેવનું ધ્યાન ન કરવુ. (ગમ-૧૯)" "અને એજ ભગવાન (શ્રીકૃષ્ણભગવાન) પૂજવા યોગ્ય, ભજવા યોગ્ય ને પામવા યોગ્ય છે(વર-૧૮)" આ રીતે આ ગ્રંથમાં કારણ પ્રદર્શન પૂર્વક ભવ બ્રહ્માદિકની અનુપાસ્યતા કરાવીને એક શ્રી હરિની (શ્રીકૃષ્ણની) પરાત્પરતા નકકી કરીને તેમની જ ધ્યાન ઉપાસના અને પ્રાપ્યતા સપ્રમાણ સુનિશ્ચિત કરવામાં આવી છે આમા હવે સંશય લેશને સ્થાન રહેતુ નથી.

ઉપર જે પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ નારાયણનું પારમ્ય કહયુ તે 'अन्योऽपि धर्मरक्षायै देहः सम्भ्रियते मया (भागवत स्कंध-१०/१०)' આમ શ્રીકૃષ્ણે કહયા મુજબ તદ્રુપ તદ્અભિન્ન ભગવાન શ્રી હરિને વિષે સારી રીતે ઘટે છે અને તે જ પ્રમાણે સંપ્રદાયના પ્રબન્ધોમાં ઘટાવ્યુ છે. આ શ્લોકનું વિવેચન ગોપાળાનંદમુનિકૃત ગૂઢાર્થ દીપિકાટીકામાં શ્રી હરિના પ્રાદુર્ભાવ પર કર્યુ છે. "कृतादिषु प्रजा राजन् कलाविच्छन्ति सम्भवम् । कलौ खलु भविष्यन्ति, नारायण परायणाः"(ભાગવત સ્કંધ-૧૧/અ.૦૫)" આ શ્લોકની ટીકામાં "યુધ્ધાર્થે મથુરા આવેલા જરાસંઘની સાથે સંગ્રામ સમયે શ્રીકૃષ્ણે પોતાના પ્રાદુર્ભાવનું પ્રયોજન વિચારતા 'अन्योऽपि धर्मरक्षायै' એમ અન્ય અવતાર ધારવાનો નિશ્ચય કર્યો હતો એજ અવતારને આ શ્લોકથી જણાવવા પણ કળિયુગનું મહાત્મ્ય કહે છે આવુ પ્રતિક આપીને "कलौ

एकान्तिकधर्मरक्षार्थं श्रीकृष्णो नारायणमूनिनाम्ना भक्तिधर्मात्मजो भविष्यति" (શ્રીકૃષ્ણ જ નારાયણ મૂનિ નામથી પ્રગટ થશે.) 'श्रीकृष्णेनधर्मज्ञानवैराग्यसहितैकान्तिकीभक्तिरूद्धवं प्रत्युक्ता, सा तु अत्रागतरामानन्दाख्योद्धवसहितेन भक्तिधर्मसुतेन श्रीनारायणमुनिनैवात्र प्रवर्तितानान्यैः' अतो 'देहः सम्भ्रियते मया' 'इत्येकवचनेन प्रोक्तः श्री नारायणमुनिरेव स्वयं श्रीकृष्णः'(શ્રીકૃષ્ણેસાંગ એકાંતિકી ભકિત ઉદ્ધવજીને કહેલી તે તો ઉદ્ધવાવતાર ભૂત રામાનંદે સહિત શ્રી નારાયણ મૂનિએ જ અહી પ્રવર્તાવી છે, બીજા કોઈએ નહી, માટે 'देहः सम्भ्रियते मया'આ એક વચનથી શ્રીનારાયણમુનિએ જ શ્રી કૃષ્ણ છે) ઉદ્ધવજી શા માટે આવેલા? તો શ્રીકૃષ્ણએ જ પોતાનો જ્ઞાનનો ઉપદેશ કરવા મોકલ્યા હતા 'श्रीकृष्णश्चापि स्वप्रतिज्ञां सत्यां कर्तुंमुद्धवसहायार्थ तथा धर्मदेवगृहे स्वयं प्रादुर्भूत इति बोध्यम्' (શ્રીકૃષ્ણ 'अन्योऽपि' આકૃત પ્રતિજ્ઞાને સત્ય કરવા ઉદ્ધવજીની સહાય માટે સ્વયં ધર્મદેવના ગૃહમાં પ્રગટયા) ઈત્યાદિ વાકયો લખીને "વાસુદેવસુત શ્રીકૃષ્ણનો જ ધર્મસુત શ્રીહરિ, રૂપે ફરીથી આવતાર થયો છે એમ સપ્રમાણ સયુકિત સમર્થન કર્યુ છે.

'अन्योऽपि' આ શ્લોકની શ્રી ભગવતપ્રસાદાચાર્ય પ્રણિત ભક્તરંજનની ટીકામા શ્લોકાર્થને કહીને વધારામાં 'આ શ્રીકૃષ્ણનો પુનઃ પ્રાદુર્ભાવ કયા ગ્રંથમાં કહયો છે?' તો વાસુદેવ મહાત્મ્યમાં " मया कृष्णेन निहता सार्जुनेन रणेषु ये। प्रवर्तयिष्यन्त्य सुरास्ते त्वधर्मं यदा क्षितौ। धर्मदेवा तदा मूर्तौ नरनारायणात्मना। प्रवृत्तेऽपि कलौ ब्रह्मन्! भूत्वाहं सामगो द्विजः।। मुनिशापान्नृतां प्राप्तं सर्षिं जनकमात्मनः। ततोऽविता गुरूम्योऽहं सद्धर्मस्थापयन्नज!।।"અક્ષરધામાધિપતિ ભગવાન શ્રીકૃષ્ણ બ્રહ્માજીને કહે છે હે બ્રહ્મન્! અર્જુને સહિત મે શ્રીકૃષ્ણે યુદ્ધમાં હણેલા (એટલે હું જે અસુરોને મારા હાથથી હણીશ અને જેઓ અર્જુને હણ્યા મને જોતાથકા મૃત્યુને પામશે તેતો મોક્ષને પામી જશે. અહીતહી અજુનાદિકેહણેલા) જે અસુરો તે અસદ્‌ગુરૂ નૃપાદિક રૂપથી જયારે પૃથ્વી ઉપર અધર્મને પ્રવર્તાવશે ત્યારે હે બ્રહ્મન્! હું કલિકાળની પુષ્કળ પ્રવૃત્તિમાં પણ ધર્મદેવ થકી તેમની ભકિત જેનું બીજુ નામ છે એવી મૂર્તિપત્નિમાં નરનારાયણને નિમિત્ત કરીને સામવેદી વિપ્રરૂપથી પ્રાદુર્ભવીને, હે અજ! હું સધ્ધર્મની સ્થાપના કરતો થકો દુર્વાસામૂનિના શાપથી મનુષ્યભાવ ને પામનારા મરીચ્યાદિ મુનિસહિત મારા માતાપિતા ધર્મભકિતની ને અસુરાંશ ગુરૂરાજા થકી રક્ષા કરીશ. (શ્રીસ્કન્ધપુરાણ/વૈષ્ણવખંડ/વાસુદેવમહાત્મ્ય/અ.૧૮/ શ્લોક૪૨,૪૩,૪૪) આથી શ્રીકૃષ્ણના બીજા અવતાર રૂપ સ્વામિનારાયણ અવતાર કહ્યો)" ઈત્યાદિ ત્રણ શ્લોકથી કહ્યો છે. એમ કહી વળી 'એક જ શ્રીકૃષ્ણનો બીજી વાર અવતાર કેમ ઘટે? એવી શંકા કરીને જેમ મત્સ્ય કૂર્મવરાહ નો બે વાર અને ધન્વંતરિનો ત્રણવાર અવતાર કહયો છે તેમ શ્રીકૃષ્ણનો બે વખત અવતાર ઘટે છે' એવુ સમાધાન કર્યુ છે. આ રીતનો વિશેષ જણાવ્યો છે. દશમ સ્કંધની

ભકતરંજનનીમાં ઉપરોકત અર્થની સ્પષ્ટતા મંગળ ચરણમાં જ "अन्यं सतामवनहेतव एव दहं धास्ये प्रतिश्रुतमितीह बलाग्रतो यत् । सत्यं विधातुमुदभूद्दयया स कृष्णो धर्मस्य सद्मनि पुनस्तमयुं नमानि ।। यः पूर्वरूप मदधान्नृप भावयुक्तमन्यत्तु साधुज्ञनभावचुतं सदीशः । तं च दिरूपधारमेक गुण स्वभावं कृष्णं पितामहमहं शरणं गतोऽस्मि" આ રીતે કરી છે. આમા કૃષ્ણનાં નૃપભાવવાળુ અને સાધુભાવવાળુ એમબે રૂપો કહ્યા છે અ.૯૦ શ્લોક ૫૦ની ટીકામાં અંત્ય મંગળમાં "धर्माङ्ग भूर्धर्मपरः सदीशः श्रीस्वामिनारायण नामधारी। कृष्णावतारो धरणीतलाद्योऽधर्मं समूलं जयताद्धरन् वै" એમ શ્રીકૃષ્ણનો સ્વામિનારાયણ નામથી અન્ય અવતાર કહયો છે સ્કંધ-૧૦/૧/૩ની ટીકામાં "तदवतारद्वयसत्वेन पूर्वावतारकृष्णचरितानि, भविष्यतो द्वितीयरूपस्य तदवतारचरितानि" આ રીતે કૃષ્ણના બે અવતારો જણાવ્યા છે. વળી સ્કંધ-૧૦/૨/૨૮ ની ટીકામાં "कृष्णहरिकृष्णयोरेकावतारात्वाच्च" એમ કૃષ્ણહરિકૃષ્ણની એકાવતારની નકકી કરી છે આ પ્રમાણે આ ટીકામાં પણ વસુદેવસુત શ્રીકૃષ્ણનોજ ધર્મસુત પણે અન્ય આવતાર છે' એમ સાબિત કર્યુ છે. આ રીતે ભાગવત શ્લોકનું વિવચન શ્રીહરિને શ્રીકૃષ્ણના અવતાર પર પૂર્વ વૃધ્ધોએ અનન્યતત્વતા સમર્થન કરી છે. સાંપ્રદાયિક ઉપોધ્ઘાત એવોજ સુદ્રઢ ઘડવામાં આવ્યો છે.

શિક્ષાપાત્રી શ્લોક ૧૦૭માં અંતર્યામી સ્વતંત્ર સર્વેશ્વર પરમતત્વ નિરૂપીને એ સર્વેશ્વર બીજા કોઈ નહિ પણ શ્રીકૃષ્ણ જ છે એમ સમર્થન કરવા "स श्रीकृष्णः परंब्रह्म भगवान पुरूषोत्तमः। उपास्यइष्टदेवो न सर्वाविर्भावकारणम्।।" આ શ્લોક-૧૦૮ કહયો છે આ પરમતત્વના નિરૂપણ પ્રસંગે ૧૦૮ શ્લોકની ટીકામાં શતાનંદ મુનિએ અંતે શ્રીકૃષ્ણ અને શ્રી હરિની તત્વતઃ અભિન્નતા જણાવા નિર્ગલિતાર્થ " यः साक्षात् भगवान् क्षराक्षर परः कृष्णः स एव स्वयं भक्तौ धर्मत आस भूरिकृपया श्री स्वामिनारायणः। मानुष्यं भुविनाट्यन्निजजनाचार्यत्वधर्मे स्थितः कृष्णं प्राह परोक्षवन्न तु ततोऽन्यः सोऽस्ति यत्सस्वयम् ।। " જે ક્ષર અને અક્ષર થી પર પુરૂષોત્તમ સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણને કહયા, તે જ સ્વયં અપારકૃપા કરીને શ્રીસ્વામિનારાયણ રૂપે પ્રકટ  થયાથકા પૃથ્વિ ઉપર મનુષ્ય લીલા કરીને પોતાના ભકતજનોના આચાર્યપણાના ધર્મમાં રહયા આ શિક્ષાપત્રીમાં તેમણે પરોક્ષપણે જે શ્રીકૃષ્ણનું નિરૂપણ કર્યું તે તો સ્વયં પોતે જ છે પણ તેનાથી જુદા નથી. (શિક્ષાપાત્રી અર્થ દીપિકાટીકા શ્લોક-૧૦૮)" આ રીતે કાઢયો છે, આ પ્રકારે આ પ્રબન્ધમાં પ્રતિપાદેલા જે રાધાલક્ષ્મી વિશિષ્ટ વૃંદાવન વિહારી સવેશ્વર પરંબ્રહ્મ ભગવાન શ્રીકૃષ્ણ એજ શ્રીહરિ છે એમ અનન્યપણું જાણવાનું છે.

સત્સંગિજીવન મંગલાચરણમાંજ "श्रीकृष्णाय नमस्तस्मै यः साक्षात् धर्मनंदनः।....परमात्मा परात्परः । स एव साक्षात् भगवान् स्वामिनारायणाख्या प्रसिद्धोऽस्ति।" એમ પરાત્પર પરમાત્મા શ્રી કૃષ્ણનો ધર્મનંદન સ્વામિનારાયણ નામથી પ્રસિદ્ધપ્રાદુર્ભાવ કહીને તત્વતઃ અનન્યપણુ જણાવ્યુ છે "अतोऽहमेव

पुत्रत्वं दम्पत्योर्युवयोर्वृष। प्राप्य" (प्र.१/१९) એમ અસુરોએ બહુ પીડેલા ધર્મભકિતને વૃંદાવનમાં શ્રીકૃષ્ણની સ્તુતિ કરતાં રાધારમાદિસાથે પ્રત્યક્ષ થયેલા શ્રીકૃષ્ણે તેમને પુત્રરૂપે પ્રગટ થવાનુ વરદાન અપ્યુ છે "गोलोक एवाक्षरधाम्नि दिव्येऽनन्ते च यादृक् स्मते स नित्यम् । तं तादृश ते ददृशुर्द्विहस्तं निनादयन्तं मुरलीं मुकुन्दम् ।। (प्र.१/२२)" એમ અવતરણ અવસરે આવેલા ભવબ્રહ્માદિક દેવોએ પ્રગટ થયેલા શ્રીહરિનું ગોલોકાંતર્વર્તિ અક્ષરધામના અધિપતિ મુરલીધર શ્રીકૃષ્ણરૂપે દર્શન થયાનું કહયું છે "उपासनां यस्य कृर्मोवयं श्री राधिकापतेः। स एव हरिनामाऽयं वर्तते सोदरो हि वाम।।" (પ્ર-૧/૩૯) એમ ધર્મપિતાએ 'જે શ્રી રાધિકાપતિ શ્રીકૃષ્ણની ઉપાસના આપણે કરીએ છીએ એજ આ હરિ નામના તમારા ભાઈ છે' એવો ઉપદેશ પુત્રોને આપ્યો છે "त्वं हि साक्षात्परंब्रह्म- गोलोकाधिपतिर्दिव्यवृन्दावन विहारकृत्। अखण्ड रासलीलस्त्वं राधिकारमणः स्वयम् (स.जी.१/४९)" એમ વનમાં મળેલા પાર્વતી શંકરે 'સાક્ષાત્ પરંબ્રહ્મ ગોલોકાધિપતિ વૃંદાવનવિહારી રાસલીલા તત્પર રાધારમણ જ તમો પ્રગટ થયા છો. એવી સ્તુતી કરી છે' " गोलोकसंस्थाक्षर दिव्य धाम्नि यादृक् स्वदृष्टश्च बृहद्वनादौ। विलोक्यं तं तादृशमेव कृष्णमानन्दवाधौ।" "निममज्ज सद्यः (स.जी.१/५९)" એમ રામાનંદ મુનિએ 'અક્ષરાધિપતિ શ્રીકૃષ્ણ જ શ્રીહરિ રૂપથી આવતર્યા છે' એવો નિશ્ચય જાહેર કર્યો છે. "परमेश्वर एवायं नारायणमुनिः स्वयम् । श्रीकृष्णोऽस्तीति साश्चर्यंवदन्तिस्म समुत्सुकाः (स.जी.२/६)" એમ રામાનંદ સ્વામીના શિષ્યોએ આ નારાયણ મુનિ જ સ્વયં શ્રીકૃષ્ણ જ છે એમ નિશ્ચય કર્યો "सिताम्बरं नैष्ठिकवर्णिवेषं पीताम्बरं तं नटवर्य वेषम्। नवाम्बुदश्यामलसुन्दराङ्ग वन्दे हरिंधर्मसुतं च कृष्णम् (स.जी.२/३१)" ઈત્યાદિ આ છ શ્લોકથી આભયરાજાએ વસુદેવસુત શ્રીકૃષ્ણ અને ધર્મસુત શ્રી હરિની અભિન્ન તત્વ પણે સ્તુતિ કરી છે "कृष्णतुल्याखिलाकारं वर्णिवेषमस्थितम्" (પ્ર-૧/૩૮) એમ શ્રીહરિનો સમસ્ત આકાર કૃષ્ણતુલ્ય જાણીને 'આશ્રીકૃષ્ણ જ છે.' એવી ધર્મદેવને સ્મૃતિ થઈ આવી 'नारायणावतारोऽत्र हरिरस्ति गुरूर्हि नः' 'अहं तु साक्षात् विष्णोरवतारं कलावपि।।' (પ્ર-૪/અ.૩૬/શ્લો.૯) એમ મુકતાનંદ મુનિએ વત્તપત્તની વિદ્વત્પરિષદમાં શ્રીહરિને વિષ્ણુ નારાયણના સાક્ષાત્ અવતાર પણે નિરૂપ્યા છે "श्रीकृष्णं ननु भगवन्तमेव ते तं जानन्त स्तदपि च धाम तस्य राजन्। निश्चित्याथ च वपुषोऽन्त आत्मलभ्यं तद्धयेवेत्यपि विविदुः प्रहृष्टचित्ताः।।'(સ.જી.૩/૪૧) એમ બ્રહ્મપુરધામના નિરૂપણ પ્રસંગે"શ્રીકૃષ્ણ જ શ્રી હરિ છે શ્રીકૃષ્ણનુ ગોલોકાંતવર્તિ બ્રહ્મપુર ધામ છે. એજ ધામ શ્રીહરિના આશ્રિતોને અંતે પામવાનું છે" એમ પ્રતિપાદન કર્યુ છે આ પ્રકારે શ્રીકૃષ્ણની પારમ્ય અને ધ્યેય સાથે શ્રી હરિની પારમ્યતા અને ધ્યેયતાની અનન્ય તત્ત્વ હોવાથી સુસિદ્ધ થાય છે.

વચનામૃત લોયા-૧૩ "એ નારાયણ જેવા તો એક નારાયણ જ છે એમ સર્વ શાસ્ત્રોનો સિદ્ધાંત છે એવી રીતે ભકતજનની શિક્ષાને અર્થે શ્રીજી મહારાજે વાર્તા કરીને પોતે તો સાક્ષાત્ પુરૂષોતમ નારાયણ છે" લોયા-૧૪ " તથા ભગવાનના જે ઘણાક અવતાર થયા છે તેને અમે જાણીએ છીએ જે એ સર્વ અવતાર નારાયણના છે... એવી રીતે શ્રીજી મહારાજે વાર્તા કરીને પોતેતો સાક્ષાત્ પુરૂષોત્તમ નારાયણ છે" મધ્ય-૧૩ ને તેજ ને વિષે જે મૂર્તિ છે તેજ આ પ્રત્યક્ષ મહારાજ છે" " મધ્ય-૬૪- એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે આપણા ઈષ્ટદેવ છે એવી રીતે પરોક્ષપણે પોતાના પુરૂષોત્તમ પણાની વાર્તા શ્રીજી મહારાજે કરી તેને સાંભળીને સર્વે હરિભકતો એમ જાણતા હતા જે એજ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ તે જ આ ભકિત ધર્મના પુત્ર શ્રીજી મહારાજ છે "" વર-૧૮ અને પાંચમાં આપણા ઈષ્ટદેવ શ્રીકૃષ્ણ ભગવાન તેમને જાણવા... એવી રીતની વાર્તાને સાંભળીને સર્વ સાધુને સત્સંગી એમ સમજતા હતા જે એ પરોક્ષ જે શ્રીકૃષ્ણ ભગવાન કહયા તે જ આ ભકિત ધર્મનાપુત્ર શ્રીજી મહારાજ છે પણ એ થકી પરકોઈ નથી અને એજ આપણા ઈષ્ટદેવ છે ને ગુરૂ પણ એ જ છે." ઈત્યાદિ અમૃત વચનોથી ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણનું પારમ્ય કહેવાની સાથે શ્રીહરિનું પારમ્ય અને તેથી જ ઉપાસ્યત્વ, ધ્યેયત્વ પ્રાપ્તત્વ પ્રતિપાદન કર્યુ છે હવે આમાં સંશયને સ્થાન નથી.

આ સાથે સ્પષ્ટ રીતે કેવલને કેવલ પુરૂષોતમ નારાયણની ધ્યેયતા સપ્રમાણ સિદ્ધ થાય છે અને તે સાથે જ બીજાની અર્થાત્ અનાદિમુકત્તો, તથા ભવબ્રહ્માદિક દેવતાઓ, તથા આજકાલના પોતાને મનાવી રહેલા અજ્ઞાની એવા પ્રગટ બ્રહ્મસ્વરૂપોની અધ્યેયતા સપ્રમાણ સિદ્ધ થઈ જાય છે. માટે હવે આમા કોઈપણ શંકાનો અવકાશ રહેતો નથી.

હવે ધ્યાનના પ્રકારોની ચર્ચા કરીએ તો શાસ્ત્રોમાં તથા સદાચારી લોકોએ ચારપ્રકારના ધ્યાયની વાત કહી છે (૧) સાંગધ્યાન (૨) ઉપાંગધ્યાન (૩) સપાર્ષદધ્યાન અને (૪) સલિલધ્યાન આમ ચાર પ્રકારના ધ્યાન કહયા છે તેમાં (૧) **સાંગધ્યાન** તેને કહેવાય કે'ભગવાન શ્રીહરિએ એક પીતાંબર પહેરેલુ હોય ને બીજા સર્વે અંગો ખુલ્લા હોય તેનુ ધ્યાન કરવું તેને સાંગ ધ્યાન કહેવાય.' (૨) **ઉપાંગધ્યાન** તેને કહેવાય જે ' ભગવાનની મૂર્તિ હોય તે મૂર્તિને પિતાંબર આદી અલગ અલગ રંગના પહેરાવી વિવિધ પ્રકારના વાઘા પહેરાવીએ, ભાતભાતના જામા, અંગરખી ધરાવીએ, અતિકિંમતી આભૂષણો પહેરાવીએ, માથે પાઘ, મુગટ ધરાવીએ, આવી રીતે નોખાવાઘા ધરાવીએ અને તે વસ્ત્રાભૂષણો સહિત જે ભગવાનની મૂર્તિનું ધ્યાન કરવામાં આવે તેને ઉપાંગધ્યાન કહેવાય. અથવા પૃથક્પૃથક્ ભગવાનના એક એક અંગનું ચિંતન કરવુ તેને પણ ઉપાંગધ્યાન કહેવાય છે' (૩) **સપાર્ષદધ્યાય** તેને કહેવાય કે જાણે દાદાખાચરના દરબારમાં કે બીજા કોઈપણ મનઃ કલ્પિત સ્થાનમાં સુંદર સિંહાસન પર ભગવાન શ્રીહરિ પોતાની દિવ્ય પત્નિ શ્રી રાધાજી શ્રી લક્ષ્મીજી તથા પોતાના મુકતો

એવા ગરૂડજી શેષજી તથા સદ્ગોપાળાનંદસ્વામી, સદ્ મુકતાનંદાદિસાધુ ઓ સાથે જાણે સભામા બેઠા હોય અને તે સભામાં આધ્યાત્મિક વાર્તા થતી હોય, તથા સંતો વાજિંત્ર વગાડીને ભગવાના ગુણનું વાદ ગાતા હોય આવી રીતનું જે પરમાત્માનું ધ્યાન કરવુ તે સપાર્ષદધ્યાન કહેવાય' (૪) અને શલીલધ્યાન તેને કહેવાય કે જાણે ભગવાન શ્રી હરિસંતો ભકતો સાથે રંગે રમે છે, તથા સંતો ભકતો ભગવાનને સ્નેહપૂર્વક જમાડે છે અથવા ભગવાન શ્રીહરિ પોતાના ભકતોને પિરસે છે અથવા પોતાના ભકતો માટે વિવિદ પ્રકારની રસોઈ (શાકોત્સવ) બનાવે છે, અથવા હિંદાળામાં ભકતો પ્રભુને ઝુલાવે છે આવી રીતે અલગ અલગ લીલાઓનું ધ્યાન કરવું તેને શલીલધ્યાન કહેવાય છે" જેમ આદ્ય જગદ્ગુરૂ શંકરાચાર્યજી ભગવાન શ્રીકૃષ્ણની વન્ય ભોજનની લીલાનું ધ્યાન કરતા હતા. નંદસંતો પણ ભગવાનની લીલાનું જ ધ્યાન કરતા હતા. જેમ નિષ્કુળાનંદ સ્વામી કહે છે "જયારે ધ્યાનમાં બેસે છે જન, જોઈ મૂરતિ થાય મગન | ત્યારે દેખે છે જરકશી વાઘે, શાલદૂશાલ કસુંબી પાઘે || ક્યારે દેખે ફુલમાં ફુલતા, ક્યારે દેખે રંગડામાં રાતા | ક્યારે દેખે નાખતા ગુલાલ, કર પીચકારી કરે ખ્યાલ || ક્યારે દેખે અશ્વેઅસવાર, ક્યારે લેતા લટકેશું હાર | ક્યારે દેખે પંગત્યમાં ફરતા, લઈ મોદક મનધાર્યુ કરતા || ક્યારે દેખે ચંદનની ખોરે, ક્યારે દેખે ઝુલતા હિંડોળે | ક્યારે દેખે કપૂરની માળ, ક્યારે દેખે પૂજયા છે મરાળ || એમ અનેક રીત્યે અલબેલો, આવે ધ્યાનમાં છેલ છબિલો | (ભક્તચિંતામણી/પ્ર.૬૯/૪ થી ૮)" આમ આવા વિવિધ પ્રકારના ધ્યાનોને યોગીઓએ શાસ્ત્રોમાં પ્રમાણિત કરેલા છે. આ ચારેય ધ્યાનમાંથી કોઈપણ ધ્યાનમાં મનની વૃત્તિને સ્થિર કરવી એજ ધ્યાન કરનારા યોગીજીનું લક્ષ્ય હોય છે.

હવે ધ્યાનના મહાત્મ્યની વાત કરીએ તો શાસ્ત્રોમાં ધ્યાનના મહાત્મ્યના ઘણા વચનો ઉપલબ્ધ થાય છે જેમ શ્રીમદ્ ભાગવતમાં કહયુ છે. "रजस्तमोभ्यामाक्षिप्तं विमूढं मन आत्मनः। यच्छेद्धारणया धीरो हन्ति या तत्कृतं मलम्।। यस्यां सन्धार्यमाणायां योगिनो भक्तिलक्षणः। आसु सम्यद्यते योग आश्रयं भद्रमीक्षतः।।" જો ભગવાનનુ ધ્યાન કરતી વખતે મન રજો ગુણથી વિક્ષુબ્ધ થાય અથવા તમો ગુણથી મૂઢ બની જાય તો ગભરાવવુ નહિ ધૈર્યપુર્વક યોગધારણા વડે તેને વશ કરવું જોઈએ, કારણકે ધારણા તે બંને ગુણોના દોષોને નાબુદ કરે છે. ધારણા સ્થિર થઈ જવાથી જયારે યોગી ધ્યાનમાં પોતાના પરમ મંગળમય આશ્રય ભગવાનને જુએ છે ત્યારે તેને તરતજ ભકિતયોગની પ્રાપ્તિ થઈ જાય છે (ભાગવત્.૨/૧/૨૦,૨૧) ''मनोऽचिरात्स्याद्विरजं जितश्वासस्य योगिनः। वाय्वग्निभ्यां यथा लाहं ध्मातंत्यजति वै मलम्। प्राणायामैर्दहेदोषान्धारणाभिश्च किल्बिषान्। प्रत्याहारेण संसर्गान्ध्यानेनानीश्वरान् गुणान्" જેમ પવન અને અગ્નિથી તપાવેલુ સોનું પોતાનો મેલ છોડી દે છે તેવી રીતે જે યોગી પ્રાણાવાયુને જીતી લે છે, તેનુ મન ઘણું શીઘ્રશુદ્ધ થઈ જાય છે તેથી યોગી માટે એ ઉચિત છે કે તે પ્રાણાયામથીજ વાત-પિત વગેરેથી નિપજતા દોષોને ધારણાથી પાપાને પ્રત્યાહારથી વિષયો સાથેના

સંબંધ અને ધ્યાનથી ભગવદ્ વિમુખ કરનારા રાગદ્વેષ વગેરે દુર્ગુણોને દૂર કરે" (ભાગવત્/૩/૨૮/૧૦,૧૧) ''या निर्वृतिस्तनुभृतां तव पादपद्म ध्यानाद्भवज्जननकथा श्रवणेन वा स्यात् । सा ब्रह्मणि् स्वमहिमन्यपि नाथ मा भूत किं त्वन्तकासिलुलितात्पततां विमानात्"ધ્રુવજી કહે છે હે નાથ! આપના ચરણ કમળોનું ધ્યાન ધરવાથી અને આપના ભકતોના પવિત્ર ચરિત્રો સાંભળવાથી જીવોને આનંદ પ્રાપ્ત થાય છે તે નિજાર્નંદ સ્વરૂપ બ્રહ્મમાં પણ મળતો નથી તો પછી જેમને કાળની તલવાર કાપી નાખે છે તેવા, સ્વર્ગીય વિમાનમાંથી પતન પામનારા દેવોને તો તે સુખ મળી જ કેવી રીતે શકે?" (ભાગવત્/૪/૯/૧૦) આથી આત્માના આનંદ કરતા પણ ભગવાનના ધ્યાનની શ્રેષ્ઠતા કહી) ''यदनुध्यायिनोधीरामृत्युं जिग्युः सदुर्जयम्।।" ભગવાનનું નિરંતર ધ્યાન ધરનાર ધીર મનુષ્યો પરમ દુર્જય મૃત્યુને પણ જીતી લે છે. (ભાગવત્/૪/૯/૫૨ આથી ધ્યાન ધરનારો નિર્ભય થાય છે. એમ કહ્યુ.) "एतद्रूपनुध्येयमात्मशुद्धिमभीप्सताम्।" શ્રી રૂદ્ર કહે છે હે પ્રભુ! ચિત્તશુદ્ધિના અભિલાષા કરનારા મનુષ્યે આપના તે રૂપનું નિરંતર ધ્યાન ધરવુ જોઈએ" (ભાગવત્/૪/૨૪/૫૩-આથી ચિત્તશુદ્ધિ માટે ધ્યાનની આવસ્યકતી કહી ) "પરમેશ્વરના સ્વરૂપનું ધ્યાન કરે ને તે પરમેશ્વરના વચનને હૃદયમાં ધારે તેણે કરીને આકારણ શરીર છે તે બળીને ખોખા જેવું થઈ જાય છે" (કારિયાણી-૧૨ આથી કારણશરીરના નાશ માટે ધ્યાનની આવશ્યકતા કહી) "અને રાધિકા એ સહિત શ્રીકૃષ્ણનું ધ્યાન કરવું, ધ્યાન કરતા મૂર્તિન દેખાય તોય ધ્યાન કરવું એવી રીતે જે આગ્રહવાળા છે તેની ઉપર ભગવાનનીમોટી કૃપા થાય છે અને એની ભકિતએ કરીને ભગવાન એને વશ થઈ જાય છે" (આથી ભગવાનની દર્શનરૂપ કૃપાપ્રાપ્ત કરવા ધ્યાનની અતિ આવશ્યકા કહી આ પ્રમાણે સપાર્સદ ધ્યાન કરવાનું કહ્યુ.ગ.વમૃત.પ્ર.૫) "ध्येयोविष्णुर्मुमुक्षुभि:જે લોકો વિષ્ણુનું ધ્યાન કરે છે તેઓ પરમશ્રેષ્ઠ ગતિને પામે છે" (ગરૂડપુરાણ/૯૨/૧૬)"ध्यायन्त इत्थं नित्यं ते श्रीकृष्णेतिमनोर्जपम्। कुर्वतोऽल्पेन कालेन यूयं प्राप्स्यथ तं ध्रुवम् ।। ખટવાંગરાજા અભયસિંહરાજાને કહે છે આ પ્રકારે અર્થાત્ અમોએજે પ્રકારે તમોને ધ્યાનનો પ્રકાર બતાવ્યો છે તે પ્રકારે તે શ્રીહરિનું નિત્ય ધ્યાન કરતાં અને 'શ્રીકૃષ્ણ' એ ત્ર્યક્ષર મંત્રરાજનો જપ કરતાં સ્વલ્પ સમયમાં તેમને નિશ્ચય પામશો (આથી ધ્યાન ધરનારાને સ્વલ્પ સમયમાં જ ભગવાનના દર્શન થવાનું કહ્યુ સ.જી.૨/૨૫/૩૦)" "ધ્યાન ધર ધ્યાન ધરધર્મના પુત્રનુ જેથકી સર્વસંતાપ નાશે (કીર્તનસારસંગ્રહ/ભાગ-૨/પૃષ્ઠ-૬/પદ-૧/૧), "પ્રગટપ્રભુનું ધ્યાન ધરવુ." (કીર્તનસારસંગ્રહ/ભાગ-૧-પૃષ્ઠ-૭-પદ-૩/૧)" आलोड्य सर्वशास्त्राणि विचार्य च पुनः पुनः । इदमेकं सुनिष्पन्नं ध्येयो नारायणस्सदा ।। શાસ્ત્રોનું મન્થન (સારી રીતે અધ્યયન) કરી વારંવાર વિચાર કર્યાબાદ કેવલ એજ નિશ્ચિત થાય છે કે સર્વદા (અખંડ તૈલધારાવત્) નારાયણનું ધ્યાન જ કરવું જોઈએ (નરસિંહપુરાણ/અ.૧૮/શ્લોક.૩૪)

'गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम् । ગાવાયોગ્યતો ગીતા અને વિષ્ણુનામસહસ્ર છે અને ધ્યાન કરવા યોગ્ય તો માતા લક્ષ્મીના પતિ એવા નારાયણ જ  છે. (**આદ્ય જગત્ગુરૂ શંકરાચાર્ય વિરચિત/ ચર્પટપંજરિકાસ્તોત્રમ્-શ્લોક-૧૨**),' "आयोज्य सर्वसंस्कारान् संयम्यात्मानमात्मनि । स तद् ब्रह्मशुभं वेत्ति यस्माद्भूयोन विद्यते ।। જે ચિતને શુદ્ધ કરવવાળા સંપૂર્ણ સંસ્કારોનું સંપાદન કરી મનને આત્માના ધ્યાનમાં લગાવે છે તે એ કલ્યાણમય ભગવાનને પ્રાપ્ત કરે છે જેનાથી મોટુ કોઈ નથી. (**મહાભારત/આશ્વ/૫૧/૩૫**)" "मनोमनसि संधाय पश्यन्नात्मानमात्मनि । सर्ववित् सर्वभूतेषु विन्दत्यात्मानमात्मनि ।। જે મનને હૃદય કમલમાં સ્થાપન કરી પોતાની અંદરજ ધ્યાન દ્વારા આત્મદર્શનનો પ્રયત્ન કરે છે તે સંપૂર્ણ ભૂતોમાં સર્વજ્ઞ થાય છે અને તેને અંતઃ કરણમાં પરમાત્મતત્વનો અનુભવ થઈ જાય છે.(મહા/આશ્વ/૪૨/૫૯)" "रामध्यानपराणां च कः समर्थः प्रबाधितुम् । શ્રી રામચન્દ્રજીના ધ્યાનમાં તત્પર રહેવાવાળા મનુષ્યોને બાધા પહોંચાડવામાં કોણ સમર્થ થઈ શકે.(વા.રામા.મહા.અ.૨ શ્લોક-૬૪ આથી ભગવાનનું ધ્યાન ધરનારાને કોઈ વિઘ્ન પહોંચાડી શકતુ નથી.) "योगकृत्य तु योगानां ध्यानमेव परं बलम् ।  યોગીઓને માટે પ્રધાન કર્તવ્ય ધ્યાન જ છે તેજ તેનું બળ છે. (મહા/શાંતિ)" "तस्मान्नारद सर्वेषां देवानां देवमव्ययम्। आराधयेत् सदा सम्यग्ध्यायेद्विष्णुं मुदान्वितः ।। यस्तु विश्वमनाद्यन्तमजमात्मानि संस्थिम् । सर्वज्ञमचलं विष्णुं सदाध्येयत् स मुच्येते ।। देवं गर्भो चितं  विष्णुं सदा ध्यायन् विमुच्यते । अशरीरं विधातारं सर्वज्ञानमनोरतिम्।। अचलं सर्वगं विष्णु सदा ध्यायन् विमुच्यते ।। निर्विकल्पं निराभासं निष्प्रपञ्चं निरामयम्। वासुदेवं गुरूं विष्णुं सदा ध्यायन् विमुच्यते ।। सर्वात्मकस्य यावन्तमात्म चैतन्यरूपकम् । शुभमेकाक्षरं विष्णु सदा ध्यायन् विमुच्यते ।। वाक्यातीतं त्रिकालज्ञं विश्वेशं लोकसाक्षिणम् । सर्वस्मादुत्तमंविष्णुं सदाध्यायन् विमुच्यते।। ब्रह्मादिदेवगन्धर्वैर्मुनिभिः सिद्धचारणैः । योगिभिः सेवितं विष्णुं सदा ध्यायन् विमुच्यते ।। संसारबन्धनान्मुक्तिमिच्छन् लोको ह्यशेषतः । स्तुत्वैवं वरदं विष्णुं सदा ध्यायन् विमुच्यते ।। संसारबन्धनात्कोऽपिमुक्तिमिच्छन्समाहितः । अनन्तमव्ययं देवं विष्णुं विश्वे प्रतिष्ठितम् ।। विश्वेश्वरमजं विष्णुं सदा ध्यायन्विमुच्यते ।। ભગવાન શંકર નારદજીને કહે છે હે નારદ! સર્વદેવોનાદેવ, અવિનાશી નિર્વિકાર તથા નિરામય નિર્દોષ શ્રી વિષ્ણુનું જે મનુષ્ય સર્વકાળ હર્ષયુક્ત થઈ સારી રીતે આરાધન તથા ધ્યાન કર્યાકરે છે તે સંસારથી છુટી જાય છે વળી જે મનુષ્ય વિશ્વરૂપ આદિ તથા અંતરહિત અજન્મા પ્રત્યેક જીવામાત્મામાં રહેલા, સર્વજ્ઞ તથા અચળ શ્રી વિષ્ણુનું સર્વકાળ ધ્યાન કર્યા કરે છે, તે સંસારથી છુટી જાય છે જે દેવ ગર્ભમાં પરિચયયુક્ત હોય છે તેનું સર્વકાળ ધ્યાન કર્યા કરતો મનુષ્ય સંસારથી છુટી જાય છે વળી જે શ્રી વિષ્ણુ શરીરથી રહિત અર્થાત્ દિવ્ય શારીરવાળા, સર્વના વિધાતા, સૃષ્ટા સર્વજ્ઞાનરૂપ, સર્વના મનમાં રમનાર અચળ તથા સર્વગામી સર્વવ્યાપક છે., તેમનું સર્વકાળ ધ્યાન કરનારો મનુષ્ય સંસારથી છુટી જાય છે વળી વિકલ્પ કે

કોઈપણ સંશયકે ભેદોથી રહિત, કોઈપણ બાહ્ય પ્રકાશ જેમાંથી બહાર નીકળી ગયેલ છે, કોઈપણ પ્રપંચ કે સંસાર રૂપ બાહ્ય વિસ્તાર પણ જેમા નથી અને જે નિરામય છે એટલે કે કોઈપણ દોષ કે કોઈ પણ રોગોથી જે રહિત છે, તે શ્રીવાસુદેવ, ગુરૂશ્રી વિષ્ણુનું સર્વકાળ ધ્યાન કરનાર મનુષ્ય વિશેષ કરી સર્વ પ્રકારે મુકત થાય છે વળી જેટલું કંઈ આત્મરૂપ ચૈતન્ય છે, તે સર્વસ્વરૂપ અને સર્વના આત્મરૂપ હોઈ કેવળ શુભ એકાક્ષર-ૐકાર છે અને તે જ શ્રીવિષ્ણુ છે, એમ સર્વકાળ ધ્યાનકર્યા કરતો મનુષ્ય વિશેષ કરી સર્વ બંધનોથી છૂટી જાય છે, વળી જે બધા વાકયોથી પર છે એટલે કે જે કોઈ પણ વચનના જે વિષય નથી અને ત્રણે કાળને જે જાણે છે વિશ્વના જે ઈશ્વર છે અને સર્વ લોકોના સાક્ષી તથા હરકોઈ સર્વથી જે ઉત્તમ છે તે શ્રીવિષ્ણુનું સર્વકાળ ધ્યાન કરતો પુરૂષ સર્વ બંધનો રૂપ આ સંસારથી છૂટી જાય છે. બ્રહ્મા આદિ દેવો, ગંધર્વો, મુનિઓ, સિદ્ધો, ચારણો તથા યોગીઓએ જેમને સેવ્યા છે, તે વિષ્ણુનું સર્વકાળે ધ્યાન કર્યા કરતો મનુષ્ય વિષેશ કરી આ સંસારથી છુટી જાય છે જે લોકો આ સંસારરૂપ બંધનથી સમગ્ર પ્રકારે કે સંપૂર્ણ રીતે મુક્ત થવા ઈચ્છતા હોય તેણે વરદાન આપનારા શ્રીવિષ્ણુંની સ્તુતિ કરી સર્વકાળ તેમનું જો ધ્યાન કર્યા કરે તો વિષેશે કરી હરકોઈ બંધન કે સંસારથી તેઓ છૂટી જાય છે વળી કોઈ મનુષ્ય આ સંસારરૂપ બંધનથી મુકિતને જો ઈચ્છતો હોય તો તેણે સારી રીતે સાવધાન તથા એકાગ્ર થઈને અનંત નિર્વિકાર તથા અવિનાશી તરીકે વિશ્વવમાં પ્રતિષ્ઠા પામેલા તેમજ વિશ્વના ઈશ્વર તથા અજન્મા  દેવ શ્રી વિષ્ણુનું સર્વકાળ ધ્યાન કર્યા કરવું જેથી હરકોઈ બંધન કે આ સંસારથી પણ વિશેષ કરીને છૂટી જાય છે" (ગરૂડપુરાણ/૨૨૪/૧૦થી ૧૮) "उन्निषन्निमिषंस्तिष्ठन् व्रजन् ज्याग्रतस्वपन्नपि । शुचिश्चैवाप्यशुद्धो वा धार्मिं ध्यायेद्धरिं सदा ॥ **ધ્યાન કરનાર ભક્તોને નેત્રોને ઉઘાડતા અને મીંચતા, ઊભા રહેતાં,ચાલતાં, જાગતા કે સૂતાં, પવિત્ર કે અપવિત્ર હોવા છતાં, કોઈપણ સ્થિતિમાં પોતે હોય તોપણ ધર્મપુત્ર શ્રીહરિનું ધ્યાન સર્વકાળે કરવું જોઈએ (હરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૫૦ આથી પવિત્ર અપવિત્ર કોઈ પણ અવસ્થામાં ધ્યાન કરી શકાય એમ કહ્યું)** ध्यायन्नहर्निशं प्रीत्या श्रीहरिनी धर्मनन्दम् । पापव्रातविनिर्मुक्तो जायते पङ्क्तिपावनः ॥ हरेर्ध्यानेन पुण्येण भूरिपातक पञ्जरम् । शतधाभिद्यते शैलो वज्रधाताद्यथा दृतम् ॥ऊर्ध्वज्वालः सपवनो वह्निः कक्षं यथाऽखिलम् । दहत्यघं तथाऽशेषं ध्यायतां स्वं विभुर्हरिः ॥ श्रीहरिस्मरणक्षीणक्लेशदोषौघवसनः । मुक्त्तिं याति जनस्तस्य स्वर्गो विघ्नो हि सम्मतः ॥ क्व नाकपृष्ठ गमनं पुनरावृत्तिसंयुतम् । क्व मुक्तिबीज मेवाग्न्यं श्रीहरेश्चिन्त्तं शुभम्॥ तस्माद्धरिं सदा ध्यायन् मानवो मुक्ति दायिनम् । क्वापि नाप्नोति निरयं सङ्क्षीणाशेष कल्मषः॥  वाजपेयसहस्त्रैस्तु वाजिमेधशतैरपि। याति यद्विलयं पापं स्मृत्वा नश्यति तद्धरेः।

गङ्गास्नान सहस्त्रैस्तु पुष्करस्नानकोटिभिः । लीयते यदघं स्मृत्वा हरेस्तन्नश्यति द्रुतम् ।। छिद्यन्ते संशयाः सर्वे शोकमोहादि भिद्यते । क्षीयन्ते चैव कर्माणि ध्यातुर्वै हृत्स्थिते हरौ ।। यो ध्यानेन हरौ मग्नो वर्तते सर्वदा सुधीः । न लिप्यते स पापेन नीरेणाब्जदलं यथा ।। चिन्तनेन हरेर्धार्मेरघौघः कलिवर्द्धनः । अश्रोतिये यथा दानं लिनतां याति सर्वथा ।। **ધર્મ નંદન શ્રીહરિનું પ્રીતિ પૂર્વક પ્રતિદિન ધ્યાન કરનાર પુરૂષ સર્વ પાપથી રહીત થઈને, હરકોઈ પંક્તિને પોતે પવિત્ર કરનારો થાય છે. જેમ વજના પ્રહારથી પર્વતના સેંકડો ટૂકડા થઈ જાય છે, તેમ શ્રીહરિના પવિત્ર ધ્યાનથી પાપરૂપી જીવને બંધન કરનારૂં પાંજરૂ પણ સેંકડો ટૂકડારૂપે થઈ જાય છે. પ્રબળ વેગ હોવાથી ઊર્ધ્વગતિ કરતો જ્વાળા વાળો અગ્નિ પવનની મદદથી ઘાસની આંખી ગંજીઓને બાળીને ભસ્મ કરી નાંખે છે, તેમ વ્યાપક શ્રી હરિ પોતાનું ધ્યાન કરનારા ભક્તોના સમગ્ર પાપ બાળી નાંખે છે. શ્રીહરિના ધ્યાનથી વાસના તથા ક્લેશરૂપી દોષના સમુદાયો જેના નાશ પામ્યા છે તેવા ભક્તો મુક્તિ પામે છે, કારણ કે સ્વર્ગ તો તેમણે મુક્તિના માર્ગમાં વિધ્નરૂપ માનેલ છે. જયાંથી પુનરાગમન થાય છે તેવા સ્વર્ગલોકની ગતિ ક્યાં અને પુનરાગમન રહિત સર્વોત્તમ મુક્તિ આપનાર શ્રી હરિનું શુભ ચિંતન ક્યાં? બંન્નેની ક્યારેય પણ સમતા ન થાય. તેથી જે મનુષ્ય મોક્ષ આપનારા શ્રીહરિનું હંમેશા ધ્યાન કરે છે અને તેથી જેના પાતકો નાશ પામ્યા છે તે ક્યારેય પણ નરકમાં જતો નથી. જે પાપ હજાર વાજપેય યજ્ઞોથી, સો વાજીમેઘ યજ્ઞોથી નાશ પામે છે તે પાપ શ્રીહરિની ફક્ત સ્મૃતિથી નાશ થઈ જાય છે. જે પાપ હજારવાર ગંગા સ્નાન કરવાથી, કરોડવાર પુષ્કર તીર્થમાં કરેલા સ્નાનથી નાશ પામે છે, તે પાપ શ્રીહરિની સ્મૃતિથી તત્કાળ નાશ પામે છે. શ્રીહરિ ધ્યાન કરનારના હૃદયમાં સ્થિર થાય છે, તેથી ધ્યાન કરનારના સર્વે સંશયો છેદાય જાય છે, શોકમોહાદિ ભેદાય જાય છે અને જન્મ મરણમાં કારણભૂત કર્મો નાશ પામે છે. જે ભક્તજન ધ્યાનથી સર્વદા શ્રીહરિમાં મગ્ન રહે છે, તે બુદ્ધિશાળી ભક્ત જેમ કમળપત્ર જળથી લેપાયમાન થતુ નથી તેમ પાપથી કદિ લેપાતો નથી. દુઃખ આપનારો પાપનો સમુદાય ધર્મનાપુત્ર શ્રીહરિના ચિંતવનથી, જેમ અપાત્ર અથવા અશ્રોત્રિયને આપેલાં દાનનું ફળ નાશ પામે છે તેમ નાશ પામે છે.'' (હરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૫૬-૬૬)** શ્રીમદ્ભાગવતમાં ભગવાન શ્રીકૃષ્ણ પણ કહે છે " मद्विभूतीरभिध्यायन्श्रीवत्सस्त्रविभूषिताः। ध्वजापत्रव्यजनैः स भवेदपराजितः ।। **અર્થાત્ ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા કે જે પુરૂષ શ્રી વત્સ આદિચિહ્ન આયુધોથી વિભૂષિત તથા ધજા, છત્ર, ચામર આદિથી સંપન્ન મારા વિવિધ અવતારોનું ધ્યાન કરે છે તે અજેય બની જાય છે. (શ્રીમદ્ભાગવત/૧૧/૧૫/૩૦)''**"હરિચેષ્ટા સમધ્યાન ન આના, શબ સાધનકર ફળ મે જાના ! સમદમાદિ સાધન સાધે, ખટસંપતિ મનહિ આરાધે ॥ તદપિ ન ઓહિ ચિત્ત નિરોધા, પાવત નાહિ પરમ

મન મોદા || હરિચેષ્ટા ચિંત વેકરી પ્રીતિ, સધ હોહો જન જિયમે સ્થિતિ | પાવત શાંતિ ચિત્ત મન દોઈ, તેજી ચપલાઈ હોઈ નિર્મોઈ, ચેહી કરનામેં મનમેં બિરચારી, બરનું ચેષ્ટા જન હિત કારી | ચહી સ્વરૂપ ચિંતન કરમૂલા, પરત ભક્ત કુ સાનુકૂલા || હરત ફરત હરિ ડોલત બોલે, સાધન ઔરન આવત તોલે | ઉઠત બેઠત કરત બિહારા, ખાત પિયતકર પર ઉપગારા || પ્રેમાનંદસ્વામી કહે છે - શ્રીહરિની ચેષ્ટા સમાન અન્ય કોઈ શ્રેષ્ઠ ધ્યાન નથી. આ તો સર્વસાધનનું ફળ છે, એમ હું માનું છું. કોઈ જીવ પરમેશ્વરને પામ્યાના શમ-દમાદિક અપાર સાધન કરે, વળી, પ્રાણાયામ, પ્રત્યાહાર, કે ચોર્યાશી આસન સાધે અથવા ષટ્સંપતિ કહેતાં શમ્, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન- આ છ કલ્યાણકારી ગુણોને સિદ્ધ કરે, તોય પણ ચિત્તનો નિરોધ થતો નથી, અને સાધકના મનમાં પરમ આનંદ આવતો નથી. પરંતુ પ્રગટ શ્રીહરિની ચેષ્ટાનું પ્રિતિએ કરીને એ ચિંતવન કરે તો તત્કાળ ચિંતવનકરનારાના જીવમાં સ્થિતિ સંધાય છે, તથા મન અને ચિત્ત બંને નિર્મોહિ થઈને, ચપળતાતજીને, પરમશાંતિને પામે છે. ધ્યાનનું મૂળ એવુ આ પ્રગટ શ્રીહરિનું સ્વરૂપ ચિંતવવામાં હરિભકતોને સાનુકૂળ પડે એવું કારણ મનમાં વિચારી જનહિતકારી ચેષ્ટાને હું વણવું છું શ્રી હરિનું હરવું, ડોલવુ, બોલવું, ઉઠવું, બેસવું, ખાવું, પીવું, બીજા ઉપર ઉપકાર કરવો એ આદિક સર્વે, ક્રિયાઓના ચિંતવન સમાન બીજું કોઈ સાધન તેની તોલે ન આવે (દયાનમંજરી/ પ્રેમાનંદસ્વમીકૃત/પ્રકાશ/૬/૪૩ થી ૪૭ આથી સલિલ ધ્યાનની શ્રેષ્ઠતા બતાવી)" "દિવ્યરૂપ ઘનશ્યામમકી ચેષ્ટાપરમ પુનિત, જે જન મોહ પ્રમાદતજી કરત મનન એક ચિત || સો પાવતગતિ પરમઅતિ, હોઈ એકાંતિક દાસ | પદ્માસમ હોઈ પાર્ષદ, રહત પ્રાન પતિપાસ || પ્રગટ દિવ્યરૂપ ઘનશ્યામ મહારજની પરમ પવિત્ર એવી માનુષી ક્રિયાઓનુ જે કોઈ માનવમોહ અને પ્રમાદ તજીને, એકાગ્રચિત્ત થઈને મનન કરે છે તે શ્રીહરિનો એકાંતિક દાસ થઈને અતિ પરમ ગતિ પામે છે. અને લક્ષ્મીજી જેવો શ્રીહરિનો પ્રાર્ષદ થઈને પ્રાણપતિ એવા શ્રીહરિની પાસે રહે છે (ધ્યાનમંજરી/૬/૪૧,૪૯)" निसर्गजाः स्वाभविका। ह्रुदि ध्यातृणां ह्रुदये । तत्समृति हेतवः श्रीहरिस्मरणकारणभूताः एतच्छ्रवण पठनाभ्यां भक्तजनानां तत्स्मरणणं भवती । શ્રીહરિવાકય સુચાસિંધુની સેતુમાલાટીકામાં આચાર્ય રઘુવીર શ્રીહરિની સ્વાભાવિક ચેષ્ટાનું માહાત્મ્ય બતાવતા કહે છે શ્રીહરિની સ્વાભાવિક ચેષ્ટા જે ધ્યાન કરનારાઓના હ્રદયમાં શ્રીહરિની સ્મૃતિના કારણભૂત છે અર્થાત્ આ ચેષ્ટાઓનું સમરણ તથા પઠનપાઠન કરનારા ભકતજનોના હ્રદયમાં શ્રીહરિની સ્મૃતિની કારણભૂત છે (આથી સલિલ ધ્યાનની ઉત્કૃષ્ટતા કહી-હરિવાકય સુધાસિંધુ/સેતુમાલાટીકા/પરઠારો/શ્લોક-૨૩૮), एवं विधाः सन्ति हरेरनेक चेष्टाविशेषाः स सुलक्षणावै। यो भावयेतान् ह्रदयेऽनुघ्रसं तस्मै स दद्यान्निजदर्शनं हि ॥ શતાનંદસ્વામી હરિવાકય સુધાસિંધુના ઉપોદ્ઘાટમાં ભગવાનની મૂર્તિના તિલચિહ્નનો અને સ્વાભાવિક

ચેષ્ટા વર્ણવ્યાબાદ કહે છે આ પ્રકારે સારાલક્ષણો સહિત 'સુશોભિત ઊર્ધ્વરેખાદિ ચિહ્નો સહિત' ઘણી શ્રીહરિની સ્વાભાવિક ચેષ્ટા છે તે સારા લક્ષણો વાળી અહીં કહેલી અને અન્યવડે તથા પોતા વડે જોવાયેલી અને સાંભળેલી શ્રીહરિની ચેષ્ટાને જે ભકતજનો પ્રતિદિન હ્રદયમાં પ્રેમથી ચિંતવન્-ધ્યાન કરશે તે ભકતજનને શ્રી હરિ પોતાના દર્શન આપશે. (હરિવાકય સુધાસિંધુ/ ઉપોદ્ઘાન/શ્લોક-૩૨૪ આથી ઉપાંગધ્યાન તથા સલીલ ધ્યાનથી ભગવાન શ્રીહરિનો સાક્ષાત્કાર થવાનું કહયુ)" આ પ્રમાણે ભગવાનના ધ્યાનનુ માહાત્મ્ય વિચારતા તેઓનું ધ્યાન કરનારા જનને પોતાના જીવાત્મા પર અનાદિકાળથી અવિદ્યારૂપ (કારણ શરીરરૂપ) માયા વળગેલી છે તેનો નાશ અને પરમાત્માના સાક્ષાત દર્શન થવાનું કહયુ છે હવે આમા બીજી કોઈ શંકા કુશંકાને સ્થાન રહેતુ નથી.

આજ ધ્યાનને શાસ્ત્રોમાં ઉપાસના, ધ્યાન, જ્ઞાન આદિ શબ્દોથી કહેલુ જોવા મળે છે "औमित्येवात्मानं ध्यायय" "निदिध्यासितव्य" "आत्मानमेवलोकमुपासीत्" કોઈ સ્થળે "मनो ब्रह्मेत्युपासित्" એમ ઉપાસના શબ્દથી ઉપક્રમ કરી "भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद- એમ વેદન પર્યાય જ્ઞાન શબ્દથી ઉપસંહાર કર્યો છે. "न स वेद अकृत्स्नो ह्येषः" એમ વેદન પર્યાય જ્ઞાન શબ્દથી ઉપક્રમ કરીને "आत्मेत्येवोपासीत्" એમ ઉપાસન શબ્દથી ઉપસંહાર કર્યો છે. આ જોતા જ્ઞાનને જ ઉપાસન શબ્દથી કહે છે એમ નિશ્ચિત થાય છે. એવોજ અર્થ હોવાથી વૃત્તિકાર ' वेदनमुपासनं स्यात् तद्विषयेश्रवणात्' એમ વેદનને જ ઉપાસન કહે છે વેદન કહો કે ઉપાસન કહો બન્નેનો અર્થ એક જ છે વારે વારે આવૃત્તિ કરેલું જે જ્ઞાન ને ધ્યાન કે ઉપાસન શબ્દથી કહેવાય છે આ અર્થ ભગવાન વેદવ્યાસજીએ "आवृत्तिरसकृदुपदेशात् (વ્યાસસૂત્ર-૪/૧/૧)" થી સૂચવ્યો છે. અર્થ એવો છે કે વારંવાર ઉપદેશ આપાયો છે માટે શ્રવણ મનન્ નિદિધ્યાસ સતત કર્યા જ કરવું. આ સૂત્રના ભાષ્યમાં આચાર્ય રામાનુજ કહે છે કે -જ્ઞાન, વેદન, ઉપાસના, ધ્યાન આ બધા જ શબ્દો એક જ અર્થના બોધક છે. અર્થાત્ જ્ઞાન, મનન, નિદિધ્યાસ, ઉપાસના, ધ્યાન વગેરેનો અભ્યાસ કરીને પરમાત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો એ અર્થ સમજાવવા માટે શ્રુતિ વાકયોમાં જ્ઞાન, વેદન, ઉપાસના, ધ્યાન વગેરે શબ્દોથી વારંવાર ઉપદેશ કરેલ છે માટે પરમાત્મા સમ્બન્ધિ ધ્યાન ઉપાસના આજીવન કર્યા જ કરવું" આ ચિંતન પર્યાય ધ્યાન તૈલધારાવત અવિચ્છિન્ન સ્મૃતિ સંતાનરૂપ કરવાનું સમજવુ આ બાબત ध्रुवास्मृतिलम्भे सर्वग्रान्थीनां विमोक्षः" આ શ્રુતિમાં સ્પષ્ટ છે વાકયકારપણ "उपासनं स्यात् ध्रुवानु स्मृतिर्दर्शनान्निर्वचनाच्च" એમ ધ્રુવા અનુસ્મૃતિને ઉપાસન કહે છે " 'ध्रुवास्मृतिः" આ શ્રુતિમાં ધ્રુવાસ્મૃતિની મોક્ષમાં હેતુતાને કહે છે અને 'भिद्यतेहृदयग्रन्थि... तस्मिन् दृष्टे परावरे' આ શ્રુતિમાં દર્શનની મોક્ષમાં હેતુતાને કહે છે બન્નેવાકયોની એકાર્થતા કરતાં દર્શન સમાનાકાર જે ધ્રુવા સ્મૃતિ તે મોક્ષમાં હેતુ છે એમ નિશ્ચિત થાય છે. 'आत्मा वा अरे दृष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः' ઈત્યાદિ

શ્રુતિઓ પણ શ્રવણ મનનો અનુવાદ કરીને દર્શન સમાનાકાર ધ્યાન તે પણ દર્શન સમાનાકાર (જાણે પ્રત્યક્ષ દર્શન થતાં હોય એવું અત્યંત વિશદ) કરવાનું જાણવું. ભાવનાના અતિશયને લીધે સ્મૃતિની સાક્ષાત્ દર્શનરૂપતા થાય છે. એ શાશ્વત ભીરૂ કામુક આદિકને વિષે લોક પ્રસિદ્ધ છે આ અર્થ 'वृक्षेवृक्ष च पश्यामि चीरकृष्णाजिनाम्बरम् ।। गृहीत धनुषं रामं पाशहस्तम्विान्तकम्' (રામાયણ) આ વાકયમાં વ્યકત છે. જેની ભાવના બહુ જ થાય તેનું તેને દર્શન પ્રત્યક્ષ જેવું જ થાય છે. ધ્યાન, સ્મૃતિ, ચિંતન આ શબ્દો એકાર્થવાચી છે આવુ જે ભગવદ્ વિષયક ધ્યાન તે પણ શુષ્ક નહિ પરન્તુ પ્રીતિપૂર્વકનું સમજવુ આ અર્થ 'नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुनाश्रुतेन। यमेवैत्त वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' આ શ્રુતિસિદ્ધ છે (ભકિતએ વર્જીત એવા કેવલ શ્રવણ મનન નિદિધ્યાસથી પરમાત્મા લભ્યનથી, પરંતુ તેમની વરણીયતામાં હેતુભૂત ભકિતએ યુકત એવા ઉપાસકે જ લભ્ય છે. વરણીયતામાં હેતુભૂત મુખ્ય ગુણ ભકિત જ છે, જે પ્રિયતમ હોય એજ વરણીય થાય છે, પરમાત્મ વિષય પ્રીતિમાન જ પરમાત્માને વરણીય થાય. ) આ અર્થ ' प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः' આવાકાયથી સિદ્ધ થાય છે. પ્રિતિ પૂર્વક કરાતું જે ધ્યાન એને જ ભકિત શબ્દથી કહે છે 'प्रेमपूर्वमनुध्यानं भक्तिरित्यभिधीयते' એવી નિરૂકિત છે. પ્રીતિ પ્રેમ સ્નેહ ધ્યાન ભકિત આ બધા શબ્દો એકાર્થવાચી છે 'न सन्दृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम्। हृदा मनीषा मनसाभिक्लृप्तो य एवं विदुरमृतास्ते भवन्ति (तै.ना)' આ શ્રુતિમા 'हृत्' શબ્દથી પ્રેમ પર્યાય ભકિત કહી છે 'न सन्दृशे तिष्ठति ' એવો સારાંશ કરીને 'भक्त्या च धृत्या च समाहितात्मा ज्ञानस्वरूपं परिपश्वतीह (भा.मो)' એમ 'हृत्' શબ્દના સ્થાને 'भक्ति' શબ્દનો પ્રયોગ કર્યો છે એવોજ શ્રુતિ સિદ્ધ અભિપ્રાય હોવાથી જ ભગવાને ગીતામાં " तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम्" 'भज मां भक्तिभावतः' 'भक्त्यात्वनन्ययाशक्य' 'पुरूषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया' 'भक्त्यामामभिजानाति' 'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च ममप्रियः' 'ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्' આ પ્રિતીપર્યાય ભકિતથી મોક્ષ થવાનો કહે છે આ અર્થ પુરાણાદિકમાં પણ પ્રસિદ્ધ છે "भक्त्यातुतोष भगवान् गजयूथपाय, भक्त्याऽविच्छिन्नया मुक्तिः, भक्त्यैकलभ्ये पुरूषे पुराणे, भवान् भक्तिमता लभ्यो दुर्लभः सर्वदेहिनाम्, एतावानेव लोकेऽस्मिन् पुंसां निः श्रेयसोदयः। तीव्रेण भक्तियोगेन, न युज्यमानयाभक्त्या..... सद्रशोऽस्ति शिवः पन्था" ઈત્યાદિ.

આ પ્રમાણે પૂર્વોકિત શાસ્ત્રોકત સોએસો વચનો પરથી એ સ્પષ્ટ રીતે નિર્ણય થાય છે કે પરિશ્રમ કરીને પ્રાપ્ત કરેલી વિદ્યા, તથા અતિશુદ્ધ ધર્માદિકનાં આચણનું ફળ કેવલને કેવલ તૈલ ધારાવત અખંડ અવિચ્છિન્ન ભગવાન શ્રીહરિનું ધ્યાન કરવું એ જ છે. આવુ વિચારીને જ ઉદ્ધવસંપ્રદાયના પરમહંસોએ તથા આચાર્યોએ ભગવાન શ્રીહરિના સ્વરૂપમાં મુમુક્ષુ ભકતોની અખંડ

વૃત્તિ (તૈલધારાવત્ વૃત્તિ) રહે એટલા માટે શ્રીજી મહારાજની સ્વાભાવિક ક્રિયાઓ (ચેષ્ટાઓ) તથા શ્રી હરિના અંગે અંગમાં કયા સ્થાન પર કયા તિલ તથા ચિહ્ન કેટલા અંતરે છે તેનો પ્રત્યક્ષ તથા યોગ ધ્વારા સાક્ષાતકાર કરી પોતાના કીર્તનોમાં તથા ગ્રંથોમાં લિપિ બધ્ધ કરેલા છે. જે કીર્તનો ગાવાથી તથા તેનું મનન કરવાથી ભગવાન શ્રીહરિની સ્મૃતિ થઈ આવે છે. નંદસંતો એ ભગવાન શ્રીહરિની મૂર્તિના તીલ ચિહનનું વર્ણન જે પોતાના ગ્રંથોમા કરેલું છે આટલુ સુક્ષ્માતી સુક્ષ્મ ભગવાનની મૂર્તિનું વર્ણન જગતમાં વિધમાની અન્ય બીજા સંપ્રદાયોના ગ્રંથોમાં તથા વ્યાસાદિમહર્ષિઓએ રચેલા ગ્રંથોમાં પણ મળવુ અત્યંત દુર્લભ છે પ્રસ્તુત ગ્રંથ 'ધ્યાનમયુખ' માં આજ ભગવાન શ્રીહરિની મૂર્તિના બાબન ચિહ્ન (૫ર) અને ત્રેશઠ તીલો (૬૩)ના સંદર્ભમાં સંપ્રદાયના જુદાજુદા માન્ય ગ્રંથોમાં લીલાચરિત્ર જોવા મળે છે તે બધા ગ્રન્થોનું સુક્ષ્મતાથી અવલોકન કરી તે બધા તિલ ચિહ્નોના ક્રમ પ્રમાણે લીલા ચરિત્રો આ ગ્રંથમાં લિપી બદ્ધ કરાયેલા છે. આશા છે કે આ તીલ ચિહ્નોના લીલાચરિત્રો ને વાંચી તેનું મનન અને નિદિધ્યાસ કરવાથી મુમુક્ષુ ભકતોને અવશ્ય ભગવાન શ્રીહરિની સ્મૃતિ રહેશે.(અસ્તુ જય સ્વામિનારાણ)


લિ.
યોગીનામનુચર
પુરાણેતિહાસ, વિ.વેદાન્તાચાર્ય
(એમ.એ.ફીલો) શાસ્ત્રી રાકેશ
ફોન.૯૩૨૭૬૧૪૦૮૩
(શ્રી નારાયણમુનિદેવ સત્સંગ મંડળ, સૂરત)

**(૧) <u>ઊર્ધ્વરેખાઃ–</u> ''શ્રીજી મહારાજના બે ચરણરવિંદના તળમાં '<u>ઊર્ધ્વરેખા</u>' છે તે કેવી છે તો અંગૂઠાની પાસેની જે આંગળીઓ તેની બેયકોરા નિકળી છે ને પાનીને બેયકોરા નિકળી છે.''**




શ્રી હરિના બંને ચરણમાં રહેલી ઊર્ધ્વરેખાનું ધ્યાન ધરનારાને આનંદની પ્રાપ્તી થાય છે. નિષ્કુળાનંદ સ્વામી કહે છે 'દોઉ પાવે દેખતે, આવત હે આનંદ । ઊર્ધ્વરેખા કે ઉપરી, વારી નિષ્કુળાનંદ । (ચિહ્નચિંતામણી/૧૬)' આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે ''चिन्तनीयमथ तस्य पादयोर्मङ्गलं युगलमूर्ध्वरेखयोः। चिन्तनेन ननु यस्य मानवैर्ब्रह्मवित् सुगतिरूच्छ्रिताऽप्यते ॥ यस्य चिन्तनकरोऽत्र मानवो ब्रह्मधाम्नि निखिलोपरिस्थिते । एष्यतीतिविलिखन्तिसल्लिपिं वेदशाखा निपुणाः कवीश्वराः ॥ શ્રીહરિના બન્ને ચરણોના તળીયામાં ઊર્ધ્વરેખાત્મક ચિહ્નોનું મંગળકારી ઊર્ધ્વરેખાના યુગમનુ ભગવાનના ભક્તોએ સર્વકાળ ધ્યાન ધરવું જે ઊર્ધ્વરેખાના ચિહ્નના ચિંતવનથી ધ્યાન કરનારા મનુષ્યને બ્રહ્મશબ્દ વાચ્ય આત્માપરમાત્માના સ્વરૂપને પામેલા

ભક્તોમાં પણ અતિ શ્રેષ્ઠ ગતિ પમાય છે. ઊર્ધ્વરેખા (જે અક્ષરરૂપે લખાય તે 'રેખા' કહેવાય સૌથી ઉપર રહેલા ગોલોક ધામને પ્રાપ્ત કરાવનારી જે રેખા હોય  તે 'ઊર્ધ્વરેખા' કહેવાય એવી સાર્થક્તા સુચવતો ઊર્ધ્વરેખા શબ્દ શ્રી હરિના ચરણનો સંબંધ કરાવી સંપૂર્ણ સાર્થકપણુ જણાવે છે એમ વિચારી ગ્રંથકારે  તે શબ્દનો અર્થ પ્રદર્શિત કર્યો છે એવી ઊર્ધ્વરેખા) નું ચિહ્ન ચિંતવન કરનાર ભક્તજન મંદિરના શિખર પર રહેલા કળશની માફક સર્વલોકની ઉપર રહેલા બ્રહ્મધામ પ્રત્યે જશે. એવુ વેદાદિશાસ્ત્રોમાં પ્રવિણ કવિશ્વરો કહે છે" (હરિલીલાકલ્પતરૂ/૩/૬૩/૩૯-૪૦)

'લાગે ઊર્ધ્વરેખા અતિપ્યારે, સુખ જેવા જોગી વિચારે' (કિર્તનસારસંગ્રહ ભાગ-૧/'શોભાશીકહું ...૪/૪') આ ઊર્ધ્વરેખાનાં ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...

"સવંત ૧૮૬૦ની સાલમાં ભગવાન શ્રીહરિ ભુજ પધાર્યા હતા ત્યારે સુંદરજીભાઈ ભગવાન શ્રીહરિની સ્તુતિ કરતા કહે છે "पूणेन्दु बिम्बनखमण्डलराजिराजच्छुभ्रांशुकान्ति हृतभवतहृदन्धकारम्। निःश्रेयसैकनिलयं लसदूर्ध्वरेखं पादाम्बुजं तव नमामिहरे! प्रसीद।। हे हरे।" પૂર્ણચન્દ્રના બિંબ જેવા નખોના મંડળરૂપ પંકિતઓમાં શોભાયમાન એવી  ચંદ્રચંદ્રિકા જેવી કાંતિ છે તેણે કરી ને હરી લીધુ છે ધ્યાન કરનારા ભકતોના હૃદયની અંદર રહેલુ અજ્ઞાન અંધકાર જેણે અને <u>શોભાયમાન ઊર્ધ્વરેખા</u> જેમા છે. અને કલ્યાણના એક સ્થાન ભૂત એવા તમારા ચરણારવિંદને હું નમસ્કાર કરૂ છું તમો મારા ઉપર પ્રસન્ન થાવ (સ.જી.૨/૧૮/૪૬)" તથા વચનામૃત માં "ક્યારેક શ્રીજી બેઠા હોય ત્યારે <u>ડાબા પગની ઊર્ધ્વરેખા પર</u> પોતાના જમણા હાથની આંગળી ફેરવતા હતા. (વચનામૃતમ્ પરથારો)"(અસ્તુ)

(૨) **<u>જવઃ-</u>** **''જમણા પગના અંગૂઠાના થળમાં ઊર્ધ્વરેખાને મળતું યવનુ ચિહ્ન છે.''**




આ જવના ચિહ્નનું ધ્યાન કરનારા ભક્તને પાપો ક્યારે પણ સ્પર્શ કરી શકતા નથી અને તેનું મન હંમેશા આનંદિત રહે છે. જેમ કે નિષ્કુળાનંદ સ્વામી કહે છે ‘જનજોવત જેહિ જવકું, એહી પિંડના પરસે થાય । સદામુદા મમપાવ હી અંતરસુખઅમાપ’ (ચિહ્નચિંતામણી/૪)

"यवः किर्ति प्रतिपादकः । યવનું ચિહ્ન કીર્તિ આપનાર છે" (શ્રીમદ્ ભાગવત્/સુબોધિની ટીકા/ શ્રી વલ્લભાચાર્યજીકૃત)"

"तत्रचारूयव च लक्ष्मचिन्तयेद्यन्निजस्मरण कारिणांनृणाम् । चित्तशुद्धिमचिरात् करोत्यलं निष्कृतिं यवइवात्रकुर्वताम् ।। ध्यानमात्र पुरूशान्तिलम्भनं यत्स्व चिन्तन विधायिनां शुभम् । स्वेतदेव हरिकृष्णयोगतां प्रापयत्यचिरतोऽतिदुर्लभाम् ।। **શ્રી હરિના ચરણતલમાં અતિસુંદર જવનું ચિહ્ન છે. જે ચિહ્ન ભગવાનનો ભક્ત ચિંતન કરે છે તે ભક્તો આ લોકમાં જેમ પ્રાયશ્ચિત કરનારો પાપથી શુદ્ધ થાય છે, તેમ તે જવના ચિહ્નના ધ્યાન કરનારાઓના અંતઃકરણની શુદ્ધિ થાય છે (यौतिमिश्री करोति-પોતાના ઈષ્ટદેવ સાથે સંશ્લેષ કરાવે તે યવ-જવ**

**કહેવાય છે.)આ જવનું  ચિહ્ન પોતાના ધ્યાનમાત્રથી ધ્યાતાને અતિશય શાંતિ પમાડે છે. તેનું ચિંતવન કરનારા ભક્તોને શુભગુણ પમાડી પોતાના ઈષ્ટદેવ શ્રીહરિકૃષ્ણનો અતિદુર્લભ સંબંધ તત્કાળ પમાડે છે.''(શ્રીહરિલીલાકલ્પતરૂ/૩/૬૩/૧૧-૧૨) આ જવના ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે**...

એક સમયે ભગવાન શ્રીહરિ કઠલાલગામ પધાર્યા. પ્રેમી હરિભકતોએ પ્રભુને ઘરે ઘરે પધારમણમી કરી. સારા સ્વાદુ મિષ્ટભોજન કરાવીને શ્રીહરિને જમાડયા. પછી શ્રીહરિ ત્યાંથી ચાલ્યા તે કઠલાલ ગામની બહાર નીકળ્યા. તે પછી અશ્વ ઉપર બેઠા. કઠલાલ ગામની હરિભકત એક બાઈ તાંબાના ઘડામાં પાણી ભરીને શ્રીહરિની પાછળ પાછળ ઉતાવળે પગલે દોડી આવી તેં ઉભા રહો, ઉભા રહો, એમ પોકર કરતી આવતી હતી. તેના પોકારને પર્વતભાઈએ સાંભળ્યો અને પછી તેમણે શ્રીહરિને ઉભા રાખ્યા. તે પછી તે બાઈ નજીક આવી તેણે શ્રીહરિને કહયુ **''મહારાજ! આપ આપનો ચરણનો અંગૂઠો આ ઘડામાં બોળો, અને પાણીને પ્રસાદીનું ચરણામૃત કરો તે ચરણામૃત**-જળને હું મારા ગામના કુવાંમાં નાખું. ગામના લોકો આગળ હું સત્સંગની વાતો ઘણી કરૂ છું છતાં એક પણ સત્સંગી થાતો નથી તેથી તે કુવાનું પ્રસાદીનું પાણી જે મનુષ્ય પીવે તે કોઈ જમપુરીમાં જાય નહિ." શ્રીહરિએ બાઈની હિંમતદેખી, તરત જ તેના પર રાજી થઈ અને ઘડાના પાણીને પ્રસાદી ચરણામૃત કરી દીધું. **(હરિચરિત્રામૃતસાગર/૧૪/૬૨/૩૩-૩૯)''(અસ્તુ).**

**(3) <u>કમળઃ–</u>** ‘‘જમણા પગના તળામા ઊર્ધ્વરેખાની બેયકોરે કમળનું ચિહ્ન છે’’ (વ.મૃત.ઉપો.)




ભગવાન શ્રીહરિના જમણા ચરણમાં આવેલા પદ્મના ચિહ્નનું ધ્યાન ધરનારો ભક્ત સંસારમાં રહેવા છતા જળકમળવત સંસારીથી નિર્લેપ રહે છે. નિષ્કુળાનંદ સ્વામી કહે છે ‘‘નિરન લોપે કમળકું, તેસે સંત સંસાર । પ્રભુપદ ચિહ્ન પ્રતાપશું, વ્યાપતનહિ વિકાર’’ (ચિહ્નચિંતામણી/૮ ) આચાર્ય રઘુવીરજી મહારાજ પણ કહે છે "तत्रचिन्त्यमथ पद्मलक्षणं यस्य संस्मरणतः शरीरिणः । क्वापिमज्जयति नो भवाम्बुधिर्नीरजानि पयसामिवोच्चयः।। यस्य चिन्तन विधामिभिर्जनैर्धर्जन्मयि हरौ हि भूयसी । प्रीतिरेव भवभीति भेदिनी प्राप्यते परमशान्तिदायिनी ।। શ્રી હરિના પાદતળમાં રહેલા પદ્મના ચિહ્નનું ચિંતવન કરવું જે

પદ્મના ચિહ્નનું સમ્યક્ પ્રકારે ચિંતવન કરવાથી ચિંતવન કરનાર ભગવાનના ભક્તોને જેમ જળનું પુર કમળને ડૂબાડતુ નથી તેમ તે ભક્તને સંસાર સાગર કદી ડૂબાડતો નથી. એટલુ જ નહિં પણ સંસારના ભયને તત્કાળ ભેદી નાંખે એવી ધર્મપુત્ર શ્રીહરિમાં

**તે ભક્તને પરમ શાંતિ આપનારી અતિશય પ્રીતિ થાય છે'' (હરિલીલાકલ્પતરૂ/૩/૬૩/૧૯ થી ૨૦)**

**વલ્લભાચાર્યજી પણ કહે છે** "अब्जाकार रेखा सुसेव्य त्वय । **કમળનું ચિહ્ન ભગવાનની સુખ પુર્વક સેવા થાય એટલે માટે છે.**" (શ્રી ભાગવત્/સુબો./૧૦/૧૩/૧૭)

**''અંબુજ શોભારે સારી'' (શોભાસીકહુંરે...૪/૪) આ કમળના ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક સમયે પ્રેમથી ઉચ્છલતતાં માતાપોતાના પુત્ર ઘનશ્યામને અમૂલ્ય વિવિધ વસ્ત્રો તથા ભૂષણોથી અલંકૃત કરતા હતા, સુવર્ણના લાલબુટ્ટા યુકતડગલી તથા સુવર્ણની ઘુઘરીઓ સહિત ચોરણી, માતા હર્ષથી પહેરાવતા હતા. સોનેરી લાલબુટ્ટાદાર મોતીયોની સમુદાય યુકત સારારત્નો સહિત ટોપી મસ્તકમાં માતા ધારણ કરાવતા હતા. પછી ભક્તિમાતા પ્રેમથી પોતાની કેડમાં ધારણ કરી પુત્રવધૂ સુવાસીની બાઈ સાથે અને બીજી શિષ્ય સ્ત્રીઓ સાથે નારાયણ સરોવરમાં સ્નાન કરવા માટે ગયી. માર્ગમા હરિપદોને ગાતી બાળકના મુખસામુ નેત્રવાળી ગતિ કરતી સ્ત્રીઓ તે બાળ રૂપ શ્રીહરિથી મેઘથી વિદ્યુતોની માફક શોભતી હતી. કરોડો કામદેવને મોહ કરનાર શ્રીહરિ પણ તે સ્ત્રીઓથી વિટાંએલા પ્રફુલ્લિત સુવર્ણ કમળોથી યમુનાજીના પ્રવાહની માફક શોભતા હતા. પછી તે સ્ત્રીઓ ગામથી પૂર્વ દિશામાં સત્-પુરૂષોના પ્રવાહની માફક શોભતા હતા. પછી તે સ્ત્રીઓ ગામથી પૂર્વ દિશામાં સત્પુરૂષોના મનને પ્રિય શબ્દાયમાન પક્ષિઓના સમૂહથી વ્યાપત નિર્મળ જળવાળાં નારાયણ સરોવરને પ્રાપ્ત થઈ શોભાયમાન કમળોની પંકિતની સુગન્ધથી અત્યન્ત ભ્રમણ કરતા ભ્રમરાઓની રમણીય ગુંજરવથી શ્રીહરિનું ગાન કરતુ હોય ને શું? નીલ-પીત-લાલ-શ્વેત વિચિત્ર પ્રકારના પ્રફુલ્લિત કમળોથી પરમાત્માના દર્શનની પ્રાપ્તિથી હર્ષ પૂર્વક રોમાંચિત્ત થયુ હોય ને શું? હંસસારવ-ક્રોંચ વિગેરે પક્ષિઓના મધુર સ્વરોથી જોવા યોગ્ય ચમકિલા શ્રીહરિને બોલાવતું હોય ને શું? ફળ તથા નવાંકુરો તથા પુષ્પાના ભારથી અતિનમ્ર વિવિધ વૃક્ષોથી યુકત સુંદર પુષ્પો યુકત લતાઓથી વ્યાપ્ત આવા પ્રકારની અતિશય સુંદર શોભાને ધારણ કરનાર તે સરોવરમાં તે શ્રીહરિને પ્રિતીથી તેમના માતા સ્નાન કરવતા હતા. **પછી શ્રીહરિ એ સરોવરમાં પ્રફુલ્લિત કમળોને જોઈને તેમને આ કમળ લાવી આપો એમ માતાને કહ્યુ પછી ભાભીએ હર્ષથી કમળલાવીને શ્રીહરિને આપ્યુ** પછી સરોવરના કિનારેશ્રીહરિને લાવીને તેમના અંગો માર્જન કરતા હતા **(હરિલીલાપ્રદીપ/ ૧/૧૪/૧થી૧૬)'' (અસ્તુ).**

(૪) **<u>અંકુશ–</u>** ''શ્રી હરિના જમણા પગમાં ઊર્ધ્વરેખાની બે કોરે અંકુશનું ચિહ્ન છે (વ.મૃત.ઉ.)''




**''જેમ અંકુશનું ચિહ્ન મદોન્મત હાથીને વશ કરે છે તેવી રીતે ભગવાનના ચરણ કમળના તળામાં રહેલું અંકુશનું ચિહ્ન પણ તેવા સામર્થ્યવાળુ છે. જેમ મહાવત મદોન્મત હાથીને વશ કરે છે તેમ આ અંકુશનું ચિહ્ન શ્રીહરિની સન્નિધિ પમાડે છે.'' અંકુશ એટલે ધ્યાન કરનારને–** "अंङ्कते इति अङ्कुशः" **ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ આદિ ગુણો વડે વશ કરે તે અંકુશ. નિષ્કુળાનંદ સ્વામી કહે છે '' કરવશ અંકુશ કરી, મન મેંગલ મગરૂર । વારી ફેરી લેત હે, હરિ ચરણે હજુર'' (ચિહ્નચિંતામણી/૫)**

**શ્રી વલ્લભાચાર્યજી કહે છે ''**भक्तानां मनोगज निवाराणाय अङ्कुशरेखा । अर्थात् ભક્તોના મનરૂપી હાથીને કબજે રાખવા અંકુશનું ચિહ્ન છે**''(શ્રી ભાગ.સુબો/૧૦/૧૩/૧૭ અર્થાત્ મનના નિગ્રહ માટે શ્રીહરિના ચરણમાં અંકુશનું ચિહ્ન છે.)**

**આચાર્ય રઘુવીરજી મહારાજ પણ કહે છે** "तत्र चाङ्कुश सुलक्ष्म चिन्तयेद् ध्यायतामिह मनोमतङ्गजम् । यद्विधाय वशमासु धर्मज श्रीहरेर्नयति पाद सन्निधिम् ।। यस्य चिन्तनपरः शरिर भ्रुद् धर्म भक्त्यरति वेदनादिभिः । संसृति क्षय करैश्च दुर्लभैः शान्तिदैर्भवति संयुतो ध्रुवम् ।। **અર્થાત શ્રીહરિના ચરણકમળમાં અંકુશરૂપી સુંદર ચિહ્નનું**

**જે એકાગ્રમનથી સ્મરણ કરે છે તે જનોનો મનરૂપી મદોન્મત હાથી તત્કાળવશ થઈ જાય છે, અને તે ધ્યાનથી ધર્મપુત્ર શ્રીહરિના ચરણકમળની સન્નિધિ ધ્યાન કરનાર પામે છે. શ્રીહરિના ચરણકમળમાં રહેલા આ અંકુશ ચિહ્નનું સર્વકાળ સ્મરણ કરનાર ભક્તજનનું સંસૃતિ બંધન સદાને માટે નાશ પામે છે. ભગવાનના ભક્ત સિવાય બીજાઓને જે દુષ્પ્રાપ્ય છે તેવી શાંતિ આપનાર ધર્મ, ભક્તિ અને આત્માપરમાત્માના યર્થાત્ જ્ઞાનને તે નિશ્ચય સિદ્ધ કરાવે છે**"(**શ્રીહરિલીલાકલ્પતરૂ/૩/૬૩/૧૩-૧૪**) આ અંકુશના ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...

સુવાસિની ભાભીએ બાલ ઘનશ્યામના ચરણમાં **અંકુશઆદિ સોળ ચિહ્નો** જોયા અને કહ્યું " તમે તો મહાપુરૂષ છો, જો તમોને રાજય મળે તો અમારો ખ્યાલ રાખજો" આમ કહેવાયેલા ભાભીના વચનને શ્રીજીએ તેઓના પુત્રને ઉધ્ધવસંપ્રદાયની ગાદી પર બોસાડી પૂર્ણ કર્યો (**શ્રીહરિલીલામૃતમ્-૨/૧૩/૫૩-૫૪, હરિચરિત્રચિંતામણી ભાગ-૧/વાર્તા-૪૪**) (અસ્તુ).

(૫) **<u>ધ્વજ:–</u>** ‘‘શ્રીહરિના જમણા પગમાં ઊર્ધ્વરેખાની બેયકોરે કેતુ (ધજા)નું ચિહ્ન છે (વ.મૃત.ઉપો.)’’




**શ્રી હરિના જમણા ચરણમાં રહેલા કેતુના ચિહ્નનો ધ્યાન કરનાર ભકત પોતાના અંતઃશસ્ત્રુ એવા કામક્રોધ પર વિજય ધ્વજ ફરકાવે છે. અર્થાત્ ભગવાન શ્રીહરિના આ ચિહ્નનું ધ્યાન કરનારો પોતાના અંતઃશત્રુ એવા કામક્રોધ પર વિજય પ્રાપ્ત કરે છે.**

**આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે** ‘‘तत्र वै ध्वज सुलक्ष्म्य चिन्तयेन्मानवः सकल मङ्गलालयम् । ध्ययताम् वृषवैरिसङ्गरे यज्जय ध्वजतुलां प्रयाति हि ।। पावनं यदति शान्तिदं शुभं श्रद्धया हृदि जनो विचिन्तयेत् । याति पञ्चविषयात्या शान्तिकृद् वासनान्तमचिरेण सोऽञ्जसा ।। **જે ભક્તો શ્રીહરિના ચરણતળમાં રહેલું સમગ્ર મંગળના સ્થાનભૂત ધ્વજાના આકારનું રેખાત્મક શોભાયમાન ચિહ્ન તેનું ચિંતવન કરે છે, તે જનોના કામક્રોધાધિ અધર્મશત્રુઓ યુદ્ધારંભના અવસરમાં પરાજય પામી જાય છે. અને સદા વિજય પામે છે. અતિશાંતિ આપનારૂ અને પવિત્ર ધ્વજચિહ્ન તેનું જે શ્રદ્ધા**

**પુર્વક પોતાના હૃદયમાં વિશિષ્ટ પ્રકારે ચિંતન કરે છે તે ભક્તની શબ્દાદિ પંચ વિષયોથી અત્યંત અશાંતિ કરનારી વાસનાઓ તત્કાળ નાશ પામી જાય છે.'' (હરિલીલાકલ્પતરૂ/૩/૬૩/૯ થી ૧૦)**

**નિષ્કુળાનંદ સ્વામી કહે છે ''કેતુ હેતુ  સંત કે, રહત પવન આધાર । તેસે સંતશિરોમણી, ચલત આજ્ઞા અનુસાર'' (ચિહ્નચિંતામણી/૩)**

**શ્રી વલ્લભાચાર્યજી કહે છે ''ध्वजोनिर्भयवास सदानाथ । અર્થાત્ ધ્વજાનું ચિહ્ન ભક્તોને ભયરહિત વાસ આપવા માટે છે'' (શ્રીભાગ./સુબો./૧૦/૧૩/૧૭ અર્થાત્ ભગવાનના ચરણમાં જે ધ્વજનું ચિહ્ન છે તે ભક્તોને નિર્ભયવાસ આપવા માટે છે.) આ ધ્વજાના ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

વિક્રમ સવંત ૧૮૮૧ સુદિએકાદશીને દિવસે વડતાલ મૂર્તિ પ્રતિષ્ઠા અંગે ત્રણ મહત્વની વિધિઓ કરવામાં આવી મંદિરની અધિવાસનની વિધિ એટલે મંદિરનું સ્થાપત્ય, યાવત ચંદ્ર દિવાકરો સુરક્ષિત અને સ્થિર રહે એ હેતુથી મંદિર અને એના અંગદેવતાનું પૂજન, મંદિરના શિખરો ઉપર ચઢાવવાના કળશોનું પૂજન અને સ્થાપન અને શિખરો ઉપર ચઢાવવાની ધ્વજોઓનું પૂજન અને આરોહણ વિધિ. આ ધ્વજારોહણવિધિ, પ્રસંગે એકન કલ્પેલી વિચિત્ર ઘટના બની હતી વાત એવી હતી કે મંદિરના ત્રણ શિખરો પૈકી દક્ષિણ શિખર નીચે ભગવાન શ્રીહરિનું નરાકૃતિ સ્વરૂપ  શ્રીહરિકૃષ્ણ નામે પ્રતિષ્ઠિત કરવાનું હતુ એ હકીકત સર્વત્ર પ્રસિદ્ધ થઈ ગઈ હતી એટલે એ શિખર પર ધજા ચઢાવવા માટે ઘણા આશ્રિતો તત્પર થયા હતા. ધ્વજારોપણવિધિ માટે ચાર જણ એક ઉન્નડ ખાચર, બીજા વડોદરાના નારૂપંત નાના. નાથભક્ત વિગેરે હરિભક્તો ત્રીજા સૂરતનાં ભાલચંદ્ર શેઠ, અરદેસરકોટવાલ, આત્મારામભાઈ વગેરે હરિભક્તો અને ચોથા ઉમરેથના રૂપરામ ઠાકર. એ ચાર જણા અતિ સુંદર ધજાઓ બનાવડાવીને લાવ્યા હતા. મધ્ય શિક્ષર પર ઉન્નડખાચરે પોતાની જરીકસબની સુંદર બુટ્ટાવાળી ધજાનું આરોહણ કર્યુ એટલેએ શિખરનો પ્રશ્ન શાંતીથી ઉકેલી ગયો પણ દક્ષિણ શિખર પર ધજા ચઢાવવાની બાબતમાં વડોદરા અને સૂરતના હરિભકતો મધ્યે મમતને કારણે મતભેદ જાગ્યા બન્ને નગરના હરિભક્તો પોતે લાવેલ ધજાજ દક્ષિણ શિખર ઉપર ચઢાવવાનો આગ્રહ કરવા લાગ્યા એ આગ્રહે, થોડીવારમાં જ દુરાગ્રહનું રૂપ પકડયુ. બન્ને પક્ષના હરિભકતોએ શરૂઆત શાબ્દિક સંઘર્ષથી કરી. " અમે સૂરતી વટવાળા અને ટેકીલા છીએ વર અને મમત માટે અમે પૈસો પાણીની માફક ખર્ચી નાખીએ એવા છીએ. ગયા વર્ષે અન્નકુટ વખતે ઠાકોરજીને અર્પણ કરવા માટે પાસેર પાપડીના અમે પચાશ રૂપિયા ખર્ચી નાંખેલા હતાં

એટલે મહેરબાની કરીને અમે જ દક્ષિણ શિખર પર ધજા ચઢાવશુ તમો વચમાંથી ખશી જાવ" સૂરતી હરિભકતોએ ભારપૂર્વક કહ્યું. "તમે એકલાજ પૈસા ખર્ચી જાણો છો એવુ માનતા હોય એ તમારી ગંભીર ભુલ છે અમે પણ ઠાકોરજી માટે અને વટ માટે એકને બદલે લાખો રૂપિયા ખર્ચી શકીએ તેમ છીએ તે ઉપરાંત અમારી પાછળ રાજ સત્તાનું પણ પીઠબળ છે એ હકીકત પણ ધ્યાનમાં રાખજો માટે કૃપા કરી તમો બધા વચમાંથી હતી જાવ દક્ષિણ શિખર પરતો ધજા અમારી જ ચઢશે." વડોદરાના હરિભકતોએ એટલા જ ભારથી કહ્યુ. "એ નહિ બને સુરજ પૂર્વમાંથી પશ્ચિમ માં ઉગે પણ એ નહિ બને નહિ જ બને. એકવાર કરવા ધારેલી વાત વચ્ચે છોડી દે એ બીજા અને સૂરતી છીએ તમો વચમાંથી ખસી જાવ." સૂરતી ભક્તોએ ભારપૂર્વક કહયુ આમ જયારે સૂરતી હરિભકતો અને વડોદરાના હરિભકતો જયારે જીદ ઉપર આવી ગયા અને વાત જયારે ઉગ્ર બની ગઈ ત્યારે ધ્વજારોપણની વિધિ કરનારાય બ્રાહ્મણો પણ કલેશ પામી ગયા. તેમાંથી એક જણ દોડયો અને બ્રહ્માનંદ સ્વામીને ખબર આપી બ્રહ્માનંદસ્વામી અને નિત્યાનંદ સ્વામી ઉતાવળા ઉતાવળા તરત જ સ્થળ ઉપર આવ્યા ત્યાં જઈ બન્ને સ્વામીઓએ બન્ને પક્ષની વાત સાંભળી. "આશ્રિત સત્સંગી હરિભકતો એકમેક સાથે મમતે ચઢીને વાદકરે એ સારૂન કહેવાય સમજુ સંત્સંગીએ તો ભગવાન અને ભગવાનના ભકત પાસે હારી જવું જોઈએ અને હારીને જ રાજી થવુ જોઈએ. ભગવાન અને ભગવાનના ભકતો પાસે હાર કબૂલ કરે છે તે ખરેખર તો જીતે છે કારણ કે તેના ઉપર ભગવાન અને ભગવાનના ભકતો રાજી થાય છે અને પછી એની ઈચ્છા પ્રમાણે જે કરે છે. અદેખાઈ, હરિફાઈ, અભિમાન આ બધુ સત્સંગીને ન શોભે ધજા ચઢાવવા જેવી નાની સરખી બાબતમાં તમે જો આમ અંદર અંદર સંઘર્ષ જણાવો તો શ્રીજી મહારાજ તેથી ઘણા કુરાજી થશે " બ્રહ્માનંદસ્વામીએ કહયુ. "સ્વામી તમો કહો છો તે સાચુ છે, આ વડોદરાના હરિભકતો સમઝતા નથી એઓને તમો કૃપા કરીને સમઝાવો એટલે વિવાદનો તરત અંત આવી જાય" સૂરતના હરિ ભક્તોએ કહ્યુ " પણ શિખર એક છે એ શિખરની નીચે તો શ્રીજી મહારાજ પોતે હરિકૃષ્ણ નામે બીરાજવાના છે" સૂરત તથા વડોદરાના હરિભકતો એક સાથે બોલી ઉઠયા " તમારી ભુલ થાય છે ઉત્તરના શિખર નીચે પણ શ્રીજી મહારાજ વાસુદેવ નામે બિરાજમાન થવાના છે વાસુદેવ કહો કે હરિકૃષ્ણ કહો બન્ને નામ શ્રીજી મહારાજના જ છે. ભગવાનના નામ જુદા હોય તેથી સ્વરૂપ જુદા થતા નથી એમાભેદ પાડવાની ભગવાને પોતેજ ના કરેલી છે" નિત્યાનંદ સ્વામીએ કહયુ. " સ્વામી શાસ્ત્રની એ વાત તમે જાણો છો તમારી વાત અસત્ય નથી એમ અમે નથી કહેતા પણ અમારે માટે તો હરિકૃષ્ણ મહારાજ પ્રથમ છે" બન્ને પક્ષના આગેવાનો બોલી ઉઠયા " પણ ભગવાનની

આજ્ઞા વિરૂદ્ધ વર્તીએ તો એ ભારે કુરાજી થાય અને ભગવાન કુરાજી થાય ત્યારે કલ્યાણ બગડે છે. ભગવાન રાજી થાય એ પ્રમાણે વર્તવામાંજ સુખશાંતિ છે અને કલ્યાણ છે" એવુ નિત્યાનંદ સ્વામી બોલ્યા. "સ્વામી! ઉત્તર શિખર ઉપર જે ધજા ચઢાવશે તેના ઉપર શ્રીજી મહારાજ રાજી થશે તો દક્ષિણ શિખર ઉપર ધજા ચઢાવશે તેના ઉપર શ્રીજી મહારાજ રાજી નહિ થાય એવું તમો કહો છો?" બન્ને પક્ષના મોવડીઓએ એક સાથે પુછયુ. "એવુ નથી શિખર ઉત્તર હોય કે દક્ષિણ એના ઉપર ધજા ચઢાવનાર ઉપર શ્રીજી મહારાજ રાજી થશે જ એમાં શંકા નથી પણ શ્રીજી મહારાજને રાજી કરવા ઈચ્છનારે શ્રીજીમહારાજની ઈચ્છા પ્રમાણે વર્તવું જોઈએને" નિત્યાનંદ સ્વામીએ કહ્યુ.

બ્રહ્માનંદ સ્વામી અને નિત્યાનંદ સ્વામી સાથે વાતચિત શરૂ થઈ ત્યારથી જ બન્ને પક્ષના હરિભક્તોનો વેગ નરમ પડયો હતો પણ બન્ને પક્ષે જયારે નિત્યાનંદ સ્વામીનું છેલ્લુ વાકય સાંભળ્યુ ત્યારે બન્ને પક્ષો વિચાર કરતા થઈ ગયા. " સ્વામી તમો કહો છો તે જ સત્ય છે શ્રીજી મહારાજની શી ઈચ્છા છે તે જાણવા માટે કૃપા કરીને અમને એમની પાસે લઈ જાવ એ જેમ કરવાથી રાજી થશે તેમજ અમે કરીશુ" બન્ને પક્ષના આગેવાનો બોલ્યા.

નિત્યાનંદસ્વામી તથા બ્રહ્માનંદ સ્વામી તરત જ બન્ને પક્ષોના હરિભક્તોને સાથે લઈને, શ્રીજી મહારાજ પાસે આવ્યા. ભગવાન શ્રીહરિ પાસે આવ્યા એટલે પહેલેથી જ બધુ જાણતા તેઓ બન્ને પક્ષના આગેવાનોને ઠપકો આપતા કહેવા લાગ્યા " દક્ષિણ શિખર ઉપર ધજા ચઢાવવાની બાબતમાં તમે બન્ને પક્ષો વાદે અને મમતે ચઢી ગયા એ યોગ્ય ન કહેવાય" વડોદરા અને સુરતના હરિભકતો સામુ જોઈને શ્રીજી મહારાજ બોલ્યા. ભગવાન શ્રીહરિના શબ્દો સાંભળી બન્ને પક્ષના લોકોએ પોતપોતાના મસ્તક ઝુકાવી દીધા. " તમો કહો તો ખરા કલ્યાણ શા માં રહયુ છે શાથી થાય છે? ધજા ચઢાવવાની અમારી આજ્ઞાનુ પાલન કરવામાં? કે તમારા મનનું ધાર્યુ કરવામાં? " શ્રીજીએ મંદમંદ હાસ્ય કરતા પુછયુ. " મહારાજ!આપની આજ્ઞાનું પાલન કર્યા સિવાય આ પહેલા કોઈનું એ કલ્યાણ થયુ નથી અને આજે કે ભવિષ્યમાં પણ થાય એમ નથી આપ જે પ્રમાણે આજ્ઞા કરશો તેજ પ્રમાણે અમો વર્તવા તૈયાર છીએ અમો એ મમતે ચઢી હોશાતોશી કરી અને નિરર્થકવાદ કર્યોએ ખોટુ થયુ છે અમારી ભૂલ માટે અમોને ક્ષમા કરો" બન્ને પક્ષના હરિભકતોએ હાથ જોડી મસ્તક નમાવતા કહયુ " તમારી આવી સમજણ જોઈને અમો ઘણા રાજી થયા છીએ અમારી એવી ઈચ્છા છે કે દક્ષિણ શિખર ઉપર વડોદરાના હરિભક્તો ધજા ચઢાવે અતે સૂરતના હરિભક્તો ઉત્તર શિખર પર ધજા ચઢાવશે. બન્ને ધજાઓ અમોજયાં વિરાજમાન થવાના છીએ તે શિખરો ઉપર ચઢાવવાની છે

એટલે અમારી જ વિજય ધજાઓ છે એવાતમાં કોઈ શંકાન લાવશો" શ્રીજીએ મધુર હાસ કરતા કહ્યુ. 'જેવી આપની આજ્ઞા' બન્ને નગરના હરિભકતો એ ફરીથી હાથ જોડીને કહયુ અને એક બીજી વાત સાંભળો 'પ્રતિષ્ઠાનો આ ઉત્સવ પૂરો થયા પછી અમે ખાસ સૂરત પધારીશુ અને દરેક હરિભકતોને ઘરે પધારીને કંઈક અન્ન ગ્રહણ કરીશું.' શ્રીજીની વાત શાંભળીને સૂરતના હરિભકતોની આંખમાં હર્ષના આંસુઓ વહેવા લાગ્યા "આપ સૂરત પધારશે એ અમારા મોટા ભાગ્ય કહેવાય અને તેમાપણ દરેક હરિભકતોને ઘરે પધારો અને ત્યાં કંઈક જમો એ તો વળી અમારા અનેક જન્મોના સુકૃત્યો ઉદય થાય એવું પરમ મોટુ ભાગ્ય!" સૂરતી હરિભકતોએ હાથ જોડીને કહ્યું હવે ઉમરેઠના રૂપરામ ઠાકરને ઉદ્દેશીને શ્રીહરિ બોલ્યા "ઠાકર! તમે સાંભળો-મંદિરનાં શિખર ઉપર ધજા ચઢાવવાની વાતમાં તમે જે આજ્ઞાંકિત પણુ અને નિર્માની ભાવ દાખવ્યો છે એ જોઈને અમે ઘણા પ્રસન્ન થયા છે, મંદિરના શિખરોપર ધજા તો વર્ષોવર્ષે બદલાવવાની હોય છે હવેથી આ મંદિરના બધા શિરોપર દરવર્ષે, તમે કાયમ ધજા ચઢાવજો એવી અમારી આજ્ઞા છે" શ્રીજીએ અતિ પ્રસન્ન થઈને કહ્યુ. રૂપરામ ઠાકર તરત જ આગળ દોડી આવી શ્રીજી મહારાજના ચરણમાં દંડવત પ્રણામ કર્યા. "મહારાજ! આપે સેવક ઉપર ખૂબ જ દયા કરી આપની આજ્ઞા પ્રમાણે જીવીશુ ત્યાં સુધી હું જાતે આ મંદિરના શિખરો ઉપર ધજાઓ ચઢાવીશ અને મારી હયાતી બાદ પુત્ર, વારસો, ધજાઓ ચઢાવશે." રૂપરામ ઠાકરે બે હાથ જોડીને કહયુ એ પછી શ્રીજી મહારાજની આજ્ઞા પ્રમાણે, **ધ્વજારોહણની વિધિ,** ખૂબ શાંતિથી અને ભારે ઉલ્લાસ પૂર્વક એ દિવસે પૂર્ણ થઈ રૂપરામ ઠાકરે એ દિવસે બીજા છ નાના શિખરો તથા ગણપતીજી અને હનુમાનજીનાં શિખરો ઉપર ધજાઓ ચઢાવી. **(શ્રીહરિલીલામૃતમ્-૮/૨૭/૧-૭૩)(અસ્તુ)**

**(૬) <u>અષ્ટકોણઃ–</u>** ''ભગવાન શ્રી હરિના જમણાં ચરણનાં ઊર્ધ્વરેખાની બેયકોરે અષ્ટકોણનું ચિહ્ન છે.''(વ.મૃત.ઉપો)




આ અષ્ટકોણના ચિહ્નનો ધ્યાન ધરનારા ભક્તના આધ્યાત્માદિ ત્રણેય પ્રકારના કષ્ટ નિવૃત્ત થાય છે, તથા કાળાદિકના ભયથી પણ એ નિર્ભય થાય છે અને તેના અંતરમાં આનંદની લહેર આવે છે. તથા તેનું અંતઃકરણ આનંદથી ઓટપ્રોટ થઈ જાય છે. નિષ્કુળાનંદ સ્વામી કહે છે ''અષ્ટકોણ અવલોક તે, કષ્ટમિટત હેકોટ । અંતરઆનંદ ઉપજે, લગે ન કાલ કી ચોટ ॥ (નિષ્કુળાનંદકાવ્ય/ચિહ્નચિંતામણી/૨)''

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે अष्टकोण मतिमङ्गलास्पदं तत्रलक्ष्महृदि चिन्त्यमुत्तमम्। यत् स्वचिन्तनकरं नयेत् परं साङ्गयोगमति भद्रमञ्जसा ॥ અર્થાત્ શ્રીહરિના ચરણનાં તળીયામાં અતિશ્રેષ્ઠ મંગળના સ્થાનભૂત અષ્ટકોણનું ચિહ્ન છે તેનું ભક્તે પોતાના હૃદયમાં  એકાગ્રમનથી ચિંતન કરવું. તે અષ્ટકોણના ચિહ્નના ચિંતનથી ભક્તો મહાસુખ આપનાર અષ્ટઅંગ સાથેનો જે સર્વોત્તમ યોગ તેનાથી અસંપ્રજ્ઞાતસમાધિ(ચિત્તવૃત્તિના લયથી જે બ્રહ્માકાર સ્થિતિ થાય છે તે અસંપ્રજ્ઞાત સમાધિ અથવા નિર્વિકલ્પ સામાધિ કહેવાય. જેમાં દ્રષ્ટા, દ્રષ્ય, અને દર્શન તથા ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રણ ત્રિપૂટી રહે તે સંપ્રજ્ઞાત અથવા સવિકલ્પ

**સમાધિ કહેવાય.) સિદ્ધ કરાવે છે.'' (હરિલીલાકલ્પતરૂ/૩/૬૩/૬)** "सादरंस्वहृदि यद् विचिन्तयन् सर्वदा हरि समाश्रितो जनः । अष्टदिक्पतिसुराध्य धीनतां कर्हिचिन्न लभते किलार्तिदाम् ॥ **શ્રીહરિનો જે આશ્રિત ભક્ત અષ્ટકોણ ચિહ્નનું સર્વદા આદરપૂર્વક પોતાના હૃદયમાં ચિંતવન કરે છે તે ક્યારેય પણ પરતંત્રતા આપનારૂ દુઃખ એટલે કે આઠ દિશાઓના પતિ જે સુરાદિ દેવતાઓને એ કદિ આધિન થતો નથી. (હરિલીલાકલ્પતરૂ-૩/૬૩/૭ અર્થાત્ ઈન્દ્ર, વહ્નિ, પિતૃપતિ, નૈઋતો, વરૂણ, વાયુ, કુબેર, ઈશ, અથવા રવિ વગેરે દિશાઓના પતિઓ તથા રવિ, શુક્ર, મંગળ, શનિ, રાહુ, સોમ, બુધ, ગુરૂ એ આઠ ગ્રહો અષ્ટકોણનું ચિંતન કરનારાને આધિન કરી શક્તા નથી.)" તથા** ''पापताप शमनानुं चिन्तनं चिन्त्यमानमनिशं मुनिव्रजैः । यद् वसु प्रकृतिहीनतां द्रुतं ध्यायतां नयति चाञ्जसानृणाम् ॥ **અજ્ઞાનથી થયેલાં પાપ તથા ત્રિવિધ સંતાપની નિવૃત્તિ કરનારો છે ચિંતન જેનું તેથી મુનિ સમુદાયો રાત્રિદિવસ જેની સ્મૃતિ કરે છે, તે અષ્ટકોણ ચિહ્ન ધ્યાન કરનારા જનોને અષ્ટધા પ્રકૃતિથી મુક્ત કરે છે.'' (હરિલીલાકલ્પતરૂ/૩/૬૩/૮)**

**આ અષ્ટકોણનું ચિહ્ન એ મંગળનું પણ પ્રતિક છે અર્થાત્ આ ચિહ્નનું ધ્યાન કરનારાઓનું હંમેશા મંગળ જ થાય છે. જેમ પ્રેમાનંદ સ્વામિ કહે છે 'સ્વસ્તિ અષ્ટકોણ મંગળકાર્ય' (શોભાશી કહું રૂડી...૪/૩) .) આ અષ્ટકોણના ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

"ભગવાન શ્રીહરિ હિમાલયમાં એક નિર્જનવનમાં રહેતા, ગોપાલયોગી નામના યોગી પાસેથી અષ્ટાંગયોગ શિખ્યા અને અલ્પ કાળમાં જ **અષ્ટાંગયોગ**ના યમ,નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર,ધારણા, ધ્યાન અને સમાધિઆ આઠેય અંગ સિદ્ધ કરી દીધા.**(સ.જી.૧/૪૫/૨૪-૩૭)''(અસ્તુ)**

(૭) **<u>વજઃ–</u> "શ્રી હરિના જમણા પગના તળામાં ઊર્ધ્વરેખાની બેયકોરે વજનું ચિહ્ન છે. (વ.મૃત.ઉપો)"**




**શ્રીહરિના ચરણમાં રહેલ વજનું ચિહ્ન જે છે તેનું ધ્યાન કરનારો ભક્ત કાળ, કર્માદિક બધાના ભયથી મુક્ત થાય છે. જેમ નિષ્કુળાનંદ સ્વામી કહે છે ''વજ નજર વિલોકતે, નિર્ભયભયે જનનેકા, કાલકર્મકી કલ્પના, છુટી અંતર સે છેક''(ચિહ્નચિંતામણી/૭)**

**શ્રી વલ્લભાચાર્યજી કહે છે ''**अशनि: पापपर्वत छेदनाय**–પાપનો પર્વત છેદવા માટે વજનું ચિહ્ન શ્રીહરિના ચરણમાં છે.'' (શ્રીભાગ./સુબો./૧૦/૧૩/૧૭ અર્થાત્ વજ જેમ પર્વતોનું નિકંદન કરે છે, તેમ પાપરૂપી પર્વતો જે ભક્તને પીડા આપનારા છે તેનો નાશ ભગવાનનાં ચરણમાં રહેલા વજના ચિહ્નના ધ્યાનથી થાય છે.)**

**આચાર્ય રઘુવીર કહે છે ''**वज्रलक्षणं यन्निजस्मरणकारिणांनृणाम् । दूर्विमेध्यमपिमानसिस्थितं भूरि दूषणगिरिं भिनत्यलम् ॥ देहभृतस्वहृदि यद्विचिन्तयन् दुस्तरावरणपारमञ्जसा ॥ **શ્રીહરિના ચરણમાં વજસ્વરૂપ રેખાત્મક ચિહ્નનું ધ્યાનના સમયમાં ધ્યાન કરવું.જે વજનું ચિહ્ન પોતાનું ધ્યાન કરનાર ભક્તજનોના મનમાં રહેલો, તેથી જ**

**શાસ્ત્રાદિથી ભેદવા અશક્ય એવો અનેક દૂષણરૂપી પર્વતને તત્કાળ ભેદી નાંખે છે. (જે ચિહ્ન પોતાનું ધ્યાન કરનારને સર્વ આવરણોના અંતને પમાડે છે. મોહનો પણ નાશ કરે છે. 'व्रजति' 'गमयति इति व्रजम्' તે વ્રજ કહેવાય છે.) શ્રી હરિના ચરણતળમાં રહેલાં વજના ચિહ્નનું ધ્યાન કરનાર ભક્ત તેના ધ્યાનથી પ્રસન્ન થયેલા શ્રીહરિકૃષ્ણ ભગવાનની પ્રસન્નતાથી અતિ દુષ્કર પૃથિવ્યાદિ અષ્ટાવરણો તેના અંતને અનાયાસે પામે છે. દેહ તથા દેહના સંબંધીઓમાં અહંમતા, મમતારૂપી વિપરીતજ્ઞાનના અંતને પણ તત્કાળ પામે છે. (હરિલીલાકલ્પતરૂ/૩/૬૩/૧૭-૧૮) આ વજના ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

"સવંત ૧૮૮૩ના ભાદરવા વદી ૬(છઠ)ને દિવસે સ્વામીજી શ્રીસહજાનંદજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં પોતાના ઉતારાને વિષે ગાદી તકીયા ઉપર બિરાજમાન હતા અને સર્વ શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા અને કંઠને વિષે મોગરાના પુષ્પના હાર પહેર્યા હતા ને પાઘને વિષે મોઘરાના પુષ્પોના તોરા વિરાજમાન હતા ને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશ દેશના હરિભક્તોની સભા ભરાઈ બેઠી હતી પછી શ્રીજી મહારાજ બોલ્યા જે....'અને એ ભક્તજન હોય તેને પણ પોતાનું મન છે તેને પરમેશ્વરના ચરણાવિંદને  વિષે દ્રઢ કરીને રાખવુ જેમ **વજની પૃથ્વિ હોય તેમા વજની ખીલી**"ચોડી હોય તે કોઈ રીતે ઉખડે નહિ તેમ ભગવાનના ચરણારવિંદને વિષે પોતાનું મનતે દ્રઢ રાખવુ..." (ગ.અં.૭)(અસ્તુ).

(૮) **<u>સ્વસ્તિકઃ-</u>** "ભગવાનશ્રી હરિના જમણા પગના તળામાં ઊર્ધ્વરેખાની બેયકોરે અષ્ટકોણનું ચિહ્ન છે.'' (વ.મૃત.ઉપો.)




**આ સ્વસ્તિકના ચિહ્નનું ધ્યાન કરનારાનું કલ્યાણ થાય છે. જેમ કે નિષ્કુળાનંદ સ્વામિ કહે છે ''સંત સરાહત સ્વસ્તિક, જાતે હોત કલ્યાણ''(ચિહ્નચિંતામણી-૧)**

**''સ્વસ્તિઅષ્ટકોણ મંગળકારી''(શોભાશી કહું રે...૪/૩)**

**આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે** "तस्यदक्षिण सुपत्तले स्मरेत् स्वस्तिकं सकल मङ्गलास्पदम्। चिन्तितं यदिह देहधारिभिः शान्ति मानयति मङ्गलादिजाम् ॥ नित्यदा निखिल भक्त चिन्तितं पुण्य चिन्तनमभद्रभेदनम् । ध्यायतामखिल मुक्त संस्तुतां यत् प्रदिपयति निर्गुणस्थितिम् ॥ यत् स्वचिन्तनकृतः शरीरिणश्चेतसः क्षिपति दूरतो द्रुतम् । दुःसहाखिल विपत्तिदायिनीं देहदैहिकरतिं भयवदाम्॥ **શ્રીહરિના જમણા ચરણમાં જે ચિહ્નો છે તેમાં મંગળરૂપ ભગવાનનાં સંમ્બધથી સમગ્ર મંગળના સ્થાનભૂત સ્વસ્તિક ચિહ્નની જે મુમુક્ષ જનો સ્મૃતિ કરે છે તેને જેમ મંગળાદિથી શાંતિ થાય છે તેમ અવશ્ય શાંતિ થાય છે.** 'स्वतिक्षेमं, स्वचिन्तकस्य शुभं, कायति आकारयति तत स्वतिकम्-

**પોતાના ચિંતકનું શુભ કરે છે તે સ્વતિક કહેવાય છે.'** 'सष्ठुअसति दीपयति निर्गुण स्थिर्ति-**સારી રીતે નિર્ગુણ સ્થિતિને શોભાડે તે સ્વતિક કહેવાય છે.' સમગ્ર ભક્તોએ સદા ચિંતવન કરેલું પુણ્યમય અને અમંગળમયને ભેદનારો જેનું ચિંતવન છે તે સ્વસ્તિક ચિહ્ન તેનું ચિંતવન કરનારા જનોને સમગ્ર મુક્તોએ ઈચ્છેલી અથવા પ્રાર્થેલી-જેમાં કોઈપણ ન્યુનતા નથી એવી પ્રત્યક્ષ ભગવાનના સંમ્બધવાળી એકાંતિક સ્થિતિ તે જે સ્થિતિ પ્રત્યક્ષ ભગવાનના એકંતિક ભક્તોને સદાવરેલી છે, તે સ્થિતિ જે ત્રણ દેહથી પર આત્માના ભાવને સદા જાગ્રત રાખી, ભગવત્ સ્વરૂપમાં અવિચ્છિન્ન સ્મૃતિ કરાવે તે નિર્ગુણ સ્થિતિ, સ્વસ્તિક ચિહ્નનું ચિંતન કરનારા ભક્તો પામે છે. સમગ્ર વિપત્તિઓના કારણભૂત અને સંસૃતિ કરવામાં સદા નિપુણ દેહ અને દેહ સંમ્બધિઓ વિશે જે પ્રિતિ, અને તેનાથી ઉત્પન્ન થતું જે દુઃખ તેને સહન કરવું વિષમ છે, તે પ્રિતિ સ્વતિક ચિહ્નના ચિંતવનથી નાશ પામે છે.'' (એવો સ્વસ્તિક ચિહ્નના ચિંતનનો મહિમા છે-હરિલીલા કલ્પતરૂ/૩/૬૩/૩ થી ૫) આ સ્વસ્તિક સંબંધી ચરિત્ર એવુ છે કે...**

ભગવાન નિલકંઠવર્ણી રામાનંદસ્વામીને લોજપુરથી ભુજનનગર પત્ર લખવામાં સાવધાન થઈ એકાંત સ્થળમાં બેસીને પોતાના સાથળ ઉપર સ્થાપન કરેલા નાના પાટીયા પર લખવાનો પત્ર મૂકીને જમણા હસ્તમાકલમ ગ્રહણ કરીને ડોકને સહેજ નમાવીને ઉત્તમ અક્ષરોએ પત્ર લખવા લાગ્યા "**સ્વસ્તિ, લક્ષ્મીથી સુશોભિત** એવા ભુજ નગરમાં રાજાધિરાજની જેમ શોભા વડે જેમના ચરણ કમળ સેવાયેલા છે અને અનેક સદ્ગુણોરૂપી મનોહર મહામણિઓથી જેમણે વેશ રચેલો છે અને સાધુપુરૂષોના ગુરૂ તથા પોતાની દ્રષ્ટિમાત્રથી જેમણે સર્વ ભકતોનો ભય ખેંચી વીધેલો છે એવા ઉદાર કીર્તિવાળા પૃથ્વી પર શ્રીકૃષ્ણ ભકિતને ખૂબ જ વિસ્તારતા વિજય પામો છો.**(સ.જી.૧/૫૪/૨)'' (અસ્તુ)**

(૯) **<u>જાંબુ :–</u>** ''ભગવાન શ્રી હરિના જમણાં પગના તળામાં ઊર્ધ્વરેખાની બેયકોરે જાંબુનું ચિહ્ન છે''(વ.મૃત.ઉપો.)




સર્વરસોના સારભૂત શ્રીહરિના જમણા પગના તળામાં રહેલા જાંબુના ચિહ્નનું ધ્યાન કરનારા ભક્તને જગત સંમ્બધિ બધાજ રસની ઈચ્છા તળી જાય છે. અર્થાત્ 'रसोवैसः'આ શ્રુતિમાં કહ્યા મુજબ કેવલ ભગવાનમાં જ રસ જણાય છે અને સંસારમાં નિરસતા જણાય છે. કહ્યુ પણ છે 'જિન જાણ્યો રસ જાંબુ કો, સર્વે રસ મહિસાર । અન્ય રસ કિ ઈચ્છા તરિ, નિરસ ભયો સંસાર ॥' (ચિહ્નચિંતામણી/૬)

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે ''तत्र जम्बुफल लक्षणं स्मरेद् यद्रसं हि परिपीय सज्जनः । नेतरं स्पृह्यति क्वचिद्रसं मूलपुंस्प्रकृति मुख्य धामजम् ॥ यन्मुनि व्रजविचिन्ततं शुभं ध्यायतां तनुभृतां हि सादरम् । भूरिजन्म जरितं दुरत्ययं नाशयत्यघसमूहमञ्जसा ॥ '' જેના ચિંતવનથી પ્રાકૃત રસાત્મક લોક ભોગ સુખ વગેરે તુચ્છ થાય છે, તેવું ચરણનાં તળીયામાં જંબુ ફળની આકૃતિવાળું રેખાત્મક ચિહ્ન તેનું એકાગ્ર મનથી ધ્યાન કરનારો ભક્ત મૂળ માયા અને મૂળ પુરૂષના સ્થાનમાં રહેલ રસની ક્યારેય પણ સ્પૃહા કરતો નથી. પ્રત્યક્ષ શ્રીહરિની મૂર્તિનું ચિંતવન કરનાર મુનિમંડળ શુભાત્મક જાંબુ ફળના ચિહ્નનું જો સ્મરણ કરે–ધ્યાન કરે તો આદર પૂર્વક ધ્યાન કરનાર ભગવનના તે ભક્તના

**ઘણા જન્મોનાં પાપ પુંજનો નાશ થાય છે.'(હરિલીલાકલ્પતરૂ/૩/૬૩/૧૫-૧૬) આ જાંબુ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક સમયે પરમાત્માના અત્યન્ત સ્નેહયુકત મનવાળા અયોધ્યામા રહેતા બાળકો પ્રાણપ્રિય ધર્મના પુત્ર શ્રીહરિને આ પ્રમાણે સ્નેહથી કહેવા લાગ્યા "આગામથી થોડે દૂર વિવિધ પ્રકારના વૃક્ષોથી વ્યાપ્તવન છે. તેમા એક ઘણા સ્વાદિષ્ટ ફળવાણો **જાંબુડાનો** વૃક્ષ છે આ **જાંબુડાના ફલો અત્યન્ત સ્વાદિષ્ટ અમોને પ્રિય છે,** પરંતુ તેનો રક્ષક, ક્રોધી ઉદ્ધત અને બલવાન છે તે અમોને કયારેય જાંબુડાના ફળો ખાવા દેતો નથી. હે મિત્ર ઘનશ્યામ! તમારા દાસ એવા અમાને અત્યન્ત જાંબુડા ખાવાની ઈચ્છા છે, તેથી હે પ્રભો ! અમોને જાંબુડાના ફળો જમાવડવાને તમો યોગ્ય છો. હે મિત્ર ! જાંબુડાનાં ફળો આરોગવા જતા તે અમોને બિવડાવે છે, માટે એ ઉદ્ધત સેવકનો પરાભવ કરવા માટે તમોજ યોગ્ય છો" પછી શ્રી હરિ તેઓને કહેવા લાગ્યા, "હે મિત્રો, દુષ્ટ મતિના ત્રાસને ત્યાગ કરો, શિયાળથી મૃગેન્દ્રને જેમ ભય નથી તેમ મારે ભય નથી. તેથી પ્રાણિઓને કલેશ કરનાર તેનો પરાભવ કરવા માટે તમારી સાથે હું હાલમાં તે વનમાં આવીશ" મિત્રોને આ પ્રમાણે કહી બાલકોની સાથે તેઓનું પ્રિય કરવાની ઈચ્છાથી ભગવાન પૂર્ણ કામ છે તો પણ તે વનમાં ગયા પછી તે વનમાં ઘણા પાકેલાં મોટા ફળોવાળા વૃક્ષને જોઈને દૈત્યોનો પરાભવ કરવા ઈચ્છતા બન્ને હાથોને કંપાવતા હતા. પછી વૃક્ષથી સર્વ ઠેકાણે ઉંચેથી પાકાં ફલો પાડતાં તેને હલાવવાના અતિવેગથી મોટી ડાળ ભાંગી ગઈ. પછી બાળકો પ્રાણપ્રિય શ્રીહરિના વખાણકરતા તેમની આગળ જાંબુડાના ફલો લાવીને તેનો ઢગલો હર્ષથી કરતા હતા. પછી તે અતિ સ્વાદિષ્ટ ફલો બાળકો પ્રીતિથી પોતાના મિત્ર ધર્મના પુત્ર શ્રીહરિને આદરપુર્વક જમાડતા હતા. યજ્ઞના ભોગોની પણ અપેક્ષા નહિ કરનાર પૂર્ણકામ છે તો પણ આકાશમાં રહેલા બ્રહ્માદિકે જોયેલા બાલકોની સાથે બાળઘનશ્યામ જમતા હતા. પછી તે બાલકોને તથા વૃક્ષની ભાંગેલી મોટી ડાળ જોઈને સર્વવૃક્ષોનો નિયન્તા રક્ષણ કરનાર ક્રોધી બોલવા લાગ્યો 'મારાથી રક્ષણ કરાયેલા જાંબુડાના વૃક્ષના ફળો તમે કેમ ખાવો છો? મહાવૃક્ષની આ શાખા કેમ ભાંગી નાંખી?' સ્નેહ વિનાની વાણી બોલનાર તથા બાલકોને ત્રાસ આપનાર બળતા અંગારની માફક નેત્રવાળા તેને શ્રીહરિ ધીમેથી વચન કહેવા લાગ્યા "હેમૂઢ! ઘણા ગર્વવાળા તમોએ ત્રાસ પમાડેલા બાલકોથી શુ? જો તારામાં બલનો ગર્વ હોય તો મારી આગળ તુ આવ" આવુ વચન સાંભળીને ક્રોધના આવેશવાળો પ્રભુને મારવા માટે તત્કાળ આવ્યો, શ્રીહરિ તેટલામાં તેને અતિશય ઉગ્ર વિશ્વરૂપ

દેખાડતા હતા મહાક્રુર શ્રીહરિનું વિશ્વરૂપ જોઈને ત્રાસથી દુઃખી મનવાળો તે જીવવાની ઈચ્છાવાળો તે પૃથ્વીમાં પડયો તેથી દુરાત્માનો હાથ ભાંગી ગયો પછી તે પ્રસન્ન હૃદયવાળા બાળકો પ્રીય તે શ્રીહરિની સાથે ગામમાં જઈને તે ઉત્સાહવાળા બાળકો ધર્મદેવ વિગેરેને બાળ ઘનશ્યામનું વૃત્તાંત કહેવા લાગ્યા.

(હરિલીલાપ્રદિય/આચાર્યભગવત્પ્રસાદકૃત/કિરણ-૨/અ.૧૯/૧ થી ૨૨ શ્લોક) (અસ્તુ)

**(૧૦) <u>ધનુષ :-</u> ''ભગવાન શ્રી હરિના ડાબા પગના તળામાં ઊર્ધ્વ રેખાને બેયકોરે ધનુષનું ચિહ્ન છે'' (વ.મૃત.ઉપો.)**

**જેમ ધનુષમાંથી છુટેલું બાણ શત્રુના શીશને ધડથી પૃથક્ કરી દેય છે. તેમ શ્રી હરિના ડાબા ચરણનાં પાદપદ્મમાં રહેલા ધનુષના ચિહ્નનું ધ્યાન કરનારા ભક્તના અંતઃશત્રુ નષ્ટ થઈ જાય છે. જેમ નિષ્કુળાનંદ સ્વામી કહે છે ''ધનુષ જે જન ચિંતવે, તે પરરીઝે અવિનાશ । કામ ક્રોધ મદ લોભ કો, કુરત હોત વિનાશ ॥'' (ચિહ્નચિંતામણી/૧૩)**

**આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે કે** "तत्रचिन्त्यमथ मङ्गलं धनुर्लक्ष्ययत् स्मरणतः शरीरिणः। कोपचित्तज मुखान्तरद्विषः कुर्वते द्रुततरं पलायनम् ॥ चिन्तयन् यदिहमान वो हरेर्दिव्यभूतिभगसद्‌गुणादिकम् । वीक्ष्य तद्‌भवति चान्त वर्जितं शब्दमुच्चरति सत्यमित्यलम् ॥" **અર્થાત્ ધ્યાનના આરંભ સમયમાં શ્રીહરિના ચરણતલમાં રહેલા પરમમંગલ ધનુષના ચિહ્નનું પણ ભક્તજને ચિંતવન કરવું જોઈએ. જેના સ્મરણમાત્રથી ભક્તજનનાં કામ, ક્રોધ, લોભ, રસાસ્વાદ અને માન વગેરે અંતઃશત્રુઓ તત્કાળ નાશી જાય છે (ધનુષ્યના ચિહ્નનું ધ્યાન કરનારે 'धनति' સાક્ષાત્ ભગવાનના દર્શન કરાવી ભગવાનના ગુણ, વિભૂતિ, ઐશ્વર્યાદિ વગેરેનો અંત નથી, એમ સ્પષ્ટ સમજાવે છે તે ધનુઃ કહેવાય)ભગવાનના ચરણતલમાં રહેલું ધનુષ્યના આકારે રેખાત્મક ધનુષ્યના ચિહ્નનું ચિંતવન કરતા ભક્તને સમાધિ થતા સમાધિમાં શ્રીહરિના દિવ્ય-વિભૂતિ-સદ્‌ગુણાદિ જુએ છે. શ્રીહરિની અપાર દિવ્ય વિભૂતિ વગેરે સત્ય છે, અવિનાશી છે. આ પ્રકારે સ્પષ્ટ શબ્દોથી ઉચ્ચારણ કરે છે'' (હરિલીલાકલ્પતરૂ/૩/૬૩/૩૩-૩૪) આ ધનુષના ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે**...

એક સમયે ભગવાન શ્રીહરિ પંચાળાના હેમન્તસિંહ રાજા (ઝીણાભાઈ) ના નિમંત્રણથી ગામપંચાળા પધાર્યા. ફુલડોલનો ઉત્સવ શ્રીહરિપંચાળામાં કરવાના છે એમ જાણી દેશન્તરોમાંથી ઘણા સંતો ભકતો પ્રભુના દર્શન કરવા પધારેલા ત્યારે એક દિવસ પ્રાતઃ કાળે સભામાં સંતો ભકતો સાથે શ્રીહરિ બિરાજેલા ત્યારે ધ્રુવાંબરીના હરિભકતોએ મહારાજની પૂજા કરતાં **ધનુષ** તથા સ્વદેશી શણગાર ધરાવેલો તે શોભાનું વર્ણનવાળુ કીર્તન શીઘ્ર કવિ બ્રહ્માનંદ સ્વામીએ બનાવીને સભામાં મહારાજ આગળ ગાયુ (આનો સંક્ષેપાર્થ " લીધી લટકાળે નંદલાલ કે હાથકબાણને, એની ચટક રંગીલી ચાલ હરે મન પ્રાણને") આ કીર્તનસાંભળી મહારાજશ્રી ખૂબ પ્રસન્ન થયા.**(અદ્‌ભૂતાનંદ સ્વામીની વાર્તા/વાર્તા-૧૬૨-જુની આવૃત્તિ)**

બીજુ પણ એક ચચિત્ર છે કે પંચાળામાં ફુલદોલના ઉત્સવ સમયે બુંડેલખંડના તેર ભકતોએ જયારે શ્રીહરિની અતિશય ભાવ સહિત પૂજા કરી ત્યારે શ્રીહરિની મૂર્તિ અતિશય સુંદર નટવર બની હતી. તે શોભા કંસને મારવા માટે ભગવાન શ્રીકૃષ્ણની જેવી મૂર્તિ હતી. તેવી બની હતી. બધાં જ બ્રહ્માંડોમાં જે જે કોઈ પણ શ્રેષ્ઠ શોભા હોય છે તેબધી શોભા શ્રીહરિની મૂર્તિમાં તે વખતે પ્રગટ થઈ હતી. જેટલા બ્રહ્માંડો છે તે બધા બ્રહ્માંડોના દેવતાઓ, રાજાઓ, મનુષ્યો, પશુ, પક્ષી,વૃક્ષ, નગર, સાગર, સરોવર, એ બધા જ તે સુંદર સુશોભિત

એવી શ્રીહરિની મૂર્તિમાં દેખાઈ આવતા હતા. તે સમયે શ્રીહરિની મૂર્તિ એવી રમણીય બની હતી કે જોતા જ સહુ તેમા તલ્લીન થઈ જતા હતા અને સર્વે ચિત્ર દોર્યા હોય તેના સમાન સ્થિર દેખાતા હતા અને સહુને એક મૂર્તિનું જ ધ્યાન રહેતું હતું કોઈને પોતપોતાની સ્મૃતિ રહેતી નથી અને કોઈ મૂર્તિથી અધિક બીજી કોઈ વસ્તુને દેખાતા નથી. તે સમયે શ્રીહરિની જેવી મૂર્તિ હતી તેવી દેખાડવાને માટે  આધારાનંદસ્વામી તત્કાળ ઉઠયા એક દર્પણ લાવીને શ્રીહરિના હાથમાં આપ્યુ. આમ શ્રીહરિ આધારાનંદ સ્વામીને પોતાની સેવા કરવા માટે પાસે રાખતા હતા. પોતાની મૂર્તિ જે રીતની સુશોભિત બની હતી તેને શ્રીહરિએ તેવા રૂપમાં દર્પણમાં દેખી દર્પણમાં મૂર્તિ દેખીને શ્રીહરિ મરક મરક હસવા લાગ્યા અને પછી મુખ દેખીને તે દર્પણ સંતને પાછુ આપ્યુ. પછી જે હરિભકતોએ **ધનુષની કમાન** આપી હતી તે પોતાના હાથમાં પકડી અને ડાાબા હાથથી તેની પણછ જેટલુ બળ હતું  તેટલુ લગાડીને ખેચવાં લાગ્યા.. હરિભકતોનાં મનને રાજી કરવાનો ભાવ શ્રીહરિમાં ઘણો વિશાળ હતો. જે કોઈ પ્રકારે કરીને ભક્તોના મન પોતાની મૂર્તિમાં સ્થિર થાય એવો ભાવ હતો. ભગવાન શ્રીહરિએ જયારે કમાન ખેચી અને ખૂબ કરડી કરી ત્યારે રામ પ્રતાપજી ભાઈ શ્રીહરિની આગળ બોલ્યા કે “ તમારામાં તેટલું બળ નથી તેણે કરીને આ કામાન કરડી લાગે છે” ત્યારે શ્રી હરિએ તે કમાન રામપ્રતાપભાઈ ના હાથમાં આપી પછી રામપ્રતામભાઈએ જેટલું બળ હતુ તે પ્રમાણે તે કમાનને ખૂબખેંચી અને મુખ ઉપર પરસેવો વળી ગયો. અને વારંવાર ખેંચતા રહયા  છતાં શ્રી હરિએ કમાન જેટલી ખેંચી હતી તેટલી ખેંચી શકયા નહિ. જેટલુ બળ હતું તે કરીને થાકી ગયા પછી શ્રીહારિએ કહ્યું, “ હવે તમારે પોતાનાં બળનું માન રહેશે નહી હવે તમો ઘરડા થઈ ગયા છો હવે તો દિવસે દિવસે આ શરીરનું બળ ઘટતુ જાય છે  જે કોઈ બાબત હોય તેનું ઘરડા થયા હોય તે જો માન રાખે છે તેટલા દુ:ખી થાય છે. ચાહે તેવો કોઈ ઉમરાવ હોય તો પણ તેને નિર્માની પણામાં જેવુ સુખ રહે છે તેવુ માનમાં રહેતુ નથી ‘એક એકથી હું શ્રેષ્ઠ થાઉં’ આવુ મનમાં રહે છે, પણ ઉત્તમ ગુણ ગ્રહણ કર્યા સિવાય તે દુ:ખ પામે છે.” **(હરિચરિત્રામૃતસાગર-૨૫/૧૬/ ૧ થી ૨૫, હરિચરિત્રચિંતામણી-ભાગ-૧/૧૮૩/૧-૨)**

(૧૧) **<u>કળશ :–</u>** "ભગવાનશ્રીહરિના ડાબા પગનાં તળામાં ઊર્ધ્વરેખાને બેયકોરે કળશનું ચિહ્ન છે. (વ.મૃત.ઉપો.)"




શ્રીહરિના ડાબા પગના તળામાં રહેલા કળશના ચિહ્નનું ધ્યાન કરનારો ભક્ત સર્વથી પર એવા અક્ષરબ્રહ્મધામને પામે છે. અર્થાત્ જે પ્રમાણે કળશ દરેકના મસ્તકર ઉપર બીરાજે છે તેમ શ્રીહરિના પાદતળમાં રહેલા રેખાત્મક કળશનું ધ્યાન કરનારો ભક્ત બ્રહ્મલોકઆદિક ધામોથી પર એવા અક્ષરબ્રહ્મધામોમાં જઈ શ્રીહરિનો હજુરી પાર્ષદ થાય છે. નિષ્કુળાનંદ સ્વામી કહે છે ''કળશકી મે ક્યાં કહું, સબ પર રહત સદાય । યાકુ ઉરમેં ધારતે કરના રહે ન કાંય''(ચિહ્નચિંતામણી/૧૫)

પ્રેમાનંદસ્વામી પણ કહે છે ''કળશ ધનુષને ધારે, વ્યોમ તે તાપ હૈયાના ઠારે''(શોભાશી કહું રે રૂડી.../૪/૨)

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે કે "तत्र सत् कलश लक्ष्म चिन्तयेच्चिन्तयन्निह यदन्वहं जनः । ऊर्ध्वमक्षरपदं स्थितं व्रजेत् स्वर्ण कुम्भ इव मन्दिराग्रतः ॥ पावनं यदिहं संस्मरन् सदामानवो मुनिजन व्रजस्मृतम् । दिव्यवैभव गुणादिवरिधिं श्रीहरिं व्रजति भूरिशान्तिदम् ॥

**શ્રીહરિનો ભક્ત શ્રીહરિના ચરણતળમાં રેખાત્મક છતાં અતિ શોભાયમાન કુંભની આકૃતિ સરખા કળશનું અર્થાત્ કળશના ચિહ્નનું ધ્યાન કરે છે તે આ લોકમાં કળશનાં ચિહ્નનું પ્રતિદિન ચિંતવન કરતો ભક્ત ભગવાનનાં શિખરબદ્ધ મંદિરના અગ્રભાગમાં સુર્વણ કળશની માફક ઉચે રહેલા અક્ષર ધામને પામે છે. ('क' નિરવધિક સુખને 'लाति गृहह्णाति' પોતાની મૂર્તિમાં ગ્રહણ કરાવે 'कलःश्रीहरिः तं शवति प्राप्नोति' તેના ધ્યાનથી પામે છે તે કળશ કહેવાય. 'कल' એ શ્રી હરિનું નામ છે અથવા 'कल' શ્રીહરિના વાચક્ તે શબ્દનો બીજો અર્થ થાય છે કે જે પોતાના ભક્તોને અનવધિકાતિશય 'क' સુખને 'ल' આપે છે તેથી પણ 'कल' શ્રીહરિનું જ નામ દર્શાવતો શબ્દ છે. તે 'कल' શ્રી હરિને જેનું ધ્યાન કરવાથી ભક્તજન 'श' પ્રાપ્ત કરી શકે છે. માટે તે ચિહ્નને 'कलश' કહેવામાં આવે છે. ) આ લોકમાં શ્રીહરિની મૂર્તિનું ધ્યાન કરનાર ભક્તજન, પવિત્ર તે કળશના ચિહ્નનું હંમેશા સ્મરણ કરતા મુનિઓના સમુદાયોએ દિવ્ય વૈભવ ગુણાદિના સમુદ્ર તેથી મહાસુખને આપનારા શ્રીહરિના સ્વરૂપનું ચિંતવન કર્યુ છે, તે શ્રીહરિને તે ભક્ત પામે છે.'' (હરિલીલાકલ્પતરૂ/૩/૬૩/૩૭-૩૮) આ ધનુષના ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક સમયે મહારાજ વડતાલમાં સભા કરીને બેઠા હતા અને મહારાજને તરશ બહુ લાગી હતી અને મુળજી બ્રહ્મચારી મંદિરની પ્રદક્ષિણા ઉપર બેઠા હતા પછી મહારાજે સાદ કર્યો જે બ્રહ્મચારી અમને તરસ બહુ લાગી છે તે સાંભળી બ્રહ્મચારીએ પ્રદક્ષિણા ઉપરથી પોતાનું શરીર ચોકમાં પડતુ મેલ્યું અને ઉતાવળા ઉતાવળા જઈને **શીતલ જલનો કળશ** ભરીને મહારાજ પાસે લાવ્યા પછી મહારાજ બોલ્યા જે "આ બ્રહ્મચારીને પોતાના દેહની પણ ખબર નથી જે હું આંહીયાથી પડીશ તો અમને વાગશે પણ તેમને એક જ એવું અનુસંધાન છે જે રખેને મહારાજને પાણી પાતા વારલાગે! પછી મહારાજ સભામાં બોલ્યા જે બ્રહ્મચારીને મારા ઉપર એવું હેત છે કે પોતાના દેહની પણ ગણતરી નથી" **(અક્ષરાનંદ સ્વામીની વાર્તા-૮૬૧-પ્રાચિન આવૃત્તિ)**

(૧૨) <u>**મત્સ્ય :–**</u> **‘ભગવાનશ્રીહરિના ડાબા પગનાં તળામાં ઊર્ધ્વરેખાને બેયકોરે મીનનું ચિહ્ન છે.’’ (વ.મૃત.ઉપો.)**




**જેમ માછલાને જળનું નિત્ય સંબંધ છે છતાં તેનાથી તેનો પરાભવ થતો નથી, તેમ અનાદિ અજ્ઞાનરૂપ દેહનો સંબંધ હોવાથી જનોને વિષયનો નિત્ય સંબંધ રહે છે, પરંતુ મત્સ્ય ચિહ્નના ચિંતકજનોને પંચવિષયથી કદાપિ પરાભવ થતો નથી. નિષ્કુળાનંદ સ્વામી કહે છે ‘‘ચંચલ મીન પ્રવીણ હે, નીરસે ફરક નિદાન । જક્ત વિરક્ત રહત હે, તે સે સંત સુજાન’’ (ચિહ્નચિંતામણી/૯)**

**આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે કે** ‘‘मत्स्य चिह्नमथ तत्र संस्मरेद् यस्य चिन्तन बलेन देहिनः । प्राप्त रम्य विषयैः पराभवं नैव यान्ति शुकुला इवाम्बुभिः।। स्विय चिन्तनकृतं विधाप्य यद्धर्मजन्महरिमूर्तिदर्शनम् । दिव्य मन्यतुलनाविवर्जितं हर्षमानयति दुर्लभं परैः।। **શ્રી હરિના વામપાદ તળમાં રહેલા રેખાત્મક મિનચિહ્નનું ધ્યાન કરનાર તે ચિંતવનના બળથી, માછલાઓ જેમ જળમાં રહેવા છતાં તેમાં ડૂબતા નથી તેમ પ્રાપ્ત થયેલા રમણીય શબ્દાદિ વિષયોની આશક્તિથી કદાપિ પરાભવ નથી પામતો (‘माद्यति’**

**પોતાનું ધ્યાન કરનારાને ભગવાનની મૂર્તિના દર્શન કરાવવાથી હર્ષ પમાડે છે માટે મત્સ્ય) જે મત્સ્યનું ચિહ્ન પોતાનું એકાગ્ર મન વડે ધ્યાન કરનાર ભક્તજનોને ધર્મપુત્ર શ્રીહરિની મૂર્તિના દર્શન કરાવીને ભક્તો સિવાય બીજાને દુષ્પ્રાપ્ય અનુપમ દિવ્ય આનંદ પમાડે છે.''(હરિલીલા કલ્પતરૂ/૩/૬૩/૨૭-૨૮) આ મત્સ્યના ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે**...

એક સમયે ઘનશ્યામ મહારાજ છપૈયામાં રહેતા હતા ત્યારે **<u>મીનસરોવરમાં </u>**પોતાના બાળ સખાઓ સાથે સ્નાન કરવા માટે પ્રવેશ કર્યો. ઘણી જલ ક્રિડી કરી ઘનશ્યામ મહારાજ તરતા તરતા સામે કિનારે ગયા, એટલેવેણી રામ તેમની પાછળ ગયા તેવળતી વખતે થાકી જવાથી પાણીમાં ડુબી ગયા તે જોઈને ધોબી રામ અવધે કહ્યું કે 'ઘનશ્યામ! પેલો તો ડૂબી ગયો.' તે સાંભળી સર્વે ઉદાસ થયા અને હવે શું કરવું? તેનાં માતા પિતાને શું ઉત્તર આપીશુ? હમણા આવશે તો મારી નાખશે. એમ બોલે છે ત્યાં ભકિત માતા આવ્યા ત્યારે ઘનશ્યામે જણાવ્યુ કે 'મારીમાતા આવ્યા અને અમને મારશે.' એમ જાણી પાણીમાં ઉંડા બેસી ગયા. તે સમયમાં પહેવાન તથા નિશ્ચલ નામનાં ઘનશ્યામના બે સખાઓ ત્યાં આવતા હતા અને બોલ્યા 'વેણીરામ તથા ઘનશ્યામ કયાં છે?' ત્યારે ભક્તિમાતાએ કહ્યું કે 'એ બે પાણીમાં ડૂબી ગયા છે.' તે બંને પાણીમાં અંદર આઘ જઈ ખોળવા લાગ્યા તે સમયમાં ઘનશ્યામ અને વેણીરામ બેય જણા એક બીજાનો હાથ ઝાલી ગામ તરફથી આવતા હતા, તેમને જોઈને સર્વે આશ્ચર્ય પામી ગયા ને બોલ્યા કે 'ઘનશ્યામ તો પાણી માંડૂબી ગયા હતા.' ત્યારે કહયુ જે 'નાના અમે તો ઘરે હતા.' આ સાંભળી સર્વે આશ્ચર્ય પામ્યા અને ઘનશ્યામમહારાજ માતાસહિત ઘરે આવ્યા **(શ્રીઘનશ્યામબાળચરિત્ર/ ભૂમાનંદસ્વામીકૃત/ ચરિત્ર-૧૩)**

બીજુપણ એક ચરિત્ર છે એક દિવસ બાલઘનશ્યામ છપૈયામાં આવેલા **<u>મિનસરોવરમાં</u>** સ્નાન કરવા ગયા હતા. અને ત્યાં તેઓએ એક માછીમારને માછલા મારતો જોયો. કોઈને દુ:ખી જોયને તરત દ્રવિત થનારા પ્રભુએ માછીમારને માછલા ન મારવા જણાવ્યુ પણ તેણે ઘનશ્યામને બાળક ગણી તેની વાત પર કંઈ ધ્યાન ન આપ્યુ. એટલે પ્રભુએ સંકલ્પ માત્રથી તેને સમાધિકરાવી યમપુરીનું દારૂણ દુ:ખ દેખાડયું. ભૂતલ પર પાપ કરનારા મનુષ્યોને યમપુરીમાં યમદૂતો દ્વારા અપાતી સજા જોઈ તે ત્રાસ પામી ગયો ત્યારબાદ ઘનશ્યામે તેને સમાધીમાંથી બહાર કાઢયો સમાધિમાંથી બહાર આવતા તે બાળ ઘનશ્યામના પગમાં પડયો અને હવે પછી કયારેય પણ માછલા ન મારવાની પ્રતિજ્ઞા લીધી. (અસ્તુ)

(૧૩) **<u>ત્રિકોણ :-</u>** "ભગવાનશ્રીહરિના ડાબા પગનાં તળામાં ઊર્ધ્વરેખાને બેયકોરે ત્રિકોણનું ચિહ્ન છે. (વમ,મૃત.ઉપો.)"




શ્રીહરિના ડાબાપાદતળમાં રહેલા ત્રિકોણનું ધ્યાન કરનારા ભક્તજનનાં આધિ,વ્યાધિ, અને ઉપાધિરૂપ ત્રિવિધતાપ નિવૃત્તિ થઈ જાય છે. નિષ્કુળાનંદ સ્વામી કહે છે 'ત્રિકોણ ચિહ્નકું ચાહિતે, ત્રિવિધ તાપને જાય । વસત સદા વામમે, સંત હરણ સંતાપ ॥' (ચિહ્નચિંતામણી/૯)

પ્રેમાનંદસ્વામી પણ કહે છે 'ત્રિકોણ ગોપદ દુ:ખડાં કાપે ।'(શોભાશી કહું રે...૪/૨)

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "अथ हरि शुभवामपत्तले यद्दुरित हरंरूचिरं त्रिकोणचिह्नम् । निजहृदि परिचिन्त्यमेव भक्तैर्भवभिदुरस्मरणं सुखैकमूलम् ॥ यदिह हृदि विचिन्तयन्नजस्रं हरिचरणाबुज संश्रितोऽतिभक्त्या। भवति स खलु जाग्रादाद्यवस्थात्रितयतनुत्रयवर्जितोऽज्जसैव॥ શ્રી હરિના શુભવામચરણના તળામાં પાપોની નિવૃત્તિ કરનારૂં રેખાત્મક છતાં પણ અતિ સુંદર, જેની ફકત સ્મૃતિથી જ

**સંસારનો નાશ થઈ જાય છે, એવું સર્વે સુખના એક કારણ સ્વરૂપ, ત્રિકોણ આકારનું રેખાત્મક ચિહ્ન છે,તેનું શ્રીહરિના ધ્યાન કરનારા ભક્તજનોએ પોતાના હૃદયમાં સર્વ પ્રકારે ચિંતવન કરવું. જેણે આ લોકમાં શ્રીહરિનાં ચરણકમળનો આશ્રય કર્યો છે તે ભક્ત પોતાના હૃદય કમળમાં ત્રિકોણ ચિહ્નનું અત્યંત ભક્તિથી નિરંતર ચિંતવન કરતાં તત્કાળ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ રૂપ ત્રણ અવસ્થા તથા સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીરથી રહિત થાય છે.'' (હરિલીલાકલ્પતરૂ-૩/૬૩/૨૫-૨૬) આ ત્રિકોણના ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક સમયે તિનવા ગામથી ધર્મભકિત પોતાના બે પુત્રો સહિત તરગામને વિષે રહેવા ગયા ત્યારે તે તરગામમાં ધર્મદેવ પોતાનો ભાગ રાખી ખેતી કરાવતી હતા. તે ગામમાંથી પશ્ચિમ દિશાએ <u>ત્રિકોણીયુ (ત્રણખુણાવાળુ)</u> જે ખેતર તેમાં મકાઈ અને ચિભડી એ બે ઉગાવ્યા હતા. તેને નિંદવા સારૂ ધર્મદેવ મજુર કરીને તે મજૂરની પાસે નિંદવતા હતા. તે સમયે ઘેર ભકિત માતાએ ઘનશ્યામને કહયુ જે 'હે ઘનશ્યામ! તમો જમ્યા છો માટે ખેતરમા જઈ તમારા પિતાને જમવા માટે મોકલોને તમો ત્યાં મજૂરની પાસે રહેજો' તેવુ સાંભળીને ખેતરમાં જઈને પોતાના પિતાને ઘરે જમવા મોકલ્યાને પોતે મજુરો પાસે ખેતરમાં બેઠા અર્થાત્ તે મજુરો સાથે ખડ આદિ નિંદવા લાગ્યા અને પોતે તો ખડને એમને એમ રહેવા દેને મકાઈ તથા ચિભડી ઉખાડી નાખે તે જોઈ સુરજબલી નામનો એક વાળંદ મજુર હતો તેણે ઉતાવળા ઘરે આવીને તે વાત મોટા ભાઈ રામપ્રતાપજીને કહી. ત્યારે ઉતાવળા થઈ ખેતરમાં આવીને બોલ્યા 'હે ઘનશ્યામ! તમો એમ કેમ કરો છો?' ત્યારે તે બોલ્યા 'હે મોટાભાઈ! અમો શુ કરીએ છીએ? અમો કંઈ બગાડતા નથી' એવું સાંભળીને ભાઈને બહું રીસ ચડીને એમ બોલ્યા કે 'ઉઠો ઘરે જાઓ' એમ કહયુ તો પણ ઉઠયા નહિ અટલે પોતાનો હાથ ઉંચો ઉપાડીને મારવાનું કરે છે એટલામાં તો શંખચક્ર ગદા પદ્મ એ ચાર આયુધ સહિત ચતુર્ભુજ કિશોરસ્મૂર્તિ અતિ તેજોમય મહારાજ અલૌકિક રૂપે ભાઈને દર્શન દેતા હતા ત્યારે ભાઈ નિર્માની તઈ બે હાજા જોડીને બોલ્યાં કે 'હે ઘનશ્યામ તમો તો સાક્ષાત્ કૃષ્ણ કનૈયા દેવને હું તો તમારો સેવક છું માટે આ તમારૂં તેજ અમને દહન કરે છે તેથી અમોને તરસ બહુ લાગી છે.' આવી રીતની વિનંતી સાંભળીને તત્કાળ તે સર્વે તેજ પાછુ પોતામાં સમાવી લીધુ પછી કૂવામાંથી લાંબો હાથ વધારી ને જળનો લોટો ભરીને મોટાભાઈને આપીને પોતે ખેતર છોડીને ઘરે આવતા રહ્યા. પછી ભક્તિમાતા પ્રત્યે બોલ્યા કે 'દીદી! અમો તો હવે બ્રહ્મચારી થઈશું.' તે વચન સાંભળીને ભક્તિમાતા દિલગીરી થઈ બોલ્યા કે 'ઘનશ્યામ! તમારે શું દુઃખ છે તે બ્રહ્મચારી થવું છે?'

એમ કહીને મસ્તક ઉપર હાથ ફેરવીને બોલ્યા કે ‘હે ભાઈ! ચાલો  જમવા’ ત્યારે કહયુ જે, હે ‘દીદી! અમારે આજે જમવું નથી ખેતરમાં રામપ્રતાપભાઈ અમોને મારવા આવ્યા હતા એટલે અમો ઘરે આવતા રહ્યા’ આમ કહેતા હતા ત્યાંતો વળી ભાઈ ઘરે આવ્યા ત્યારે ભકિતમાતા રામપ્રતાપભાઈને વઢવા લાગ્યા કે ‘ઘનશ્યામને શા માટે મારવા ગયા હતા?’ ત્યારે દિલગીર થઈ બોલ્યા કે હે ‘દીદી! અમને આવી ખબર ન હતી કે આ તો સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણ છે’ તમને અમે મારવા માટે હાથ ઉપાડયાં એ મારી મોટી ભૂલ થઈ છે આમ કહીને પાછા ખેતરમાં મજૂર પાસે ગયા.**(ઘનશ્યામ  બાલચરિત્ર/ ભૂમાનંદસ્વામીકૃત/ વાર્તા-૧૪)(અસ્તુ)**

(૧૪) <u>**વ્યોમ :–**</u> **'' ભગવાન શ્રીહરિના ડાબા પગમાં ઊર્ધ્વરેખાને મળતુ ફણાના થડામાં વ્યોમનું ચિહ્ન છે. (વ.મૃત.ઉપો.)''**




**વ્યોમનું ચિંતન કરનારો ભક્ત નિષ્કામ, નિઃસ્વાદ આદિ ગુણ સમુહને પામે છે જેમ આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે** ''व्योमलक्ष्म ननु तत्र चिन्तयेद् यस्य संस्मृतति बलेन मानवः। द्रृष्टिमावरण वर्जितां द्रुतं याति योगनिरतैरपीप्सिताम्।। यस्य चिन्तनकरो नरोऽमुना सद्‌गुणैः परमहत्त्वमञ्जसा ।। छादयत्यपि हरिप्रसन्नता हेतु सद्‌गुणगुणानुपैति वै ।।'' **જે ભગવાનનો ભક્ત શ્રીહરિના પાદતળમાં રહેલા વ્યોમનું ચિહ્ન અવકાશાત્મક રેખા જેવા ચિહ્નનું ચિંતવન કરે, જે વ્યોમ ચિહ્નની સ્મૃતિના બળથી અષ્ટાંગયોગની સાધનાની ઈચ્છાવાળો, અષ્ટાવરણે રહી અભિવાંચ્છિત દ્રષ્ટિ તત્કાળ પામે છે. (**'व्यपत्ति' **જેનું ધ્યાન કરનાર બીજાની**

**મહત્તાને ઢાંકી દે છે માટે વ્યોમ.) જે વ્યોમના ચિહ્નનું સ્મરણ કરે છે તે ભક્તજન શ્રીહરિકૃષ્ણ ભગવાનની પ્રસન્નતાના કારણભૂત નિષ્કામ, નિઃસ્વાદ, નિર્લોભ, અને નિર્માનાદિ ગુણ સમુહને પામે છે. જે કહેલા સદ્‌ગુણોથી પ્રયાસ વિના જ બીજાની મહત્તાને ઢાંકી દે છે.''(હરિલીલાકલ્પતરૂ/સ્કંધ-૩/૬૩/૩૫-૩૬)**

**નિષ્કુળાનંદ સ્વામી કહે છે ''વેરવેર જનવ્યોમકું, દેખત હે જેહિ દાસ । અટકટ નહિ આવરન મે, એહિ ગુણ આકાશ ॥'' (ચિહ્નચિંતામણી/૧૪)**

**પ્રેમાનંદ સ્વામી કહે છે ''વ્યોમ તે તાપ હૈયાના ઠારે''(શોભાશી કહું રે...૪/૨)**

**આ વ્યોમના ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

વ્યોમનો અર્થ થાય છે આકાશ. સવંત ૧૮૭૬ ના માગ શરસુદી-૧૫ પૂનમને દિવસે શ્રીજી મહારાજ શ્રી ગઢડામધ્યે દાદાખાચરના દરબારમાં વિરાજમાન હતા અને પોતાના મુખારવિંદની આગળ સાધુ તથા દેશદેશના હરિભકતોની સભા ભરાઇને બેઠી હતી પછી શ્રીજી મહારાજે આકાશનું લક્ષણ કરતા કહયુ "સમગ્ર જીવમાત્રને અવકાશ દેવપણું ભૂતપ્રાણિમાત્રનો જે દેહ તેનો માહિલો વ્યવહાર અને દેહનો બાહેરનો વ્યવહાર તેનુ કારણ પણું અને પ્રાણ ઈન્દ્રિય અને અંતઃ કરણ એ સર્વનું સ્થાનક પણુંએ **આકાશનું લક્ષણ** છે." **(ગ.પ્ર.૧૨)(અસ્તુ) "**

(૧૫) **<u>ગૌપદ :–</u>** ''ભગવાન શ્રીહરિના ડાબા પગનાં તળામાં ઊર્ધ્વરેખાને બેયકોરે ગૌપદનું ચિહ્ન છે.'' (વ.મૃત.ઉપો.)




ભગવાન શ્રીહરિના ડાબા તળના પાદપદ્મમાં રહેલાં ગૌપદ ચિહ્નનું ધ્યાન કરનારા ભક્તને માટે સંસાર સાગરને ઓળંગવો એ ગાયના પગલા જેવો સરળ થઈ જાય છે. નિષ્કુળાનંદ સ્વામી કહે છે ''ગૌપદમે યા ગુણ હે, જેહિ ચિંતવત હે જન । અપાર એહ સંસારકું, તુરત કરત ઉલ્લંઘન ॥ (ચિહ્નચિંતામણી/૧૨)'' પ્રેમાનંદસ્વામી પણ કહે છે ''ત્રિકોણ ગૌપદ દુ:ખદા કાપે''(શોભાશી કહું રે...પદ–૪) આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે ''सञ्चिन्त्यं निजहृदिगोपादाङ्क मव्यं यस्यैव स्मरणकृतां शरीरभाजाम् । गम्भीरो भवजलधिर्भृशं दुरन्तोभीमोऽयं भवति हि वत्सपादतुल्यः।। यदाध्यानं कृतवत एव दिव्य तेजोरश्मीनां पदमति शान्तिदं समाधौ। श्रीजृष्टं

शुभहरि कृष्णधाम दिव्यं द्रष्यं स्यात् परतरमक्षराभिधानम् ॥'' **ભગવાનશ્રીહરિના ચરણતળમાં રહેલું અગ્રગણ્ય ગૌપદ ચિહ્નનું હૃદયમાં સ્મરણ કરનાર ભક્તોને, સંસારરૂપ અત્યંત અગાધ અને ભયંકર સમુદ્ર ગાયના વાછરડાનાં પગલાની તુલ્ય થઈ જાય છે. ગૌપદ ચિહ્નનું સ્મરણ કરનાર ભગવાનના ભક્તને, દિવ્યતેજના કિરણોના સ્થાનભૂત અત્યંત શાંતિ આપનારૂ, રાધાલક્ષ્મિ આદિ પત્નિઓએ સેવેલું, ભગવાનના સર્વધામોથી શ્રેષ્ઠ દિવ્ય અક્ષર બ્રહ્મ સંજ્ઞાથી વર્ણવેલું શ્રી હરિકૃષ્ણનાં શુભધામના સમાધિમાં દર્શન થાય છે.'' (હરિલીલાકલ્પતરૂ/૩/૬૩/૩૧-૩૨) આ ગૌપદના ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે**...

છપૈયા થકી ઉત્તર દિશામાં **ગૌઘા** નામનું ગામ છે માતા ભકિત બાળ ઘનશ્યામને લઈ એક દિવસ સ્નાન કરવા ત્યાં પધાર્યા હતા આ લીલાનું વર્ણન કરતા વિહારી લાલજી મહારાજ કહે છે "છપૈયા થકી ઉત્તરમાંય, નામે ગૌઘાટ ગામ છે ત્યાંય । કાકાભકિતના દુંદ તિવારી, તેતો તે ગામના અધિકારી ॥ તેની પુત્રી હતી એક જેહ, તેને ભકિત સાથે ઘણો સ્નેહ । માટે મળવાને તેણે તેડાવ્યાં, હરિને લઈ ભકિત સિધાવ્યાં ॥રહયાં દિવસ તહાં ત્રણ ચાર, વધ્યો પુરોપરસ્પર પ્યાર । ત્યાંથી ઉત્તરમાં અધકોશ, નદી બીસુહી છે નીરદોશ ॥ તે ગૌઘાટ સમીપે વહે છે, માટે ગૌઘાટ તેને કહે છે । એક દિવસ મળી સહુબાઈ ગઈ નાવાને તે નદીમાંઈ ॥ કરી સ્નાન દિધાં બહુ દાન, નવરાવ્યા તહીં ભગવાન । વર્ષ બેની ઉપર ત્યારે હતી, પણ મૂર્તિમનોહર અતી ॥ **(હરિલાલમૃત/૨/૧૦/૭થી૧૨)''**

**(૧૬) <u>અર્ધચંદ્ર :–</u>** **''ભગવાન શ્રીહરિના ડાબા પગનાં તળામાં ઊર્ધ્વરેખાને બેચકોરે અર્ધચન્દ્રનું ચિહ્ન છે.'' (વ.મૃત.ઉપો.)**




**નિર્મળ શુદ્ધચિત્તથી અર્ધચંદ્રનું ચિંતવન કરનારો ભક્ત ધર્માદિ આચારોની સંપત્તિ પામે છે. ''**अर्धचन्द्र शुभलक्ष्म चिन्त्येत्तत्र यत्स्मृतिकृतां नृणां दुतम्। हृत्तमो हरति वै प्रफुल्लतां स्वान्तकैरवमुपानयत्यलम् ।। चिन्तयन्निह यदेव पावनं पुण्य भागवतधर्म सम्पदा । शोभयत्यखिलभक्त मण्डलं चारूचन्द्रकइवालिकं भृशम् ।। **' શ્રી હરિના ચરણતળમાં અર્ધચન્દ્ર નામના મંગળકારી ચિહ્નનું જે ભક્તજન ચિંતવન કરે છે તો તે ચિંતવન કરનાર ભક્તજનનાં હૃદયના અંધકારને તત્કાળ નિવૃત્તિ પમાડે છે અને અંતઃકરણરૂપી કુમુદને અતિશય પ્રફુલ્લિત કરે છે. આ લોક પવિત્ર જે અર્ધચંદ્ર ચિહ્નનું, વાયુ વિનાના પ્રદેશમાં રહેલી જ્યોતિની માફક નિશ્ચલ ચિત્તથી જે સ્મરણ કરે છે તે ભક્ત શુભકર્મથી પામવા યોગ્ય ભગવાનના એકાંતિક ભક્તોના ધર્મ, ધ્યાન, વૈરાગ્ય તથા માહાત્મ્ય જ્ઞાને સહિત અતિસ્નેહપૂર્વક આચારોની સંપત્તિને પામે છે.**

**અને જેમ ભગવાનના ભક્તના ભાલમાં કેસરયુક્ત ચંદનથી કરેલા ઊર્ધ્વપુંદ્ર તિલકના મધ્યમાં કુમકુમનો ચાંદલો તે ભક્તના લલાટને શોભાડે છે તેમ સમગ્ર ભક્ત મંડળને તે ભક્ત અત્યંત શોભાડે છે.'' (હરિલીલા કલ્પતરૂ/૩/૬૩/૨૯-૩૦)**

**નિષ્કુળાનંદ સ્વામી કહે છે ''સોમ સદા શીતલ કરે, ચાકિ ચાહે રીત । દાઝત નહિ તેહિ દિલમે, જેહિ ચિંતવન હે ચિત ॥''(ચિહ્નચિંતામણી/૧૧) પ્રેમાનંદ સ્વામી કહે છે ''અર્ધચન્દ્ર ઉગ્યોરે ભારી''(શોભાશી કહું રે.../૪/૩) આ અર્ધચંદ્રના ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

અયોધ્યા નગરીમાં નિવાસ કરતા થકા ધર્મ ભકિત અને તેમનો પરિવાર બાળઘનશ્યામની દિવ્યલીલાઓનો આનંદમાણતા થકા ખૂબ અનંદપૂર્વક પોતાના દિવસો વ્યતિત કરતા હતા એક દિવસ પૂર્ણિમાંની રાત્રીની ચારઘડી વિતી ગઈ અને સર્વ મનુષ્યો નિદ્રાધિન થયા ત્યારે પોતાના ઘરના અતિમનોહર ચોકમાં સુવર્ણ પલંગમાં બેઠેલા ભકિતમાતા વસ્ત્રાલંકારથી અલંકૃત કરેલા પોતાના પુત્રને ખોળામાં મુકીને લાડ લડાવતા હતા પોતાના બંધુ રામ પ્રતાપ ભાઈના પત્ની સુવાસિનીબાઈ આસન ઉપર બેસીને શ્રીહરિના મુખારવિંદ જોતા થતા સુંદર પંખાથી 'વા' નાખતા હતા પોતાના પુત્રમાં સ્નેહવાળા ભકિત માતા નાના પ્રકારના પદોનું ગાન કરતા તે બાળકને જોઈ ને પોતાના આત્માને પૂર્ણકામ મનવતા હતા. તદનન્તર શ્રીહરિ પાસે પોતાના બંધુ વર્ગનાં નામો બોલાવતી અનુવાદ કરતા પુત્રને જોઈને ભકિતમાતા પુત્રવધુએ સહિત અત્યન્ત પ્રફુલ્લિત થતા હતા. ભક્તિ માતા આંજણથી યુકત આંખના પડખેના ભાગોથી નીલકમળના સમાન નેત્રવાળા, મોગરાની કળીઓના સમાન સુંદરદાંતવાળા, ચંદ્રનેલજાવનાર  બાલકના મુખારર્વિદને જોતા આનંદ પામ્યા. વંશના ભૂષણરૂપ, બાલલીલાથી શોભાયમાન બાલકથી નીલકમળના સમુદયથી ગંગાની માફક શોભતા હતા. મહાભાગ્યશાળી માતા અખિલેશ્વર પોતાના પુત્રને લાડ લડાવતા મંદ હાસ્યથી બાળકને કહેતા હતા 'આ ચન્દ્રને જુઓ' તે સમયે ઉંચે તે બાળક ઘનશ્યામે જોયુ. અને મનુષ્ય ચેષ્ટા કરતા માતાને કહેવા લાગ્યા **'પ્રકાશમાન ચંદ્ર રમવા માટે અહીં લાવો.'**પછી તે પ્રસન્ન થયેલા માતા 'હે પુત્ર! તમો તે ચન્દ્રને બોલાવો.' ત્યારે બાળક ઘનશ્યામે તર્જની આંગળીને વાકી કરીને રાત્રિના સ્વામી ચન્દ્રને બોલાવ્યા શ્રી હરિએ સત્કાર કરાયેલા પોતાના આત્માને કૃતાર્થ માનતા ચન્દ્રમાં તત્કાલ પોતાની સ્ત્રી તથા પાર્ષદો સહિત તેમના દર્શન કરવા માટે શ્રીહરિની સમીપમાં આવ્યા ત્યારબાદ ચન્દ્ર હાથમાં મોતીયોની માલા ધારણ કરતા તે પ્રભુને પ્રણામ કરતા હતા ચન્દ્રના પાર્ષદો તથા ઉપહારો

સહિત સ્ત્રીઓ પ્રભુને પ્રણામ કરતી હતી. પછી શ્રીહરિના દર્શનથી આનંદિત ચન્દ્રમાએ શ્રીહરિના કંઠમાં મોતીની માલા અર્પણ કરી અને મણિઓથી જડિત કાન્તિવાળી સૂવર્ણ ટોપી આપી, શ્રેષ્ઠ સુવર્ણમયી સુંપણલી શ્રીહરિને આપી, તેમની સ્ત્રીઓએ પણ સુવર્ણ અને રત્નમય અલંકારો આપ્યા. પછી ચન્દ્રમાના પાર્ષદોએ સત્કર પૂર્વક પ્રણામ કરનારાઓની પીડાને નાશ કરનારા આનંદ મૂર્તિ શ્રીહરિને ભેટો અપર્ણ કરી.

શ્રીહરિનું પૂજન કરતા મહાતેજસ્વી દિવ્યરૂપ વાળા ચન્દ્ર વગેરેને જોઈને 'ભકિતમાતાએ પુછયુ તમે કોઈ છો ?"

પછી તેમનામાં મુખ્ય ચન્દ્ર હર્ષથી માતાને વચન કહયુ કે 'હે કલ્યાણી! તમોએ પ્રેરણા કરેલા અક્ષરાદિકના નિયન્તા અવતારી તમારા પુત્ર શ્રીહરિએ બોલાવેલો હું ચન્દ્ર આ પરમાત્માના દર્શન કરવા અવ્યો છું. આ મારી પત્ની છે એમ જાણો તથા આ મારા પાર્ષદો છે.' આ પ્રમાણે ચન્દ્રનું વચન સાંભળી ભકિતમાતા અત્યંત આનંદિત થયા. પછી શ્રીહરિના દર્શન જન્ય આનંદવાળા પ્રેમના અશ્રુથી વ્યાપ્ત નેત્રવાળા ચન્દ્રહાથ જોડીને સર્વના કારણ ના કારણ શ્રીહરિની સ્તુતિ કરતા હતા. "સુખ કરનાર ઐશ્વર્યવાળા હે નાથ, સંસાર સાગરમાં નૌકા સમાન તથા સુખ કરનાર તીર્થો વગેરેના સ્થાનભૂત તમારા ચરણારવિંદની સ્તુતિ કરૂ છું, હે નાથ તમોએ આપેલા પ્રકાશની કર્ણિકાને પામીને વિશ્વને પ્રકાશિત કરૂ છું તથા તમારા પ્રાપ્ત તેજવાળા સૂર્યાદિ પ્રકાશ કરે રે, વેદોએ શોધ્યા છે જેના ચરણકમળનો રસ એવા સમગ્ર જગતના નિયન્તા યોગિઓને દુર્લભ એવા તમારા દર્શન હાલમાં તમારો દાસ એવો જે હું તે મને થયા, હે ભૂમન, તેથી હાલમાંજ મારો જન્મ સફળ કરો." આ પ્રમાણે સ્તુતિ કરી પોતાની સ્ત્રી તથા સેવક ગણોની સાથે શ્રીહરિના દર્શન જન્ય આનંદથી આનંદિત ચિત્તવાળા ચન્દ્ર પરમાત્માની ઈચ્છાથી તત્કાળ અંતર્ધાન થયા.**(હરિલીલાપ્રદીપ-૧/૧૩/૨૫ થી ૪૯)(અસ્તુ)**

(૧૭) <u>**''ડાબા ચરણની રેખા પાસે એટલે ડાબા પગની ઉર્ધ્વરેખાની ડાબી કારે એક તીલ છે.**</u>
**(વ.મૃત.ઉપો.)''**




**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

"વડતાલમાં ફુલડોલના ઉત્સવ દરમ્યાન બધા સંતો સુગંધી ચંદન ઘસીને લાવ્યા હતા, તેનો શ્રીહરિની આજ્ઞા લઈને બન્ને <u>**ચરણકમળના તળિયે**</u> લેપ કર્યો. ધર્મપુત્ર ભગવાન શ્રીહરિએ, પોતે એક જ જેના સ્વામી ઉપાસ્ય છે, એવા સંતોની છાતીમાં તે ચંદનની લેપાયેલા બન્ને ચરણકમળ ના તળીયાની છાપો તેમના ઉપર કૃપા કરીને આપી.(**હરિચરિત્રમ્/અખંડાનંદસ્વામીકૃત/ ૨/૧૪/૨૦,૨૧**)" બીજુ પણ એક ચરિત્ર

હરિલીલામૃતમ્નાં આવે છે. જેમાં સ્વરૂપાનંદસ્વામીને હૃદયમાં ભગવાન શ્રીહરિએ ચરણરવિંદ આપેલા (આ પ્રસંગ કાલવાણી ગામનો છે) જેનુ વર્ણન કરતા આચાર્ય વિહારીલાજી મહારાજ કહે છે "એક સમે હરિ આગળે, ભીમભાઈ ભલાભક્તરાજ ! હાથ જોડી કહે હે હરિ, મારી આજ સુણો એક આજ ॥ રાજનીતિની છે એક રીત, કહું સાંભળો પરમપુનીત । જન્મમરણ ને પટ્ટાભિષેક, જયારે પામે છે રાય હરેક ॥ બંધિ વાનની બંધી છોડાવે, એવી રીત સદાચલીત આવે । થયો આપને પટ્ટાભિષેક, સુણી હરખ્યા છે લોક અનેક ॥ પણ નરકના કુંડમાં જે છે, તેતો પ્રાણી પિડા જ ખમે છે। કોઈ સંતને મોકલો આપ, જૈને જીવ છોડાવે અમાપ ॥ સુણી એટલી વાત તે ઠામ, સ્વરૂપાનંદને કહે શામ। તમે યમપુર પ્રત્યે સિધાઓ, કુંડ નરકના પ્રાણી છોડાવો ॥ ભૂમાપુરૂષ તણું જયાં છે ધામ, સોને મોકલજો તેહ  ઠામ । સ્વરૂપાનંદે કીધી સમાધી, ગયા યમપુર કૃષ્ણ આરાધી ॥ જોયા નરકમાં પીડાતા પ્રાણી, અતિ અંતરમાં દયા આણી। લીધુ સ્વામિનારાયણ નામ, નાઠા સાંભળી દૂત તમામ ॥ પ્રાણી નીકળ્યા કુંડ બહાર, વંધ્યા સાધુને વારમવાર । નારાયણ સ્વામિભજન કરાવ્યું, પાપ સંચિત સર્વે બળાાવ્યું ॥ ગયા સર્વ ચતુર્ભુજરૂપ, દેહદિવ્ય દેખાય અનુપ । ધામભૂમા પુરૂષનું છે જયાંય, સંતેસર્વને મોકલ્યા ત્યાંય॥ સંતે શ્રીજીની આગળ આવી, વાતવિગત સહિત સુણાવી । સુણી રાજિ થયા શ્રી ગોવિંદ, <u>દીધા છાતિમાં ચરણારવિંદ</u> **(હરિલીલામૃતમ્-૫/૬/૩૭-૪૬)''**

(૧૮) **<u>''ડાબા ચરણની ઊર્ધ્વરેખા પાસે અટલે ડાબા પગની ઉર્ધ્વરેખાની ડાબી કોરે બીજે તીલ છે.</u> (વ.મૃત.ઉપો.)''**




**આ તીલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

ભગવાન શ્રીહરિ કુંશળ કુરારબાયના પ્રેમને વશ થઈ ધરમપુર પધાર્યા અને ત્યાં પ્રભુ એક મહિનો રોકાયા હતા તે દરમ્યાન એક દિવસ ધરમપુરની પાસે આવેલ વાંસડા ગામના રાજાએ ભગવાન શ્રીહરિ તથા સંતોની પધરામણી પોતાના રાજયમાં કરાવી ભગવાન શ્રીહરિ ત્રણ દિવસ વાંસદા રોકયા અને ત્રણ દિવસ બાદ ભગવાન શ્રીહરિ પુનઃ ધરમપુર જવા માટે તૈયાર થયા ત્યારે રાજા રાયસિંઘે ભગવાન શ્રીહરિને વિનંતી કરી તેમના ચરણની છાપ પાડી આપવા કહ્યુ જેથી તે ચરણારવિંદનું નિત્યતે પૂજન કરી શકે. ભગવાન શ્રીહરિએ તેઓને કૃપા કરી પોતાન ચરણારવિંદની છાપ પાડી આપી. આમ ભગવાન શ્રીહરિ દ્વારા પહેલી વખત

કોઈકને ચરણારવિંદ પૂજવા માટે અપાયા હતા. આ પ્રસંગનું વર્ણન કરતા વિહારીલાલજી મહારાજ કહે છે "વાંસદાના રાજા ગુણધામ, રાયસિંહજી જે હનુ નામ ॥ શુણ્યો તેણે શ્રીજીનો પ્રતાપ, આવ્યા તેડવાને નૃપ આપ । કહ્યું કુશળ કુંવર બાઈ, પાસ મારે ગામ આવે અવિનાશ ॥ એવી અરજી પ્રભુને ઉચ્ચારો, તો હું માનીશ પાડ તમારો । પછી બાઈએ વિનંતિ ઉચ્ચારી, જાઓ વાંસદે દેવ મુરારી ॥ રાજા આવ્યા છે તેડવા કાજ, એના પૂરોમનોરથ આજ । નૃપને કહયુ નાથે તે સમે, જાઓ ત્યાં આવશું અમે ॥ રાયસિંહજી વાંસદે ગયા, બીજે દિન હરિ તૈયાર થયા । સાથે લૈ સહુ સંત સમાજ, વાસદે ગયા શ્રી મહારાજ ॥ ત્યારે ભૂપ તથા કારભારી, સામા આવ્યા સજી સવારી । સનમાનથી શરેહમાં લાવ્યા, દરબાર વિષે પધરાવ્યા ॥ પ્રભુજીને બેસાર્યા પલંગે, કર્યું અર્ચન અધિક ઉમંગે । અલંકાર અનુપ ધરાવ્યા સોના રૂપાને પુષ્પે વધાવ્યા ॥ કર્યો વળી મુકુંદે ત્યાં થાળ, જમ્યા જીવન જન પ્રતિપાળ । કરાવ્યા રાયે શાક રસાલા, જમ્યા સંત તથા જમ્યા પાળા ॥ બીજે દિવસે સભાસજી સારી, તેમા અદ્ભુત વાતો ઉચ્ચારી । જણાવ્યું પુરૂષોત્તમપણું, સૌને અચરજ ઉપજયું ઘણું ॥ થોડા દિવસ વશી તહાંવાસ, જવા માગી રજા અવિનાશ । ભૂપને કહે શ્રી ભગવાન, કાંઈ માગો તમે વરદાન ॥ સુણી બોલીયા રાય સુજાન, પ્રભુ કરજો અમારૂ કલ્યાણ । પદની છાપ પૂજવા કાજ, પાડી આપો મને મહારાજ ॥ એજ માંગું છું હું વરદાન, અન્ય ઈચ્છા નથી ભગવાન । કહે કૃષ્ણવચન સુણો મારૂ, નકી થાશે કલ્યાણ તમારૂં । એમ કહી <u>નિજચરણની છાપ,</u> પાડી આપી પ્રભુજીએ આપ । રૂદેરાજી થયા તેથી રાય, તેના હૈયામાં હરખ ન માંય ॥ એમ આનંદ સૌને વધાર્યા, ધર્મપુર ધર્મપુત્ર પધાર્યા" **(હરિલીલામૃતમ્– ૭/૫૫/૨૫ થી ૩૮) (અસ્તુ)**

**આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે .** ''हरेस्तस्य पादाम्भोजे ध्यायतो धर्मवंशजः। शमो दमस्तथाऽऽयापि श्रीहरि प्रीणनो गुणः ॥ नश्यति क्लेशनिलयो दोषश्चाधर्मवंशजः । लोभः कामाश्च निरयप्राप्तिहेतुर्भवप्रदः॥ **શ્રી હરિકૃષ્ણ ભગવાનના બંન્ને ચરણકમળોનું ચિંતવન કરનાર ભક્તમાં ધર્મના વંશજ એવા, શ્રીહરિને પ્રસન્ન કરનારા શમ તથા દમ ગુણ આવે છે.'' ('શમ' એટલે પોતાને અનર્થ કરનાર શબ્દાદિ અસત્ય પંચવિષયોથી અંતઃ કરણનું નિયમન, 'દમ' એટલે પોતાને અનર્થ કરનાર સદ્ વિષયોથી સચ્છાસ્ત્રોક્ત નિયમો વડે બાહેન્દ્રીયોનું પાછું વળવું.) વળી અધર્મસર્ગથી થયેલા ક્લેશના સ્થાનભૂત**

તેથી નરકની પ્રપ્તિમાં કારણભૂત અને સંસૃતિને પમાડનારા લોભ અને કામ રૂપી દોશો નાશ પામે છે(લોભ–દ્રવ્યનો ખર્ચ કરવામાં સંકુચિતવૃત્તિ, કામ–ઈષ્ટ વિષયની અભિલાષા હરિલીલા કલ્પતરૂ/૩/૬૪/૮–૯) ''पार्ष्णी चिन्तयतस्तस्य ज्ञानं सत्यं तथा गुणः । आयत्यार्त्तिकृदज्ञानं कैतवं चापयाति वै ॥ શ્રીહરિના બંને ચરણનાં મૂળનું ચિંતવન કરતા ભક્તમાં જ્ઞાન તથા સત્યના ગુણ આવે છે. પીડા કરનારૂં અજ્ઞાન તથા ઠગાઈ નાશ પામે છે. ('ज्ञानं'– સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ તે ત્રણ દેહે વિશિષ્ટ જીવોનું દેહ, વૈરાટાદિદેહ, તથા પ્રધાનપુરૂષો, મૂળપ્રકૃતિ પુરૂષ, કાળ, અક્ષર, પુરૂષોત્તમ શ્રીવાસુદેવ વગેરેને લક્ષણથી યથાર્થ પણે જાણવું તે જ્ઞાન. 'सत्यं'– જેવું જોયું હોય  તથા સાંભળ્યુ હોય અને અનુચિત તથા અનુભવવાળા અર્થના વિષયવાળુ પરપિડાથી રહિત હિતરૂપ સત્યવચન, 'अज्ञानं'– કર્તવ્ય અકર્તવ્યના વિવેક રહિતપણું,'कैतवम्'– કપટથી બીજાને જીતવું. હરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૧૧)

**(૧૯) ‘‘જમણા પગના અંગૂઠનાં નખમાં એક ઉભી રાતી રેખાનું ચિહ્ન છે(વ.મૃત.ઉપો.)’’**



**આ ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

દુર્ગપુરમાં નિવાસ કરીને રહેલા ભગવાન શ્રીહરિએ કપિલા છઠનો દિવસ હતો ત્યારે અતિશય ઉત્સાહિત એવા બ્રહ્મચારી, સાધુઓ અને પાર્ષદોને કહયું “સંતો! આજે કપિલા છઠનો દિવસ છે માટે આપણે સહુ ઉન્મતગંગામાં સ્નાન કરવા જઈએ” આમ કહીને શ્રીહરિ પોતાના આસનેથી ઉઠયા અને ઘોડા ઉપર સવાર થયા પછી સર્વભક્તોની વચ્ચે છત્ર ચામર

આદિથી શોભતા શ્રીહરિ મધુર વાજિંત્રો અને સુંદર કીર્તનોને સાંભળતાં સાંભળતાં આ ઉન્મત્તગંગા તરફ આવ્યા મુનિપતિ શ્રીહરિ ઉન્મત્તગંગાએ આવતા હતા ત્યારે તેમણે જોયું તો આ નદીને બન્ને કાંઠે લોકોની ખૂબ જ ભીડ હતી તે સમયે ઉનમત્તગંગા ખૂબ જ હરખમાં આવી ને ચંચળ તરંગ રૂપી હાથથી અને પક્ષીઓના મધુર શબ્દ રૂપી પ્રિય વચનથી શ્રીહરિને બોલાવતી હોય તેમ લાગતુ હતુ. નદીમાં ખીલેલા નીલા, પીળા, શ્વેત અને લાલ કમળના સમુહથી તે અત્યંત રોમાંચિત થઈ ગઈ હોય તેમ જણાંતુ હતુ. પછી શ્રીહરિ પુરૂષોત્તમ ઘાટે પધાર્યા  ઘોડા ઉપરથી ઉતર્યા. સ્નાન કરવા માટે વસ્ત્રો બદલ્યા અને દરબાર શ્રીહેમંતસિંહ (ઝીણાભાઈ) નો હાથ પકડીને ઉન્મત્તગંગાના નીરમાં ઉતર્યા શ્રીહરિ ચારેતરફ રહેલા સંતો હરિ ભકતો ઉપર ખોબે ખોબે પાણી ઉછાળતા હતા પછી સુંદર જલ ક્રિડા કરીને સ્નાન કર્યુ ભકત જનો પણ તાળીયો વગાડીને સમયોચિત કીર્તન ગાવા લાગ્યા. અત્યંત હર્ષ ભર્યા અવતારી શ્રીહરિની સાથે જલકેલી કરી શ્રીહરિવર ખણિયામાં જળ પ્રવાહ સામે ચરણ ટેકવીને ઉભા રહ્યા.  ત્યારે બન્ને ચરણોની સાથે અથડાઈને જે પાણી આગળ જતું હતુ. તેને ભકત જનો પ્રસન્નતાથી પીવા લાગ્યા અને વારે વારે તેમા સ્નાન કરવા લાગ્યા. ખળખળિયાના પ્રવાહના પોતાના બન્ને ચરણ લાંબા રાખીને શ્રીહરિ પ્રવાહની નજીક પથ્થર ઉપર બેઠા અને અતિ વેગીલા તે જળ પ્રવાહમાં પોત પોતાના શરીરને જળ  પ્રવાહ સાથે વહેતું મૂકતા હતા અને પુષ્કળ જળ પ્રવાહમાં તણાઈને આગળના ધરામાં સ્થિર થતા હતા પછી શ્રીહરિએ નિત્યાનંદ સ્વામીને કહયુ કે “હવે તમે પણ ખળ ખળિયામાં આવો. તમારો વારો આવ્યો છે” ત્યારે તે મુનિવર્ય નિત્યાનંદસ્વામી ખળખળિયાના વેગીલા પણીમાં ધીરે રહીને ઉતર્યા અને પાણીમાં તણાઈને આગળના ધરામાં સ્થિર થયા પછી મરક મરક હસતા શ્રીહરિએ સંતશિરોમણી બ્રહ્માનંદ સ્વામીને કહયુ કે “હવે તમારો વારો આવ્યો છે માટે આ ખળખળિયાના પ્રવાહમાં તમે પણ આવો” પત્થરવાગવાના ભયથી શ્રીબ્રહ્માનંદ સ્વામી તે જળ પ્રવાહમાં ન ઉતર્યા, ત્યારે તેમની બાજુમાં જ બેઠેલા શ્રી સુરાખાચરની સામે હસતા હસતા શ્રીહરિએ જોયુ. પોતાની સામે જ રહેલા શ્રીસુરાખાચરની **નાભિમાં શ્રીહરિએ પોતાના ચરણનો અંગૂઠો દબાવ્યો** અને  સર્વોત્તમ સખા શ્રી સૂરાખાચરને સ્નેહથી જળમાં ખેચ્યા. શ્રી સુરાખાચરે પોતાની સમીપેજ રહેલા શ્રી બ્રહ્માનંદસ્વામીને બન્ને હાથથી પકડયા. શ્રીહરિ હસવા લાગ્યા અને તે બન્ને ખળખળિયાના વેગીલા પ્રવાહમાં ત્રાસા પડયા. તત્કાળ બન્ને જણા પાણી સાથે તણાયા, જોનારા લોકો હસતા રહયા અને આગળ ધરામા જઈને સ્થિર થયા. પછી મુનિરાજ

શ્રી બ્રહ્માનંદસ્વામી અને ભકતરાજ સુરાખાચર આ બન્ને શ્રીહરિની પાસે આવ્યા તેમા બ્રહ્માનંદ સ્વામીએ તો બે હાથ જોડીને સ્નેહથી શ્રીહરિની સામે જોઈને કહયુ હે "મહારાજ! તમે આમ કરો અને જો કાંઈ વાગી જાય કદાચ કોઈ અંગભંગ થાય તો કાવ્ય કીર્તનનાદિકરવમાં વિઘ્ન થાય ને ?" તે સાંભળી શ્રીહરિ બોલ્યા, કે 'અમોએ તમોને શુ કર્યુ?' ત્યારે બ્રહ્માનંદસ્વામીએ કહ્યુ 'તમારો આ સ્વભાવ આજકાલનો નથી આ તો ઘણો પ્રાચિન છે હે અવતારી શ્રીહરિ! આપ પૂર્વે વસુદેવથી શ્રી કૃષ્ણ રૂપે પ્રગટ થયા હતા ત્યારે આ રીતે પગના અંગૂઠાથીજ વ્રજ વાસીઓના બારણા ઉગાડયા હતા' મુનિવર્ય શ્રી બ્રહ્માનંદ સ્વામીએ આમ બોલીને શ્રીહરિને રાજી કર્યા શ્રીહરિએ પણ મરક મરક હસીને ભકતોને મુગ્ધ કર્યા અને બ્રહ્માનંદ સ્વામી સામુ જોયુ (હરિચરિત્રમ્/અખંડાનંદકૃત-૨/૨૬/૧-૨૫)

તથા બીજુ પણ એક ચરિત્ર એવું છે કે " એક વખત કેશવજી દવે ગામ કંડોરડાથી ધોરાજી આવતા હતા. ત્યાં માર્ગમાં શ્રીજી મહારાજ મળ્યા. ત્યારે કેશવજી દવે મહારાજને દંડવત્ પ્રણામ કરીને પગે લાગ્યાં. ત્યારે મહારાજ કહે 'દવે ! અમને તરસ બહુ લાગી છે.' ત્યારે કેશવજી કહે 'મહારાજ! અહીંથી થોડે દુર પાણી છે. તે અમો હમણાં ભરી લાવીએ છીએ.' એમ કહી પોતાનો લોટો લઈને દોડયાંને લોટામાં કુલેર ભરી હતી તે માર્ગમાં વેરતા ગયા અને એક ખેતરમાં કૂવો હતો તેમાથી પાણી સીંચીને આવ્યાં અને મહારાજને પીવા આપીયું. ત્યારે મહારાજ બોલ્યા, 'દવે! આ લોટામાં તો ઘીની સુંગંધ આવે છે' ત્યારે તે કહે 'હા મહારાજ! એ લોટામાં કુલેર હતી.' ત્યારે મહારાજ કહે 'એ કુલેર તે શું કહેવાય?' ત્યારે કેશવ દવે કહે 'મહારાજ! આ દેશમાં અમારે એવો ધારો છે કે જે ગામ જવું હોય ત્યારે ભાતા માટે કુલેર કરી આપે. તે ઘઉંના લોટમાં ઘી ગોળ મેળવેલું હોય તેને કુલેર કહે છે.' તે સાંભળી મહારાજ બોલ્યા 'તે તો અમે પણ જમીએ, કયાં છે? લાવો.' ત્યારે દવે કહે 'મહારાજ! તે ખાલી કરતાં સમય લાગે એટલે માટે દોડતાં માર્ગમાં વેરતો ગયો.' તે સાંભળી મહારાજ જરા દિલગીર થઈ બોલ્યા ' અરે! એ તો બહું ખોટું થયું. તમને પણ ક્ષુધાતુર રાખ્યા.' એમ કહી મહારાજ બોલ્યા 'તમારા ઉપર અમે બહું પ્રસન્ન થયા છીએ, તે જે તમારી ઈચ્છા હોય તે માંગો' ત્યારે દવે કહે, 'હે મહારાજ! તમે અમારી ઉપર પ્રસન્ન થયા હોવ તો તમારા જમણા ચરણનો અંગૂઠો અમારા મુખમાં મુકો' ત્યારે મહારાજે રાજી થઈને પોતાના ચરણનો અંગૂઠો કેશવજીના મુખમાં આપ્યો. મુખમાં અંગૂઠો ગ્રહણ કરવાથી કેશવજીને બહુ તૃપ્તિ થઈ અને તેમની ક્ષુધા (ભુખ) નિવૃત્ત થઈ ગઈ."(**હરિચરિત્રચિંતામણી-ભાગ-૧/વાર્તા-૨૬૧**)(અસ્તુ)

(૨૦)   ''જમણા પગના અંગુઠાને બહારલે પડખે એક તિલ છે :(વ.મૃત.ઉપો.)''



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક દિવસ શ્રીજી મહારાજ અક્ષર ઓરડીમાં પોઢ્યા હતા. તે વખતે દરબારમાંથી મુળજી બ્રહ્મચારી દાદાખાચરના પુત્ર બાવા ખાચરને તેડીને આવતા હતાં. ત્યારે બ્રહ્મચારીએ બાવાખાચરને કહ્યું 'બાવાખાચર આપણે મહારાજ પાસે જાશું?' તે શબ્દ મહારાજે સાંભળીને અક્ષર ઓરડીમાંથી બોલ્યા કે 'બાવાખાચર આવો આવો.' ત્યારે બ્રહ્મચારી તેડીને મહારાજ પાસે

ગયા અને બાવાખાચરને ઢોલિયા ઉપર ઉતાર્યા. પછી બાવાખાચર મહારાજનો અંગૂઠો હંમેશા ધાવતા હતા તેથી અંગૂઠો શોધવા માંડયા અને ઢોલિયાની ઈસ ઝાલીને એક પ્રદક્ષિણા કરી પણ મહારાજે અંગૂઠો સંતાડેલો તે જડયો નહી. ત્યારે મહારાજની મોજડી લઈ તેને ચુસવા લાગ્યા.ત્યારે બ્રહ્મચારીએ મોજડી લઈ લીધી અને થુ થુ કરવા માંડયા. ત્યારે બાવાખાચર રડવા લાગ્યા. ત્યારે મહારાજે બ્રહ્મચારીને કહ્યું 'બાવાખાચરને બે દાંત ઉપલા ને બે દાંત હેઠલા ઉગ્યા છે' પછી મહારાજે બાવાખાચરને કહ્યું 'તમે અમને ઓળખો છો ? અમો તમોને ઓળખીએ છીએ.' ત્યારે બાવાખાચરે બે હાથે મોજડી ઉંચી કરીને પગે લાગતા હોય તેમ મહારાજ સામે જોયું. ત્યારે મહારાજ બાવાખાચર સામા હાથના લટકાં કરતા જાય અને હસતાં જાય. પછી બ્રહ્મચારીએ મોજડી લઈ લીધી. વળી શ્રીજી મહારાજે બાવાખાચરને કહ્યું 'બાવાખાચર! તમે અમોને ઓળખો છો? હું તમને ઓળખું છું.' એવી રીતે બે ચાર વખત મહારાજે કહ્યું અને પછી **પોતાના જમણા ચરણારવિંદનો અંગૂઠો લાંબો કર્યો એટલે બાવાખાચર તેને મુખમાં લઈ ચુસવા લાગ્યા. ત્યારે મહારાજે કહ્યુ 'અંગૂઠામાં દૂધ નથી, પણ તેનું મહાત્મ્ય ઘણું છે, અને દૂધ તો તમારી માતા પાસે છે** ' એવી રીતે મહારાજે બાવાખાચરને રમાડીને બ્રહ્મચારીને કહ્યું 'હવે આને તેડી જાઓ. પછી મહારાજ પોઢી ગયા.' (**હરિચરિત્રચિંતામણી–ભાગ–૨/વાર્તા–૩૧૧)**

બીજુ પણ એક ચરિત્ર એવુ છે કે ભગવાન શ્રીહરિ એક દિવસ જોધા ભરવાડ સાથે છાસ ફેરવતા હતા ત્યાં પ્રભુને રમુજ કરવાનું સુઝયુ એટલે તેઓએ પોતાના પગના અંગૂઠાથી ગોળીનો ડેર ખેરવી નાંખ્યો જોધા ભરવાડે પાછો ગોળીનો ડેર ચઢાવ્યો પણ પ્રભુએ પાછો ડેરખેરવી નાખ્યો પાછો જોધા ભરવાડે ડેરચઢાવ્યો પણ શ્રીહરિએ પાછો ડેર ખેરવી નાંખો આમ ચારપાંચ વખત કર્યુ એટલે જોધા ભરવાડને રીસચઢી એટલે રીસમાને રીસમાં શ્રીહરિને કહેવા લાગ્યો 'હવે જો આવું કર્યુ છે તો ટાંટીયો ઝાલીને નીચે પછાડીશ' (**હરિચરિત્રચિંતામણી–ભાગ–૨/વાર્તા–૩૦૪) (અસ્તુ)**

**(૨૧) ''જમણા પગના અંગુઠાની પાસેની આંગળી (બીજી આંગળી) તેનું જે અંગુઠાની કોરનું પડખુ તેમાં એક તિલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક સમયને વિષે શ્રીજી મહારાજ છતાં બુરાનપુરમાં વરસાદ વસ્યો નહિ તે અષાઢ મહિનો સાવ કોરો ગયો ને શ્રાવણ માસ બેઠો તો પણ વરસાદ ન થયો તે વખતે શ્રૃંગેરી મઠના શંકરાચાર્ય ત્યાં આવેલા તેમને ત્યાંના રાજાએ બોલાવીને પુછ્યુ જે 'આ વર્ષે વરસાદ થશે કે નહીં?' ત્યારે તે શંકરાચાર્યને ભગવાન શ્રીહરિ પર દ્વેષ ભાવ હતો તેથી તે બોલ્યા જે ' તમારા

શરેરમાં કોઈ નવો પંથ થયો છે કે કેમ ?' ત્યારે રાજા કહે 'નવો પંથ તો સ્વામિનારાયણનો કહેવાય છે ને તેના સત્સંગી આગામમાં છે ખરા?' તે સાંભળી શંકરાચાર્ય કહે 'એ જ કારણથી તમારા શહેરમાં વરસાદ થાતો નથી. માટે તમે તેને બોલાવો ને વરસાદ વરસાવવાનું કહો ને ન વરસાવે તો તેઓની કંઠી તોડી નાંખો' ત્યારે રાજાએ તુરંત સરવે સત્સંગીને બોલાવ્યા ને કહ્યું ' તમે સ્વામિનારાયણની કંઠી બાંધી છે માટે તમે આઠ દિવસમાં વરસાદ વરસાવો નહીનર તમારી કંઠી તોડી નાંખો' ત્યારે સત્સંગીઓ બોલ્યા ' જે કંઠી તો અમારા શિરસાટે છે ને વરસાદ વરસાવવો તે ભગવાનના હાથમાં છે તે કંઈ અમારા હાથમાં નથી' ત્યારે રાજાએ હુકમ કર્યો કે 'આ બધાને આઠ દિવસ સુધી ઓરડામાં પુરી મેલોને જો વરસાદ વરસાવે તો છુટા કરવા નહીં તો ઢીંગલાનો કપાળમાં ડામ દઈને નગરની બહાર કાઢી મેળવા.' ત્યારે તરત જ સીપાઈઓએ સર્વે સત્સંગીઓને એક ઓરડામાં પુરી દીધાને ઉપર તાળા દીધાં ત્યારે સર્વે સત્સંગીઓ શ્રીહરિ ની પ્રાર્થના કરવા લાગ્યા કે 'હે મહારાજ! આ તાણે તમારા વિના અમારી રક્ષા કોઈ કરે એમ નથી' તે વાત ગઢપુરમાં રહ્યા થકા ઘટઘટમાં વ્યાપિને રહેલા અન્તર્યામિ પ્રભુએ જાણીને જરા ઉદાસ થઈ ગયા અને બુરાનપુરના હરિભકતોને કષ્ટઘણુ પડયુ છે એમ જાણી રાત્રીએ જમ્યા પણ નહી ને કથાવાર્તા કરીને અક્ષરઓરડીમાં પોઢયા પણ નિદ્રાઆવે નહિ તેથી ઘડીક પોઢેને વળી બેઠા થાય ત્યારે શુક સ્વામી એ પુછ્યું " હે મહારાજ! તમે મધ્યાનકાળ પછી આવા ઉદાસી કેમ છો ને સૂતા પણ નથી?" ત્યારે મહારાજ કહે " બુરાનપુરના સત્સંગીઓને રાજાએ સત્સંગ મુકવા સારૂ કેદ કર્યા છે માટે અમારે તેમના ઉપર કાગળ લખવો છો" ત્યારે શુક મુનિ કહે "ભલે મહારાજ સવારે કાગળ લખશુ" ત્યારે મહારાજ કહે "ત્યાં સુધી અમને નિદ્રા નહિ આવે" પછી શુકસ્વામી દીવોકરીને કાગળ લખવા માંડયા તે થોડોક લખ્યો ત્યાં તો પવનથી દીવો ઓલવાઈ ગયો એટલે શુકસ્વામી કહે ' હવે સવારે કાગળ લખશું' ત્યારે શ્રીજીએ પોતાનો જમણો પગ ઢોલીયાની ઈસથી બહાર મુકયો તે વખતે <u>**પગના અંગૂઠામાંથી તેજ નિસર્યુ**</u> એટલે મહારાજે કહ્યું "હવે લખો" પછી શુકમુની લખવા લાગ્યા ત્યારે શ્રીજીએ ધીરજતા સારૂ ઘણાંક આખ્યાન લખાવીને કહ્યું કે "આજથી ત્રીજે દિવસે આખી પૃથ્વીમાં વરસાદ આઠ દિવસ લગી વરશસે ને એલી થાશે" એમ લખાવીને તે કાગળને બીડાવીને સરનામું લખાવ્યું પછી કહે " આ કાગળ હવે કોની સાથે મોકલાવીશું ?" ત્યારે મૂળજી બ્રહ્મચારી કહે "માણા વદરના ગોવિંદરામ ભટ્ટ આવેલા છે તે બહું ચાલનારા છે" ત્યારે મહારાજે રતન બાપુને મોકલ્યાં એટલે તેઓ ગોવિંદરામજીને બોલાવી લાવ્યા. ત્યારે

મહારાજે ભટ્ટને કહ્યું " તમો બુરાનપુર જાઓ ને ત્યાં વરસાદ વસાવી આવો" ત્યારે ભટજી કહે " ઠીક મહારાજ જઈશ" ત્યારે મહારાજ કહે " આ કાગળ લઈને આટાણે જ જાઓ ને માર્ગમાં ક્યાંઈ પણ રોકાશો નહિ" ત્યારે ભટ્ટજીએ મહારાજના હાથમાંથી કાગળ લઈને ખડીયામાં મુકયો ને મહારાજને દંડવત કર્યા ત્યારે મહારાજ કહે "જટ જાઓ અને વહેલા આવજો" ત્યારે ભટ્ટજી બોલ્યા જે "ભલે મહારાજ વહેલા આવશું" એમ કહીને ભટ્ટજી ચાલ્યા તે બારવાગ્યાને સુમારે અંધારી રાત્રીએ ઉન્મત્તગંગાને સામે કાંઠે રહેલી શિવની ડેરીયે જઈને સુઈ ગયાને સવારે ચાર વાગ્યે જાગ્યા ત્યાંતો બુરાનપુર શહેરનો દરવાજો ને તાપી નદીનો કાંઠો દીઠો પછી કોઈને પુછ્યુ કે 'આ શહેરનું નામ શુ?' ત્યારે તે કહે "બુરાનપુર" પછી ભટ્ટજીએ પુછ્યુ " અહિના રાજાએ સ્વામિનારાયણના સત્સંગીઓને કેદ કર્યા. છે તે કયાં છે?" ત્યારે તે કહે " એ તો કેદ ખાનામાં એક ઓરડો છે તેમા પુરેલા છે " પછી ભટ્ટજીએ હરિભકતોને જાળીમાંથી કાગળ આપ્યો ને જય સ્વમિનારાયણ કહ્યાને "ત્રણ દિવસમાં વરસાદ થાશે" એમ કહ્યું. તે સાંભળીને હરિજનો પ્રસન્ન થયા ને મહારાજનો કાગળ વાંચીને શાતિં પામ્યા પછી ભટ્ટજીને કહયુ " તમો રોકાજો" ત્યારે તેઓ કહે " અમો હમણાં તાપીમાં સ્નાન કરીને આવીએ છીએ" એમ કહીને તાપી નદીએ સ્નાન કરવા ગયા. તે કાંઠે ખડિયો તથા લુગડાં મેલીને ડુબકી મારીને નિકળ્યા ત્યાં તો ઉન્મતગંગા નદીનાં ખળખળીયાંમાં પોતે સ્નાન કરે છે એમ દેખાયું. પછી સ્નાન કરી વસ્ત્ર પહેરીને ખડિયો લઈ ગામમાં ચાલ્યા ત્યારે સાધુએ પુછ્યુ જે " ભટ્ટજી આજ મોડા કેમ ?" ત્યારે કહે " અરે સ્વામી! અમોએ તો આજે તાપી ગંગામાં સ્નાન કર્યુ અને ઉન્મત ગંગામાં પણ સ્નાન કર્યુ" એમ કહેતા અક્ષર ઓરડીયે જઈ મહારાજને દંડવત કર્યા ત્યારે મહારાજે કહયું "ભટ્ટજી! તમે તો આજ બુરાનપુરને પાદર તાપી ગંગામાં સ્નાન કર્યુ અને અહીં ઉન્મત્ત ગંગામાં પણ સ્નાન કર્યુ કે?" ત્યારે કહે "મહારાજ! અમો તો અંહીથી ચાલ્યા પરંતુ અંધારૂ બહું જ હતુ તેથી ઉન્મત્ત ગંગાને કાંઠે જઈને શિવની ડેરીમાં સુઈ ગયા. અને સવારે ચાર વાગે તો તમોએ અમોને બુરાનપુરમાં પહોંચાડી દીધા. ત્યાર પછી કાગળ હરિભકતોને આપીને તાપીમાં સ્નાન કરવા ગયા ને જયાં પાણીમાં ડૂબકી મારી ત્યાં તો તમે અમને ઉન્મતગંગાના ખળખળિયામાં મુકી દીધા" તે સાંભળી શુકસ્વામી આદિક સહુ રાજી થયા. પછી બુરાનપુરના હરિભકતોએ સિપાઈ સાથે કહેડાવ્યુ જે " અમને અમારા સ્વામિનારાયણ ભગવાનનો કાગળ આવ્યો છે તે આજથી ત્રિજા દિવસે વરસાદ થાશે" ત્યારે રાજાએ પાછુ કહેવડાવ્યુ કે "વરસાદ વરસશે ત્યારે તમને છોડશું ને કાગળ સાચો માનશુ"

ત્યારબાદ ત્રીજે દિવસે ઘણો વરસાદ થયો એટલે રાજાએ સત્સંગી સર્વેને કેદમાંથી મુકત કર્યા અને કહયું " તમારા સ્વામિનારાયણ ભગવાન સત્ય છે અને તમો પણ સત્ય છો." ત્યારપછી બધા સત્સંગીઓ પોતપોતાના ઘરે ગયા. ને વરસાદ બહુ થયો તેથી તાપી નદીમાં પુર બહું મોટું આવ્યુ ને શંકરાચાર્યના મઠમાં પાણી ગયું ને તેની જગ્યા તણાઈ ગઈ ને ઘણું નુકશાન થયું (**હરિચરિત્ર ચિંતામણી/ભાગ-૩/વાર્તા-૧૯૧**) **(અસ્તુ)**

**(૨૨) ''જમણા પગની છેલ્લી આંગળીના બાહેરના પડખામાં નખની પાસે એક તિલ છે. (વ.મૃત.ઉપો.)'**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

ભગવાન શ્રીહરિ વનવિચરણ કરતા થકા એક સમયે દક્ષિણમાં આવેલા વૈકતાદ્રિના જંગલમાં ભૂલાપડેલા હતા. ત્યાં ઝાડીંમાં એક રાક્ષસ સુતો હતો તેનામાંથામાં નીલકંઠ વર્ણીએ <u>**ચરણનો પ્રહાર**</u> કર્યો જેથી તેની આસુરી મતિ દૈવી થઈ ગઈ અને ત્યારબાદ કાળે કરી તેનો દેહ પડયો ત્યારે સત્સંગમાં તેનો જન્મ થયો અને 'રતો બશિયા' ના નામે ઓળખાયો. ભગવાન શ્રી હરિના આ ચરિત્રનું વર્ણન વિહારીલાલજી મહારાજે હરિલીલામૃતના કળશ-૩, વિશ્રામ-૧૨, ચોપાઈ- ૧થી ૪૪માં કરેલુ છે. (અસ્તુ)

(૨૩) **''જમણા પગની પાંચેય આંગળીઓના નખ તેરક્ત છે ને ઉપડતા છે ને તેજસ્વી છે (વ.મૃત.ઉપો.)''**



**આ નખ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

ભગવાન શ્રીહરિ દાદાખાચરના દરબારમાં બિરાજમાન હતા ત્યારે એક ભકત ત્યાં મહારાજના દર્શન કરવા આવ્યા પ્રભુના દર્શન કરી તેઓએ પ્રભુ જેના પર બિરાજેલા તે ગાદી પર એક રૂપિયો મુકયો પરંતુ ભગલાન શ્રીહરિએ તો તે રૂપિયા સામુ જોયુ પણ નહી. ત્યારે રૂપિયો ભગવાનની **<u>આંગળીના નખ ઉપર મુકયો</u>** મહારાજે તેનો રૂપિયો ફગાવી દીધો. ત્યારે સુરાખાચર કહે મહારાજ રૂપિયો કેમ ફગાવ્યો ? મહારાજ કહે તેણે અમોને દેખાડવા સારૂ મેલ્યો હતો પણ એણે પટારામાં દશ રૂપિયા હતા તેમાંથી એક રૂપીપો લઈ બીજા નવ બાંધીને મેલ્યા છે તેને પણ અમે દેખિયે છીએ. **(અસ્તુ)(હરિચરિત્રચિંતામણી ભાગ-૨/વાર્તા-૨૨૬)**

**(૨૪) ''જમણા પગના અંગુઠાની આંગળીઓની ઉપર ઝીણાં ઝીણાં ને કોમળ રોમના ચિહ્ન છે (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે**...

સારંગપુરના ઉત્સવ દરમ્યાન સુરાખાચર ભગવાન શ્રીહરિ માટે સુરવાલ લાવ્યા શ્રીજી મહારાજે એક પાયમાં **બે પગઘર્યા** ત્યારે સુરાખાચરે કહયુ જે " સુરવાલ પહેતા આવડતુ નથી તો કલ્યાણ કેવી રીતે કરશો? " ત્યારે શ્રીજી કહે " ચપટીમાં" (**હરિલીલામૃત**)

આવુ જ બીજુ એક ચરિત્ર છે-"ઉમરેઠના નંદુભાઈને ઘરે રસ રોટલી જમ્યાબાદ તેઓએ શ્રીજીની પૂજા કરી ચરણ ધોયા અને તેઓનું ત્રિલોકી પાવન કરનાર જલપાન કર્યુ" આ ચરિત્રનું વર્ણન કરતા વિહારીલાલજી મહારાજ હરિલીલામૃતમાં કહે છે.

"નંદુભાઈએ પોતાને ઘેર, પરમેશ્વરને રૂડીપેર । તેડયા જમવાને સંઘસહિત, મનમાં ધરીપુરણપ્રીત ॥ કેરિયો અતિ ઉત્તમ લાવ્યા, રસ લૂગડેગાડી કઢાવ્યા । ઘૃત સાકાર ભેળવ્યા તેમાં રાખી, કાંઈકસર નહિ એમા ॥ પડસૂલીની પોળી કરાવી ભલા વાસણમાં તે ભરાવી । કર્યા કારેલાં આદિકશાક, ભજિયાં રાઈતાં તે અથાક ॥ વડાં પાપડ મઠિયાં તળાવ્યાં, અથાણાં તો અનેક રખાવ્યાં । ગોટલાં ધોઈ કીધો ફજે તો, કઢી થઈ અતિ સ્વાદિષ્ટ એતો ॥ તજ સુંઠ ઈલાયચી વાળો, નાખ્યો ઉત્તમ એમા મસાલો। પછી જીવન જમવાને આવ્યા, પાટલા ઉપરે પધારાવ્યા ॥ નંદુભાઈએ ત્યાં ધર્યો થાળ, બેઠા જીવન જમવાને દિનદયાળ । જમતા ત્યાં તો પરસેવો થાય, નંદુભાઈ પંખે ઢોળેવાય ॥ નિજજન મનરંજન કાજ, વખાણે રસને મહારાજા જમીને મુખમંજન કીધું, પછી તાંબૂલ મુખમાંહિલીધું ॥ પછી જમવાને બેઠા ને સંત, બેઠા પાર્ષદ કાઠી ધીમંત ॥ પ્રભુ પીરસે છે ધરી પ્રેમ, કાઈ ખામી રહે પછી કેમ । કાઠિયો પાસે મુકેલા પડિયા, જમતાં જાય તે રડવડિયા । કાઠિયોને તે જમતા ન ફાવે, તેતો તાંસડાં મોટા મંગાવે॥ રસિયા જમે છે રસપોળી, ઘૃતસાકરમાં જુબકોળી । કોઈને ભજિયાં ભલાભાવે, કોઈ તો રસને જ શિરાવે ॥ કોઈ તો મુખે તાંસડી માંડી, રસ ખુબ પીવે શર્મ છોડી। જમતાં રસને તે વખાણે, એનું નામજ અમૃત જાણે ॥ કોઈ તો પોળીયો બહુ જમે, કોઈને મઠીયાં મનગમે ભાવે કોઈને તો કઢીભાત, અથાણાથી કોઈ રળિયાત્ ॥ બોલી કાઠીની બોલી જણાવે, હસે પોતે બિજાને હસાવે ॥ કોઈને રસ મુછે દેખાય, કોઈને છાંટા પડતા જણાય ॥ શોભેગોપનું મંડળ જેમ, કાઠીમંડળ શોભે છે તેમ । પીરસે છે પ્રભુ કરી તાણ, કરે ઝાઝું જમે તો વખાણ ॥ જમીને તેહ ઉઠીયા સહું, ઉર આનંદ પામ્યા બહું । નંદુભાઈની મેડીની બારી, જે છે પૂર્વ મુખે ઘણી સારી ॥ બેઠાં આસને ત્યાં બળવંત । સામા બેઠાં ગૃહસ્થ ને સંત । નંદુભાઈએ પૂજન કિધું, **પગ ધોઈ પાદોદક લીધું**

**II** ધર્યુ ચંદન પુષ્પના હાર, વસ્ત્રભૂષણ અર્પ્યા અપાર । ધૂપદિપ ને નૈવેદ્ય ધરી, કર્યા પ્રેમથી દંડ પ્રણામ, રૂદે રીઝીયા શ્રી ઘનશ્યામ ॥" **(હરિલીલામૃતમ્-૭/૪૧/૨ થી ૧૯) (અસ્તુ)**

**(૨૫) ''જમણા ચરણના અંગુઠા અને આંગળી વચ્ચે ચાખડીના ઘસારાના ચિહ્નો છે. (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એકવખત વસંતપંચમીનો ઉત્સવ ભગવાન શ્રીહરિએ ગઢપુરમાં ઉજવવાનું નકકી કરેલું તે દિવસે ઈચ્છારામભાઈના પુત્ર ગોપાળજીભાઈના મામા સાથે શ્રીહરિ ખુબ રંગ રમ્યા અને

તેઓને પોતાની ચરણપદુકા પુજવા આપી. મામાને આમ પ્રભુએ ચરણપાદુકા પુજવા આપી એટલે ગોપાળજી ભાઈ એ પણ પ્રભુ પાસે ચરણ પાદુકા પુજવામાંગી પણ પ્રભુએ તેઓને ચરણપાદુકા ન આપી ત્યારબાદ ઘણી વાર ગોપાળજીભાઈ ભગવાનને ચરણપાદુકા પુજવા માટે આપવા વિનંતી કરતા પણ ભગવાન શ્રીહરિ તેઓને મનાઈ કરતા એટલે એક દિવસ શ્રીહરિ ઉગમણા બારના ઓરડે પોતાની ચરણપાદુકા એક કોરે કાઢી જમવા બેઠા હતા એટલે ગોપાળજીભાઈએ પ્રભુની નજરચુકાવી ચરણ પાદુકાને ગાયબ કરી દીધી આ પ્રસંગનું વર્ણન કરતા વિહારીલાલજી મહારાજ હરિલીલામૃતમાં કહે છે કે

"એક સમે વાલે વસંતનો, ખરી ખાંતો કર્યો ખૂબ ખેલ । અમર મલિ આકાશમાં, તેહ નિરખવા આવેલ॥ પાંડે ગોપાલજીતણામામા, દીસે સદગુણિ સફળ સુનામાં॥ તેનિ સાથે રમ્યા હરિરંગ, રસબસ થયા એથકિ અંગે ॥ જેમ ભરતને શ્રી ભગવાને, પાદુકાઓ દીધી પૂજવાને । તેમ સુફલને શ્રી મહારાજે, આપી **પાદુકા પૂજવા કાજે** ॥ સભા સાંજે સજી સુખકારી, જયાં યોગ્ય બેઠા નરનારી । રઘુવીરજીના લઘુભાઈ, બદરીનાથ વય લઘુભાઈ ॥ રૂનિ ગાદલિ મસ્તકે લૈને નિસર્યા સભા આગળ થૈને । તેને પૂછિયું નટવર નાથે, ગાદલી કેમ લીધી છે માથે ॥ તેણે ઊત્તર આપીઓ ત્યાંય, ગાદલી જમનાં લઈ જાયા માવો બોલિયા મર્મવચન, તારી ગાદલી લે નહિ અન્ય ॥ તેમાં તાત્પર્યતા એવી હતી, તારો પુત્ર થશે ગાદિપતી । કહે સુફળ સુણો મુનિનાથ, હેતે વિનંતી કરૂ જોડી હાથ॥ બદ્રીનાથને જનોઈ, ઘણુસારૂ મુહુરત જોઈ । સીતારામ વૃંદાવન જેહ, ત્રીજા તો બદરીનાથ તેહ ॥ શરવારમાં જૈ પરણાવું, ત્રણે કન્યાઓ તેડિને લાવુ । મેનાયે અને વિરાજાયે જેમ, કયાં દર્શન તે કરે તેમ॥ ઈચ્છારામ બોલ્યા વાણી એવી, મારી ઈચ્છા છે તે પણ તેવી । ત્રણપુત્રની પત્નીયો આવે, કરે દર્શન આપનાં ભાવે ॥ લાગી શ્રીજીને તેવાત સારી, ઉપવીતની કીધિ તૈયારી। વાલે ઉત્તમ મૂહુર્ત જોઈ, બદ્રીનાથને દીધી જનોઈ ॥ પ્રભુજીએ સુફળજીને જયારે, ચાંખડીયો આપી હતી ત્યારે । આશા ગોપાલજી ઉરધારી, મને ચાંખડી આપે મુરારી ॥ ઘણા દિવસ ઈચ્છા એમ કીધી, તોય ચાંખડી નાથેન દીધી । એક દીન જમવા બેઠા હરી, ત્યારે જુકિત ગોપાલજી કરી॥ છાની રીતે ચાંખડીઓ ઉપાડી, એક કોઠીમાં તે તો સંતાડી। જમી ઉઠયા જયારે વનમાળી, ત્યારે ચાંખડિયો નવ ભાળી॥ વાત જાણે છે અંતર જામી, તોય સૌને પુછે બહુનામી। મારી ચાંખડિયો લિધિ કેણે, સાચુ બોલો લીધિ હોય જેણે ॥ બોલ્યા ગોપાલજી જોડી હાથ, તે મે લીધી છે ચાખડી નાથ । જેમ સુફળ કરે છે પુજન, તેમ પૂજવાનું મારે મન ॥ ઘણી આશા મે રાખિ તથાપી, આપે ચાંખડીયો નવ આપી । ત્યારે આ ઠમથી મે

ઉપાડી, અને આ કોઠિમા હિ સંતાડિ ॥ પછી **<u>ચાંખડીયો લાવી ધરી</u>**, કૃપાનાથે અંગીકાર કરી । પાવધારિને પરમ પ્રતાપી, પછી ગોપાલજીને તે આપી કહ્યું, પૂજા આની નિત્ય કરજો, મહિમાં તેનો મનમા ધરજો ॥ **(હરિલીલામૃતમ્/૮/૫૨/૧૧૮) (અસ્તુ)'**

**(૨૬) ''<u>ડાબા ચરણના અંગુઠા તથા આંગળી ઉપર રોમના ચિહ્ન છે</u> (વ.મૃત.ઉપો.)''**



**આ રોમના ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક સમયે દુર્ગાપુરમાં સાતપડાનાં ભગાભગત નામના કોળી હરિભક્ત મહારાજના દર્શન કરવા અક્ષરઓરડીમાં જતા હતા. તે વખતે પારસદ આંબલી નીચે ગારો ખુંદતા હતા

તેઓએ ભગતને કહયુ જે " ભગત કયાં જાઓ છો?" ભગત કહે 'મહારાજ ના દર્શને જાઉં છું' પારસદ કહે 'અમારી સાથે થોડીવાર અહીં ગારો ખુંદો હમણા મહારાજ અહીથી જ નીસરશે' પછી ભગાભગત ગારો ખુંદવા લાગ્યા. અને મહસરાજ એક પીતામ્બર ધારણ કરી અને એક ઓઢીને ચાખડીયુ પહેરીને જમવા પધારતા હતા. તે વખતે પારસદે કહયું જે "ભગાભગત મહારાજ જાય છે" ભગાભગત એકદમ ગારાવાળા હાથે દોડી મહારાજના **ચરણારવિંદે** બાઝયા, એટલે પારસદો સૌ કહેવાય માંડયા કે 'ભગાભગત મહારાજના ચરણારવિંદ મેલી દો' ભગાભગત વિચારમાં પડયા જે ચરણારવિંદ એટલેશું ? તે સમે બ્રહ્માનંદ સ્વામી આવ્યા અને બોલ્યા જે 'એલા ભગત મેલી દો મહારાજનો ટાંગો' ત્યારે ભગત કહે 'લ્યો સ્વામી' ત્યારે ભગત સમજયા કે ચરણારવિંદ એટલે ટાંગો  કહેવાય પછી મહારાજ જમવા પધાર્યા ત્યારે લાડુબાએ પુછ્યુ? ' જે આવો કોણ પ્રેમી ભકત  મળ્યો જે ગારાથી તમારી પુજા કરી?' મહારાજ કહે ' એવા પણ ભગત મળે છે.' પછી ગરમ જળ લઈ મહારાજને ચરણારવિંદ ધોવાડાવ્યા ત્યારબાદ મહારાજ બાજોઠ ઉપર જમવા માટે વિરાજમાન થયા. **(અક્ષરાનંદસ્વામીની વાર્તા=નં.૧૧)(અસ્તુ)**

**(૨૭) ''ડાબા ચરણની પાંચેય આંગળીઓના નખ તે રક્ત છે ને તેજસ્વી છે. (વ.મૃત.ઉપો.)''**



**આ નખ ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

ભગવાન શ્રીહરિ વડતાલથી પિપલાવ ગામ ભક્તોને દર્શન આપવા જતા હતા ત્યાં માર્ગમાં એક તળાવના કિનારે આવેલા આંબાના વૃક્ષનીચે વિશ્રામ કરતા હતા તે સમયે પોતાના **પગના નખ વધી ગયા હતા.** તે વધી ગયેલા નખ કપિલેશ્વરાનંદ સ્વામી પાસે કપાવતા હતા આ પ્રસંગનું વર્ણન કરતા વિહારી લાલજી મહારાજ કહે છે "વિચરી હરિ વરતાલથી, ગયા મોહન ગામ મેળાવ। દર્શન દેવા દાસને, તેનો ભાળી ઉત્તમ ભાવા ત્યાના

ભક્તોને દર્શન દઈ, આવ્યા શ્રી હરિ સત્વર થઈ । પંથે ત્યાંથિ જતાં પિપલાવ, નીચે વળિયું આવ્યું તળાવ ॥ આંબા હેઠે કર્યો વિશરામ, જલપાન કર્યું તેહરામ । કહ્યું સંતને ત્યાં મુનિનાથે, વધ્યા છે નખ મુજપગ હાથે ॥ **<u>કપિલેશ્વરાનંદમુનિએ, નખલીધા પછી નેરણીએ ।</u>** પ્રભુ ત્યાંથી ગયા પીપલાવ, ત્યાનાં ભક્તનો ભાળિને ભાવ ॥ દાજીભાઈ તણી મેડીમાંય, ઉતર્યા જગજીવન ત્યાંયા॥ **(હરિલીલામૃતમ્–૯/૬/૧ થી ૫) (અસ્તુ)''**

**(૨૮) ''ડાબા ચરણનાં અંગુઠા અને આંગળી વચ્ચે ચાખડીના ઘસારાના ચિહ્ન છે. (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

પંડિતવર્ય નિત્યાનંદ સ્વામીએ "હરિદિગ્વિજય' નામના ગ્રંથની રચના કરી ભગવાન શ્રીહરિ પાસે લાગ્યા ભગવાન શ્રીહરિ તે ગ્રંથને વાંચી ખુબ રાજી થઈ સ્વામીને **<u>પોતાની બન્ને ચરણ પાદુકાઓ</u>** પૂજવા આપી આ પ્રસંગનું વર્ણન કરતા તેઓ કહે છે -

"येः शुत्वेनं प्रबन्धं निजचरित सुधास्यन्दसन्दोहपूर्णं
प्रीत्यामूर्ध्न्यादधन्मेत्रिजगदभयदंस्वीयहस्तारविन्दम् ।
प्रादान्मे पादुके द्वे निजचरणधृते ह्युद्धवायके कृष्णः
प्रादादन्ये च धर्त्तुं स हि सकलगुरूर्वाचि चिते तु मेऽस्तु ।।"

અર્થાત્ પોતાનાં દિવ્ય ચરિત્રરૂપ સુધારસના શ્રવણથી ભરપુર એવા આ પ્રબન્ધને શ્રવણ કરીને શ્રીહરિએ સકળ જગતને અભય આપનારો પોતાનો હસ્તકમળ મારા મસ્તક ઉપર પ્રીતિ પૂર્વક સ્થાપન કરતા થકા જેમ શ્રીકૃષ્ણ ભગવાને ઉધ્ધવજીને પોતાની પાદુકાઓ આપી હતી, તેમ **<u>પોતાના ચરણોથી ધારણ કરેલી બે પાદુકાઓ</u>** મને પ્રસન્ન થઈને પહેરવાને માટે આપી' આવા તે પરમ કૃપાળુ સકળ જગતના પરમગુરૂ ઈષ્ટદેવ ભગવાન શ્રીહરિ મારીવાણી માં અને મારા ચિત્તમાં અખંડ નિવાસ કરો" (હરિદિગ્વિજય/ઉલ્લાસ/૪૯/શ્લોક-૬૯- આ ચરણ પાદુકાઓ શ્રીજીની પ્રસાદીની જાણી સદ્ગુરૂ નિત્યાનંદસ્વામીએ પોતે નહી પહેરતા તેને હંમેશા પોતાની પૂજામાં રાખતા અને હાલમાં આ બન્ને ચરણ પાદુકાઓ વડતાલમાં સાધુની જાયગામાં તેમના સિંહાસનમાં આદ્યાપિ સૌને દર્શન આપતી થકી વિદ્યમાન છે)

**આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે** "प्रपदे ध्यायतस्तस्य तपःशौचं तथा गुणः । आगच्छत्येव नास्तिक्यं पानं दोषश्च गच्छति ।। **શ્રીહરિના ચરણના અગ્રભાગનું ધ્યાન કરતા ભકતમાં તપ તથા શૌચ વગેરે ગુણો આવે છે. નાસ્તિકતા તથા અણગળ દૂધ અને પાણી પીવાથી જે દોષ ઉત્પન્ન થયો હોય તે નાશ પામે છે (**तप**- એટલે ભગવાનની પ્રસન્નતામાં કારણભૂત કૃચ્છ્ર ચાંદ્રાયણ તથા એકાદશી ઉપવાસાદિનું આચરણ--** "मनसश्चेन्द्रियाणां च ऐकाग्ज्यं परमं तपः" "शौचम्"- **શાસ્ત્ર પ્રમાણે બાહ્યાભ્યન્તર શુદ્ધિના વિધાનથી ભગવાનની પૂજા વગેરેમાં યોગ્યતાનું આપાદન કરવું** 'अभक्ष्यपरिहारश्च संसर्गश्चाप्यनिन्दितैः। स्वधर्मे च व्यवस्थानं शौचमेतत् प्रकीर्त्तितम्"

અભક્ષ્ય વસ્તુઓનો ત્યાગ, જે અનિદ્ય હોય તેનો સંસર્ગ તથા પોતાના ધર્મમાં રહેવું તેને શૌચ કહેલું છે. "नास्तिक्यं"-ગુરૂ તથા વેદાદિ વાક્યોમાં આવી રીતે જ છે એમ યથાર્થ જ્ઞાનરૂપ બુદ્ધિ તે આસ્તિક્ય કહેવાય છે. તેની વિરૂદ્ધ જ્ઞાન તેને નાસ્તિકપણું કહે છે. "पानम्"– અજાણતા ગાળ્ય વિનાનું દૂધ તથા જળ વગેરેનું પાન કરવું તે. ભગવનના ભક્ત મદ્યપાન તો કરતા જ નથી, પરંતું ગાળ્યા વિનાના જળપાનનો ધર્મશાસ્ત્રમાં નિષેધ છે, માટે તેનું પ્રાયશ્ચિત કરવાનું વિહિત હોવાથી અધર્મ સર્ગથી થયેલા દોષ કહેલો છે.– હરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૧૦)''

(૨૯) ''ડાબા ચરણની બહારની ઘુંટીની હેઠે આસનના ઘસારાના ચિહ્ન છે. (વ.મૃત.ઉપો.)''



**આ ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

ભગવાન શ્રીહરિને આ આસનના ઘસારાના ચિહ્નો કેવી રીતે પડેલા તે સંદર્ભમાં આચાર્ય શ્રેષ્ઠ રઘુવીરજી મહારાજ હરિવાકય સુધાસિંધુની ટીકામાં કહે છે કે "पूर्व वयसि। आष्टौ यम–नियमासन– प्राणायाम–प्रत्याहार–धारणा–ध्यान–समाधय इत्याष्टसङ्ख्याकानि अङ्गानि यस्य स चासौ योगोभगवति चित्तवृत्ति निरोधलक्षणस्तस्याभ्यसनमभ्यासस्तत् । कृतवतो हिमालयोपत्यकायां विहितवतः। प्रभोः श्रीहरेः! गुल्फयोर्वामदक्षिण पादयो र्वामदक्षिणघुटिकयोः। कदधस्तात्तयोर्गुल्फयोरधस्तनप्रदेशयोश्च विषये। आसनघृष्टेः आसनेषु स्वेन क्रियमाणेषु सिंहासने भद्रासनादिषु या घृष्टर्भुमौ घर्षणं तस्यः। लक्ष्मणी वामपादे दक्षिणपादे च द्वे द्वे चिह्ने वर्तते।। અર્થાત્ પૂર્વવયમા યમનિયમાદિ આઠ પ્રકારનો યોગ જે ભગવાનમાં ચિત્તવૃત્તિ નિરોધ કરનાર એવું જેનું લક્ષણ છે તે નો અભ્યાસ કરતા હિમાલયના ખડકો પર પ્રભુ શ્રીહરિ સિંહાસન, ભદ્રાસનાદિ આસનોની મુદ્રામાં પોતાની દૈનિક ક્રિયા કરતા હોવાથી હિમાલયની ખાડા ટેકરાવાળી ભૂમિમાં ભૂમિના ઘર્ષણથી ડાબા તથા જમણા પગમાં બે આસનોના ઘસારાના ચિહ્ન પડેલા હતા. તે ત્યાં વર્તે છે. (હરિવાકયસુધાસિંધુ/ સેતુમાલાટિકા/ઉપોદ્‌ઘાટ/શ્લોક-૨૦૪)" એક સમયે કારતક-સુદ-૧૧નો સમૈયો કરવા શ્રી હરિ વડતાલ પધારેલા હતા. ત્યારે દિવાળીના દિવસે હરિભકતોએ અત્યારે જયાં શ્રીલક્ષ્મીનારાયણ દેવ બિરાજે છે ત્યાં પહેલા એક બોરડીનું વૃક્ષ હતુ તે વૃક્ષ નીચે **એક સિંહાસન** સ્થાપન કર્યુ અને તેના પર શ્રીહરિને પધરાવ્યાં અને ભકતોએ સિંહાસનની આજુ બાજુ દિપમાળા પુરી. આ પ્રસંગનું વર્ણન કરતા આચાર્ય વિહારીલાલજી મહારાજ કહે છે "અતિ ઉત્તમ આવી દીવાળી, એના ઉત્સ્વની હદવાળી! જયાં છે લક્ષ્મીનારાયણ ધામ, હતી બોરડી એક તે ઠામ । તહીં એક સિહાંસન ધાર્યું , શોભે ઈન્દ્રાસનથી સારૂં । તેના ફરતી રચી દીપમાળા, તારામંડળ તુલ્ય વિશાળા॥ સિંહાસનમાં વિરાજીયા શ્યામ, લાજે દેખીને કોટિક કામ । કરે ઉત્સવ સંત ઉમંગે, વાજે તાલ ને વાગે મૃદંગે ॥ શોભે અક્ષરધામમાં જેમ, શ્રીજી મુકતમાં શોભે છે એમ । અતિ તેજનો ઓપે અંબર, જોતાં અચરજ પામે જોનાર ॥ **(હરિલીલામૃતમ્/૭/૪૫/૩૪–૩૭)** (અસ્તુ)"

## (૩૦) ‘‘જમણા ચરણની બહારની ઘુંટીની હેઠે આસનના ઘસારાના ચિહ્ન છે(વ.મૃત.ઉપો.)’’



**આ ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

સવંત ૧૮૭૬ના ચૈત્રવદી અમાસને દિવસે રાત્રિને સમે સ્વામી શ્રી સહજાનંદજી મહારાજ શ્રી ગઠડા-મધ્યે દાદાખાચરના દરબારમાં પોતાના ઉતારાને વિષે ઉત્તરાદેબાર ઓડાની ઓસરીએ વિરાજમાન હતા અને શ્વેત ખેસ પહેર્યો હતો અને શ્વેત ચાદર ઓઢી હતી તથા શ્વેત ફેંટો મસ્તક ઉપર બાંધ્યો હતો અને પોતાના મુખારવિંદની આગળ મુકતાનંદ સ્વામી આદિક મોટેરા સાધુ ચાર તથા પચાસને આસરે હરિભકતોની સભા ભરાઈને બેઠી હતી તે

સભામાં સદ્ ગોપાળાનંદ સ્વામીનો કામનું શુ રૂપ છે એ સમ્બન્ધિ પ્રશ્ન હતો ત્યારે તે કામના રૂપ સમ્બન્ધિ વાતો કરતા શ્રીજી મહારાજ કામને કેવી રીતે જીતવો તે સમ્બન્ધિ વાતો કરતા હતા અને પોતે પરમાત્મા છે, જેઓમાં કામ સંબંધિ કોઈ વિકાર નથી છતા મનુષ્ય રૂપ ધારણ કરી આવેલા પ્રભુ કામને કેવી રીતે જીતવો અને પોતે પણ મનુષ્ય નરનાટયમાં કામને જીતવા કયા કયાં ઉપાય કરેલા તે કહેતા થકા સંતો ને કહેવા લાગ્યા કે “જયારે અમો નાના હતા ત્યારે એમ સાંભળ્યુ હતુ જે વીર્ય તો પરસેવા દ્વારે કરીને પણ નીકળે છે, પછી તે વીર્યને ઊર્ધ્વ રાખવાને સારું એમ બે પ્રકારની જલબસ્તિ શિખ્યા હતા અને કુંજર ક્રિયા શિખ્યા હતા અને કામને જીત્યાસારૂ કેટલાક આસન શિખ્યા હતા અને રાત્રિએ સુતા ત્યારે **ગોરખ આસન** કરીને સુતા જેણે કરીને સ્વપ્નમાંપણ વીર્યનો પાત થવાપામે નહિ. (ગ.પ્ર-૭૩) ”

બીજુ પણ એક ચિરત્ર છે જયારે ભગવાન શ્રીહરિ ભુજનગર પધાર્યા ત્યારે અદ્વૈતવેદાન્તને માનનારો ખૈયોખત્રી ભગવાન શ્રીહરિ સાથે શાસ્ત્રાર્થ કરવા આવ્યો ત્યારે ભગવાન શ્રીહરિએ બ્રહ્માનંદ સ્વામીને પોતાના વસ્ત્રાભૂષણ પહેરાવી પોતાના **આસન પર** બેસાડયા અને પોતે બ્રહ્માનંદ સ્વામીની જગ્યાએ બેઠા ત્યારબાદ ખૈયોખત્રી શાસ્ત્રર્થ કરવા આવ્યો અને શ્રીજી મહારાજના સ્થાને બેઠેલા બ્રહ્માનંદ સ્વામીને ભગવાન શ્રીહરિ સમજી પ્રશ્ન પુછવા લાગ્યો. ત્યારે સ્વામીએ કહ્યું ‘આ સરળ પ્રશ્નના ઉત્તરો અમારા આ બેઠેલા શિષ્ય આપશે.’ પછી બ્રહ્માનંદ સ્વામીના સ્થાને બેઠેલા ભગવાન શ્રીહરિએ ખૈયાખત્રીના બધા પ્રશ્નોના ઉત્તર આપી દીધા અને જયારે વાસ્તવિકતા ખબર પડી કે સિહાંસનમાં બેઠેલા જે છે તે તો બ્રહ્માનંદ સ્વામી છે અને મારા  પ્રશ્નના ઉત્તર આપનાર જ ભગવાન શ્રીહરિ છે ત્યારે ખૈયાખત્રીને શ્રીજી મહારાજનો ભગવાન પણાનો નિશ્ચય થયો અને તે ભગવાનનો આશ્રિત થયો. (**હરિલીલામૃતમ્-૬/૨૨**) (અસ્તુ)

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "तद्गुल्फौ ध्यायतो भक्त्या पुंसश्चाभयमार्जवम्। उपागच्छत्यथ भयं नूनं गच्छति मत्सरः । **શ્રીહરિની બન્ને ઘુંટીઓનું ધ્યાન કરનાર ભક્તમાં અભય-આર્જવ (સરલપણું) ગુણ આવે છે. અને ભય અને મત્સર નાશ પામે છે (‘अभयं’- ઈષ્ટનો વિયોગ અને અનિષ્ટના સંયોગરૂપ દુઃખના હેતુ દેશકાળ, મનુષ્ય દેહનું દુઃખ ભય, સત્-અસત્ વિવેકથી તેની નિવૃત્તિ, તેનું નામ અભય કહેવાય છે. ‘आर्जवम्’ બીજાઓમાં મન-વાણી-શરીરની પ્રવૃત્તિઓનું એકનિષ્ઠાપણું (સરલપણું) ‘भयम्’ ઈષ્ટનો વિયોગ અને અનિષ્ટના સંયોગરૂપ દુઃખમાં કારણરૂપ વસ્તુનો દર્શનજન્ય**

ઉદ્વેગ 'मत्सरः'- પારકાનો ઉત્કર્ષ સહન ન થાય અને પોતાના ઉત્કર્ષની ઈચ્છા.- હરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૧૨)''

(૩૧) ''જમણા પગની ઘુટીંથી પાંચતસુ ઉંચો નળીને ઉપર એક નાનો તિલ છે (વ.મૃત.ઉપો.)''



આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...

ભગવાન શ્રીહરિ એક સમયે સારંગપુર પધાર્યા હતા અને જીવા ખાચરના દરબારમાં રાત્રીના સમયે સૂતા હતા ત્યારે મહાનુભાવાનંદ સ્વામી **ચરણ ચાંપવા** આવ્યા ત્યારે ભગવાન શ્રીહરિએ ચરણ ખેંચી લીધા. આ લીલાનું વર્ણન કરતા આચાર્ય વિહારીલાલજી મહારાજ હરિલીલામૃતમ્ ગ્રંથમાં કહે છે કે "પછી સંધ્યાસમો થયો ત્યારે, આરતી ધુન્ય ઉચ્ચારી ત્યારે । કરી જ્ઞાનની વાત વિશેષ, વાળુ કરવા પધાર્યા વિશ્વેશ ॥ પછી પોઢિયા નાથ પલંગે, રહે સેવામાં દાસ ઉમંગે । ત્યાં તો મા'નુંભાવાનંદ સ્વામી, પગચાંપે મહામુદ પામી ॥ પદ પાછા ખેંચ્યા ભગવંતે, ત્યારે વિનંતી કરી તે હ સંતે । કેમ પાછા ખેચ્યાં પદ સ્વામી, અમારી તપમાં શી છે ખામી॥ આ પાદબ્જ નિમિત્ત ભેખ, ધરિને સંસાર છોડયા અમે । આ પાદાબ્જ નિમિત્તે દુષ્ટ, જનના કષ્ટો સહ્યાં કૈ સમે । આ પદાબ્જ નિમિત્તે વાસ, વનમાં કૈકાલ સુધી કીધા । ખામી શી રહિ છે તથાપિ, તપમાં જે પાંવ ખેંચી લીધા ॥ સુણી બોલ્યા શ્રી ઘનશ્યામ, સુણો દ્રષ્ટાંત એક આઠામ । ભીખ માગતો એક ભીખારી, ગયો શ્રીમંતનું ઘર ધારી ॥ એને આંગળે વાશીદું વાવ્યું, ભલા શ્રીમંત શેઠે તે ભાળ્યું । કહે ભીખારી મે કર્યુ કામ, આપો અધમણ સોનું આઠામ ॥ કહે શેઠ સોનું દઉં શાનું, કર્યુ કામ તેં એક પૈસાનુ । અધમણના રૂપિયા અત્યારે, સ્વાલાખથી થાય વધારે ॥ સોનુ અધમણ એટલા કાજ, માંગતાં નથી આવતી લાજ । સુણો સિદ્ધાંત દ્રષ્ટાંત કેરૂ, જે છે જાણવા જોગ્ય ઘરેણું । માસ સુકાઈ હાડકાં ગળતાં, તોય ચરણકમળ નહી મળતાં । ભેખ ભગવો તમે અંગે ધારી, તજયુ દ્રવ્ય તથા તજી નારી ॥ અપમાન સહન કર્યું કાંઈ, ચરણ માંગો છો એટલા માઈ । કૈક જોગીયો જોગથી ચલિયા, આશા ભંગ થઈ ને નિકળિયા ॥ કહે મા'નુભાવાનંદ એવા, અમે તપસી નથી તેના જેવા । એવું સાંભળી રીઝયા દયાળ, પદ લાંબા કર્યા તેહ કાળ । સંતો છાતીમાં એ પદ ધરીયા, સ્પર્શ આંખોને મસ્તકે કરીયા (**હરિલીલામૃતમ્-૭/૩૩/૬૮/૩૮**)"

**(૩૨) ‘‘જમણા પગના સાથળની બાહારના પડખે એક ચિહ્ન(ખાપાનું ચિહ્ન) છે. (વ.મૃત.ઉપો.)’’**



**આ ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

ભગવાન શ્રીહરિને આ ખાંપાનું ચિહ્ન કેવી રીતે પડયું તે સંદર્ભમાં એક કથા છે એક સમયે ઘનશ્યામ મહારાજ વેણી રામ અને પ્રાગ તથા સુખનંદન આદિક પોતાના બાળ મિત્રોને સાથે લઈને ઉત્તર દિશા તરફ ચાલ્યા તે ખાપાતાલાવડી ઉપર જઈને ત્યાં હરિદાસ નામે બાવો પોતાની પર્ણકુટીમાં બેસી રામાયણ વાંચતો હતો, તે કથા સાંભળવા સારૂં ઘડી એક બેસીને તે

તલાવડીમાં સ્નાન કરવા ગયાને બોલ્યા 'જે હે વેણી ! હે માધવ! સામા વૃક્ષ દેખાય છે? એવી સુંદર મનોહર સુગંધ આવે છે માટે ચાલો આપણે ત્યાં જઈએ' એમ કહેતા સતા જળમાંથી નીકળી ને આગળ ચાલ્યા, ત્યારે સુખાનંદ નામના સખા બોલ્યા 'હે ઘનશ્યામભાઈ! આતો કદમનું વૃક્ષ છે અને પેલુ દેખાય છે તે કેવડાનું વૃક્ષ છે' ત્યારે ઘનશ્યામ મહારાજ બોલ્યા કે આપણે 'પ્રથમ કેવડો લઈએ. અને પછી કદમના ફુલની માળાઓ કરીને પહેરીએ' એમ કહી કેવડો લઈ કદમના વૃક્ષ નીચે આવ્યા ત્યારે ઘનશ્યામ બોલ્યા "અહો ભાઈઓ! આમા તો ઘણી સુગંધ છે" એમ કહીને પોતે ફૂલ વીણવા લાગ્યા એટલે બીજા સર્વે સખાઓ ભેગા થઈને પુષ્પનો એક હાર નાભી સુધિનો કરીને તથા બીજા ફુલો તોડી બાજુબંધ ઈત્યાદિ સમગ્ર આભૂષણો ફુલના બનાવીને ઘનશ્યામને પહેરાવતા હતા. અને તેની ઉપર કેવડાની કડીઓ મુકીને સર્વે બોલ્યા કે 'અહો ! આ ઘનશ્યામભાઈ કેવા રૂડા શોભે છે'! તેટલામાં તો મઢીમાંથી બાવો બહાર નીકળ્યો ને તે શોભા જોઈને સ્થિર થઈ ગયો અને તેજ વખતે ગામનો ગોવાળ ગાયો લઈને ચરવા જતો હતો, તેને જોઈને ઘનશ્યામ મહારાજ ઘેરો શબ્દ કરીને વાંસળી વગાડતા હોય તેવા શબ્દ કાઢીને બોલાવતા હતા. તે સમયે પ્રભુની વાંસળીની ધ્વનિ સાંભળીને ગાયો પૂછડા અને મોઢા ઉંચા કરીને દોડી તે પોતાના ગોવાળે પાછી વાળી છતાં વળી નહીં અને હીસારો કરીને ઘનશ્યામ મહારાજની પાસે આતિ હેતે કરીને આવતી હતી ત્યારે તે ગાયોને આવતી જોઈને પોતાના સખાઓ સહિત તત્કાળ તલાવડી પાસે આંબલીનું વૃક્ષ હતુ તેના પર ચઢી ગયા ત્યારે ગાયો સર્વે આંબલીના વૃક્ષ નીચે આવીને ઉંચ મુખ કરીને ઘનશ્યામ પ્રભુની સામે જોઈ રહેતી હતી ત્યાર બાદ ગોવાળે લઈ જવા ઘણા ઉપાયો કર્યા પરંતુ લેશમાત્ર ત્યાંથી ખશી નહી. ત્યારે ઘનશ્યામે જાણ્યુ કે 'જે આ ગાયો મને મૂકીને જશે નહિ અને આ સખા સર્વે આકળાશે.' એમ જાણીને લાંબો હાથ કર્યો કે તુરંત તે સર્વે ગાયો ચાલી એટલે પોતે પણ આંબલી ઉપરથી નીચે ઉતરવાનો વિચાર કરે છે અને જયાં આંબલી પરથી નીચે ઉતરતા હતા ત્યાંજ યદ્રચ્છાથી **જમણા સાથળમાં તે આંબલીનો ખાયો વાગ્યો,** તેથી તે સ્થાનેથી રૂધિર વહેવા લાગ્યું તે જોઈને સર્વે સખાઓ ઉદાસ થઈ ગયા તે સમયે ગાયો બોલાવી તે ચરિત્રો જોવા સારું પ્રથમ આવેલા જે ઈન્દ્રાદિક દેવો આ ઘનશ્યામને સાથળમાં ઘા પડયો છે તે જોઈને પોતાના અશ્વિની કુમાર વૈદ્યોને બોલાવી લાવ્યા, એટલે તેઓ ઘનશ્યામ પાસે આવ્યા અને તેમને વિનમ્ર ભાવે નમસ્કાર કરી વેણીરામના કપડેથી પાટો બાંધીને ઈન્દ્રસહિત અશ્વિનીકુમારો અદ્રશ્ય પણે એમ બોલ્યા કે 'હે મહારાજ! અમારા યોગ્ય કામ હોય તો

સેવકોને યાદ કરજો' એમ કહી વંદન કરીને અદ્રષ્ય થઈ ગયા. ત્યાર પછી સુખનંદન ઉતાવળા ઘરે આવીને તે વાત ધર્મદેવને કહી કે 'હે ફુવા! તમારા ઘનશ્યામને સાથળમાં ખાંપો વાગ્યો છે' તેવું સાંભળીને ધર્મદેવ ઉતાવળા તલાવડી ઉપર આવ્યા અને જોયુ ત્યારે તો ઘનશ્યામ મહારાજના સાથળે પાટો બાંધેલો દેખીને પુછવા લાગ્યા કે 'વેણીરામ! આ પાટો કોણ બાંધી ગયુ?' ત્યારે વેણીરામ બોલ્યા કે 'અમારા સર્વના જોતા થકા દેવોના વૈદ્ય આવીને બાંધી ગયા' તેવું સાંભળીને ધર્મદેવ બહુ રાજી થયા પછી પોતાના પુત્રને ઘરે લાવવા સારૂ તેઓને પોતાની કેડમાં બેસવાનું કહે છે તેટલામાં તો ઘનશ્યામ આગળ ચાલતા ઘરે આવ્યા ત્યારે સર્વના મનમાં શોક થવા લાગ્યો,ને કહ્યું કે "ઘનશ્યામ! આ શું થયું?" ત્યારે પોતાના હાથે પાટો છોડી નાંખને બોલ્યા કે "દીદી! જુઓને આમને કંઈ વાગેલુ માલુમ પડતુ નથી" પરંતુ જે ખાંપો વાગેલો તેની નિશાનીનું ચિહ્ન દેખાતુ હતુ. તે જોઈને તથા દેવો પાટો બાંધી ગયા તથા ગાયો બોલાવી એ સર્વે વૃત્તાંતની વાર્તા સાંભળીને છપૈયા પુરાવાસીજનો રાજી થયા, ભગવાન શ્રીહરિને જે તલાવડી પર આંબલીના વૃક્ષોનો ખાપે વાગ્યો તેથી તેનું નામ "ખાપા તલાવડી" પડયું હતુ હાલમા પણ તે તલાવડી અને વૃક્ષદર્શન આપી રહયો છે આ પ્રસંગનો ઉલ્લેખ કરતા ભગવાન શ્રીહરિ ગ.પ્ર૩૭ માં વચનામૃતમાં કહે છે " જે અણસમજુ હોયને તેણે ભેખ લીધો હોય તો પણ તેને જ્યાં જ્યાં જન્મ ભૂમિ હોય તેને વિશે હેતતળતું નથી. એમ કહીને પછી **પોતાના સાથળને વિશે નાંનપણમાં ઝાડનો ખાંચો લાગ્યો હતો તે સર્વને દેખાડયો ને** બોલ્યો જે, આ ચિહ્નને જ્યારે એમ દેખિયે છીએ ત્યારે તે ઝાડને તલાવડી સાંભળી આવે છે.... (**ઘનશ્યામબાળચરિત્ર/સદ્‌ભૂમાનંદસ્વામીકૃત / અધ્યાય-૨૧, હરિચરિત્રચિંતામણી-ભાગ-૧-વાર્તા-૨૦/૨**) (અસ્તુ)''

"जङ्घे चिन्तयतस्तस्य स्थैर्यं चैश्वर्यमार्त्तिहृत्। आयाति व्यभिचारो द्राक् प्रमादोऽपैति चाशुभः ॥ **શ્રી હરિની બન્ને જંઘાઓનું ધ્યાન કરતા ભગવાનના ભક્તમાં પીડાને નાશ કરનારો સ્થૈર્ય તથા ઐશ્વર્ય ગુણ આવે છે. અશુભ કરનારા વ્યભિચાર તથા પ્રમાદ નામનો દોષ તત્કાળ નાશ પામે છે. (''स्थैर्यम्''-સત્ શાસ્ત્રમાં કહેલા સ્વધર્મ વૈરાગ્ય-જ્ઞાન-ભક્તિ આદિ ગુણોમાં સ્થિર સ્વભાવપણું. '' ऐश्वर्यम्''પોતાના ધર્મમાં પ્રવર્તવા રૂપ દ્રઢતા બીજાઓને સ્વધર્મમાં પ્રવર્તાવી તેમને તેવી દઢતા કરાવવાનું**

સામર્થ્ય.‘‘व्याभिचार’’ પોતાના સંબંધવાળી અથવા સંબન્ધ વિનાની સ્ત્રીઓની સાથે પોતાનું અથવા પારકાનું મિષ્ટ ભાષણાદિથી સંભોગનું આચરણ ‘‘प्रमादः’’–કર્તવ્ય કર્મથી બીજામાં પ્રવૃત્તિરૂપ અનવધાન–હરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૧૩) ‘‘सक्थिनी ध्यायतस्तस्य ह्यनायासस्तथा सुखम् । आगच्छति गुणो दोषो दुःखं शोकश्च गच्छति।। શ્રીહરિના બન્ને સાથળોનું ધ્યાન કરનાર ભક્તમાં અનાયાસ તથા સુખરૂપી ગુણ આવે છે. દુઃખ અને શોકરૂપી દોષ નાશ પામે છે . "अनायासः" જે શુભકર્મથી પણ શરીર પીડાય તેવું કર્મ ન કરવું તે અનાયસ કહેવાય છે "सुखम्" – માયિક પંચવિષયની પ્રાપ્તિ માટે કલેશથી રહિતપણું "दुःखाम्" નાના પ્રકારના કામ સુખની અપેક્ષા અથવા આ મારે પ્રતિકૂળ છે એ પ્રકારનું જ્ઞાન "शोक" દુઃખાદિ હેતુઓની આત્મામાં સ્મૃતિ. હરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૧૫)’’

(૩૩) ''ડાબા પગની ઘુંટીથી પાંચ તસું ઉંચો નળીને ઉપર એક મોટો તિલ છે. (વ.મૃત.ઉપો.)''



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક સમયે ભુજનગરમાં ભગવાન શ્રીહરિ સુંદરજીભાઈના ફળિયામાં ઢોલીયા ઉપર પોઢ્યા હતા સંતો પ્રભુના <u>**ચરણચંપી**</u> કરે છે ત્યાં ગંગારામ મલ્લ આવ્યા. વિચાર થયો મને ચરણ દબાવવાદે તો એવા જોરથી ભાર દઈને ડાબું કે હાડકાંની કડકડાટી બોલાવી દઉં આવો

અશુભ સંકલ્પ અંતર્યામિ પ્રભુ જાણી ગયા જીવની આવળાયનો પાર નથી અને ભગવાનની કૃપાનો પાર નથી. પ્રભુએ કહ્યું "ગંગારામ અમને ચરણમાં કળતર થાય છે માટે ચરણ દાબી આપો તો સારૂં" ગંગારામ મલ્લતો ચરણ દાબવા બેઠા અને બળ પૂર્વક ચરણ દબાવવા લાગ્યા. જેમ જેમ ગંગારામ મલ્લબળથી ચરણ દબાવે તેમ તેમ શ્રીહરિ વધુને વધુ બળપૂર્વક તેએને દબાવવાનું કહેતા ગંગારામ જોરથી ચરણ ડાબતા થતા પરસેવાથી રેબજેબ થઈ ગયા અંતે શ્રી હરિએ કહ્યું 'તમને ચરણ ચાંપતા આવડતા નથી. જોરથી ડાબો' ખૂબ જ વજન દઈ પુનઃ ચાંપવા લાગ્યા. પણ પ્રભુને કાંઈ અસર થઈ નહિ. શ્રીહરિ કહે 'બળવાન શૂરવીર મલ્લ થઈને ચરણ ચાંપતા નથી આવડતાં તમારા હાથામાં બળ નથી.' ગંગારામ મલ્લાતો આશ્ચર્યપામી ગયા ગંગારામને ગર્વ હતો કે મારા જેવો દુનિયામાં કોઈ બળિયો નથી. ગર્વ સવળુ સુઝવા દેતો નથી, પરંતું પ્રભુ ગર્વગંજન છે, ગંગારામમલ્લનો બધો ગર્વ ઉતરી ગયો તેઓએ ભગવાનના ચરણમાં પડી પ્રભુની ક્ષમા માંગી.(**કચ્છલીલા**)(અસ્તુ)

**(૩૪) ''ડાબા પગની ઘુંટીથી પાંચ તસું ઉંચો નળીને ઊપર એક જે મોટો તિલ છે તેની ઉપર પાસે જ એક નાનો તિલ છે. (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક સમયે ભગવાન શ્રીહરિ ભુજ નગરમાં સુંદરજીભાઈના ઘરે પાટઉપર પોઢયા હતા. તે સમયે ઠકકર મુળજીભક્ત શ્રીજી મહારાજનાં <u>**ચરણ કમળ**</u>ને હળવે હળવે ચાંપતા હતા. ત્યારે શ્રીહરિએ કહ્યું " ભારદઈને ચાંપો" ત્યારે મૂળજી ભગત કહે 'મહારાજ ભાર દઈશ તો તમોને વસમુ લાગશે તેથી હળવે હળવે ચાંપુ છું' શ્રીહરિ બોલ્યા " તમારામાં જેટલુ બળ હોય તેટલા

બળથી ભાર દો" મુળજી ભક્ત ખુબ બળ પૂર્વક ભાર દે છે. પરસેવે રેબઝેબ થઈ ગયા, થાકી ગયા. ત્યારે પ્રભુ કહે છે "જોરથી દાબો, હાથશું ફેરવો છો?" મૂળજીભક્તે કહ્યું " હે પ્રભુ! મનુષ્ય માત્રથી આટલુ વજન સહન થાય નહિ. આપ સાધારણ મનુષ્ય નથી પણ ઈશ્વરોના પણ ઈશ્વર એવા સાક્ષાત્ પરમેશ્વર છો" મુળજી ભક્તને ભગવાન શ્રીહરિના ભગવાન પણાનો પૂર્ણ નિશ્ચય થઈ ગયો. (**કચ્છલીલા**) (અસ્તુ)

**(૩૫) ''ડાબા ચરણનાં ઢીંચણની બહારનાં પડખે એક ચિહ્ન છે. (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

ભગવાના શ્રીહરિને આ ચિહન કેવી રીતે પડયુ  તે સન્દર્ભમાં આચાર્ય રઘુવીરજી મહારાજ હરિ વાકય સુધાસિંધુની સેતુમાલા ટીકામાં લખે છે કે **''वृक्षक्षतिजातः । किण। भवति। અર્થાત્ વૃક્ષની શાખા દ્વારા ક્ષતિ કરાયેલું ચિહ્ન વર્તે છે''** (**હરિવાકયસુધાસિંધુ/સેતુમાલાટીકા/ઉપોદ્‌ઘાટ/શ્લોક-૨૦૭**) ભગવાન શ્રીહરિને સાથળમાં ખાપો વાગેલો તેનુ ચરિત્ર જોવા મળે છે અર્થાત્ સંપ્રદાયના પ્રબન્ધોમાં આવાતનો ઉલ્લેખ છે પણ ઢીંચણ (ગોઠણ) પર વૃક્ષની શાખા વડે વ્રણ થતા ત્યાં ચિહ્ન પડેલુ આ સમ્બન્ધી કોઈ વાતનો ઉલ્લેખ જોવા મળતો નથી અર્થાત્ તે સમ્બન્ધિ કોઈ પણ ચરિત્રનો ઉલ્લેખ થયેલો નથી.

એક સમયે ભગવાન શ્રીહરિ જુનાગઢ પધાર્યા હતા અને હેમંતસિંહરાજા (ઝીણાભાઈ) ના ઘરે ઉતર્યા હતા. ત્યારે એક દિવસ હેમંતસિંહ રાજા ભગવાન શ્રીહરિની પૂજા કરવા પધાર્યા તેઓએ પ્રથમ ભગવાન શ્રીહરિના ચરણમાં ચંદનની અર્ચા કરી, અને તે ત્રિલોકીને પવિત્ર કરનારા અને ઋષિઓના હૃદયકમળમાં રહેનારા ચરણોને પોતાના હૃદયમાં સ્થાપન કર્યા ત્યારબાદ બન્ને ચરણો પર અને **ગોઠણ પર** પણ ચંદનની અર્ચા કરી અને ઘુંટણથી ઉપર અર્ચા કરવા જતા હતા એટલે પ્રભુએ હેમંતસિંહ રાજાને કહ્યું બસ હવે આટલુ રાખો. **(હરિચરિત્રામૃતસાગર/૧૧/૬/૧ થી ૭) (અસ્તુ)**

''जानुनी ध्यायतस्तस्य वैराग्यं मार्द्दवं तथा । आगच्छत्यार्तिदो रागः पारूष्यं याति च द्रुतम् ॥ **શ્રી હરિની બન્ને જાનુઓનું ધ્યાન કરનાર ભક્તમાં વૈરાગ્ય તથા માર્દવ ગુણ આવે છે. પીડા કરનારો રાગ તથા પારૂષ્ય તત્કાળ નાશ પામે છે।"वैराग्यं"- પ્રકૃતિ પુરૂષથી ઉત્પન્ન થએલા લોક-ભોગ-દેહાદિકોનું ચાર પ્રકારના પ્રલયથી નાશ કરવો અને ભગવાન વિના લૌકિક સુખ ભોગાદિમાં અરૂચિ, "मार्दवम्" સાધુજનોનો વિયોગ સહન ન કરી શકવો તે "रागः" - વિષયોમાં અતિ અભિનિવેશ, "पारूष्यम्" -કઠોર વાણી, અથવા સાધુજનોને ઉદ્વેગ કરનારો સ્વભાવ-હરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૧૪)''**

**(૩૬)  ''જમણી કેડે (કટિ)ધોતીનું ઘસરાનું એક ચિહ્ન છે (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

ભગવાન શ્રીહરિ એક સમયે કારીયાણી ગામ પધાર્યા હતા ભગવાન શ્રીહરિ અને સંતો ભક્તો પધાર્યા એટલે વાસ્તાખાચરે તેઓની ઉતારાની વ્યવસ્થા કરી તેઓને સારો ઉતારો કરાવ્યો ત્યારબાદ ભગવાન શ્રીહરિ માટે થાળ તૈયાર કરાવ્યો થાળ તૈયાર થયો એટલે વાસ્તાખાચરે 'થાળ તૈયાર થયો છે, આમ કહી પ્રભુને જમવા આવવા માટે પ્રાર્થના કરી' ત્યારબાદ પ્રભુ થાળ જમવા પધારે એ પહેલા સ્નાન કરવા પધાર્યા શ્રી મુકુંદાનંદ વર્ણીએ સ્નાન કરાવ્યુ સ્નાન કરી શ્રીહરિએ <u>**રેશમી ધોતીયું પહેર્યુ**</u> તથા રેશમી ખેસ ઓઢયો પછી વાસ્તખાચરના ઉત્તરાબારના ઓરડાની

ઓસરીમાં મણિજડિત બાજોઠ ઉપર વિરાજયા શ્રીહરિની આગળ મોટા બાજોટ મુકીને તેના ઉપર ઉજળા થાળ વગેરે પાત્ર મુકયા પવિત્ર ધર્મવંશી વિપ્રોએ તે પાત્રોમાં અલગ અલગ બધો અન્નકુટ પૂર્યો પછી આપોશન વિધિ કરીને શ્રીહરિ જમવા લાગ્યા. શ્રીહરિ જમવા બેઠા ત્યારે ડાબા ચરણની પલાઠીવાળી, જમણા પગને ઘૂંટણથી વાળીને ઉભોરાખ્યો, જમણા ઘૂંટણ ઉપર જમણા હાથની કોણી રાખી, ડાબા સાથળ ઉપર ડાબો હાથ ટેકવીને બન્ને કાન બહાર દેખાય તે રીતે માથે ખેસ ઓઢયો હતો હસતા હસતા ચારેબાજુ જોઈને ત્યાં બેઠેલા વિપ્રોને તે તે પકવાનોના નામ પુછતા હતા. જમતા વચ્ચે વારેવારે જળપાન કરતા હતા. શ્રીહરિએ આમ ભોજન સમયે લોકોને દર્શન કર્યા જેવી દિવ્ય અપાર શોભા ધારણ કરી હતી. નજીક રહેલા પદાર્થની જેમજ દૂર રહેલા પદાર્થોને પણ હસ્ત કમળથી લઈને થોડુ થોડું જમતા શ્રી હરિને દેખીને ત્યાં બેઠેલા ભકતો આશ્ચર્યથી સજજડ થઈ ગયા. થોડું જમનારા શ્રીહરિ બધા જ પદાર્થોમાંથી થોડું થોડુ જમ્યા પછી હાથ મુખ ધોયા જળપાન કરી મુખવાસ જમ્યા શ્રીહરિએ ખેસને ડાબે ખભેથી કમર સુધી લાવીને ત્યાં બાંધ્યો અને પંગતમાં જમવા બેઠેલા સંતોને અનેક પ્રકારના ભોજન પીરસીને જમાડયા. **(હરિચરિત્રમ્/૩/૩૮/૧૬ થી ૨૩) (અસ્તુ)**

(૩૭) ‘‘ડાબી કેડે(કટિ) ધોતીનું ઘસરાનું એક ચિહ્ન છે(વ.મૃત.ઉપો.)’’



**આ ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

ગઢપુરમાં અન્નકુટ ઉત્સવના પ્રસંગે દિવાળીના દિવસે માયારામભટ્ટે પ્રાતઃ કાળમાં ઉત્સાહ પામીને નવી ઉત્તમ વસ્ત્રોની વસ્ત્રોથી ઢાંકેલી પોટલીને બાહુમૂળમાં ઘાલીને ઉતવળા ઉતાવળા ભગલાનની પાસે જયાલલિતાના મોકલવાથી આવ્યા. માયારામ વિપ્રને આવતા જોઈને તેમનો આશય સમજી જઈને ભગવાન હસતા હસતા એમ બોલ્યા કે ‘હે ભટ્ટ! તમોએ ત્વારાથી આશું આણ્યુ છે’ તે પછી મયારામ બોલ્યા કે ‘હે ભગવાન! આ નવીન વસ્ત્રો છે તેને આપશ્રીના અંગઅંગથી આજ અલંકૃત કરો ’ આત્મારામ ભગવાન વસ્ત્ર વિભૂષણ વિગેરે

વસ્તુઓમાં રૂચિએ રહિત છે તથાપિ તેમણે સર્વ ભકતજનોની પ્રસન્નતા માટે તે વસ્ત્રો ગ્રહણ કરીંને તેમાંથી એક કુસુંબલ રંગથી રંગેલું વસ્ત્ર મસ્તકે મુકુટને આકારે બાંધ્યું. તે પછી સુવર્ણમમ તંતુથી ગુંથેલા ગોળ બુટ્ટાથી શોભાયમાન, રકતવર્ણનું અંગરક્ષક (જામોડગલી) પહેર્યુ. **તે પછી સુવર્ણમય તંતુથી ગુંથ્યા છે સર્વપ્રાંતભાગ જેના એવુ એક પિતાંબર નીચેના ભાગમાં પહેર્યું (સ.જી.૩/૧૦/ ૫ થી ૮)** ભગવાન શ્રીહરિના આ પ્રમાણે પિતામ્બર ધારણ કરવાની ક્રિયાનું વર્ણન કરતા સત્સંગિ જીવનના સારરૂપે ગ્રહણ કરેલા એક હજાર નામવાળા સર્વમંગલ સ્તોત્રમાં શતાનંદ સ્વામી કહે છે "अनर्घ्यपीत कौशेय परिधान विचक्षण । અર્થાત્ નિપુણતાથી બહુમૂલ્યવાળું પીતાંબર પહેરી રહેલા" (**સર્વમંગલસ્તોત્રઃ- શ્લોક-૧૨૮/૬૫૦)** (અસ્તુ)

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "ध्यायतस्तत्कटियुगं धैर्यं तुष्टिस्तथा गुणः । आयात्येव द्रुतं दोषश्चिन्ता तृष्णा च गच्छति । **શ્રીહરિની કટિનું ધ્યાન કરનાર ભક્તમાં ધૈર્ય તથા તુષ્ટિ ગુણ આવે છે. ચિન્તા તથા તૃષ્ણાના દોષો તત્કાળ નાશ પામે છે ("धैर्यम्" -અંતઃકરણના ક્ષોભામાં કારણરૂપ દેશકાળ વિષમ પ્રાપ્ત થવા છતાં પણ તે સહન કરવું અને વ્યાકુળ ન થવું તે, "तुष्टिः"- ધર્માચરણજન્ય આનંદ "चिन्ता" વર્તનમાન કાળે નિર્વાહ થાય તેટલું હોવા છતાં ભવિષ્યમાં નહીં મળે તેવા સ્મરણથી મનનો સંતાપ, "तृष्णा" યથાધિક લાભ થયા છતાં પણ તેથી અધિકની પ્રાપ્તિની ઈચ્છા- શ્રીહરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૧૬)''** "हरेः पार्श्वयुगं धार्मेर्ध्यायतोऽचापलं गुणः । आनृण्यमाव्रजत्याशा याति दोषस्तथा स्पृहा ॥ **-ધર્મપુત્ર શ્રીહરિના બન્ને પડખાનું ધ્યાન કરનાર ભક્તમાં અચાપલ્ય તથા ઋણરહિતપણું આ ગુણ આવે છે. આશા તથા સ્પૃહા નામનો દોષ નાશ પામે છે.('अचापलम्'-ભગવાન તથા ભગવાનના ભક્તના દર્શન વિના અન્ય પ્રયોજન માટે વાણી,પાદ, વગેરેનું ચપળતા રહિતપણું, 'आनृण्यम्'-દેવ, ઋષિ, પિતૃ, ભૂતાદિના ઋણનું વૈરાગ્ય ઉદય થવાથી યથા શાસ્ત્ર અપાકરણ કરવું તે, 'आशा'-આ લાભ મને થશે એવી પ્રતીક્ષા કરવી તે, 'स्पृहा'- ભોગ્ય વર્ગોમાં અતિ આદરરૂપ ઈચ્છા વિશેષ. શ્રીહરિલીલાકલ્પતરૂ/ ૩/૬૪/૨૦)''**

(૩૮) ''ઉંડી અને ગોળએવી જે નાભીના જમણાં કાંઠે તીલ છે. (વ.મૃત.ઉપો.)''



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

સવંત ૧૮૭૬ના ફાગણ વદી-૭ સપ્તમીને દિવસે સ્વામી શ્રીસહજાનંદજી મહારાજશ્રી ગઢડામધ્યે દાદાખાચરનાં દરબારમાં શ્રી વાસુદેવ નારાયણના મંદિર આગળ આથમણે દ્વાર ઓરડાની ઓસરીએ ઢોલીયા ઉપર વિરાજમાન હતા અને ધોળો ખેસ પહેર્યો હતો ને ધોળી ચાદર ઓઢી હતી ને ધોળુ હિરકોરનું ધોતીયું માથે બાંધ્યુ હતુને કંઠને વિષે શ્વેત પુષ્પોના હાર

વિરાજમાન હતા અને પાઘને વિશે ગુલાબના પુષ્પના તોરા વિરાજમાન હતા અને પોતાના મુખારવિંદની આગળ મુનિ અને દેશ-દેશના હરિભકતની સભા ભરાઈને બેઠી હતી.

"પછી શ્રીજી મહારાજ બોલ્યા જે તત્વેકરીને ભગવાનનું સ્વરૂપ જાણ્યા પછી એને કાંઈ જાણવાનું રહેતુ નથી તે તત્વે કરીને જાણ્યાની રીત કહીએ છીએ તે સાંભળો, પ્રથમતો ભગવાનની મોટાઈ જાણવી જોઈએ... શ્રી પુરૂષોત્તમ્ ભગવાનની આજ્ઞાનામાં વર્તતા એવા જે બ્રહ્માંડના અધિપતિ બ્રહ્માદિક તેના જે લોક અને તે લોકના વૈભવ તેનો પાર પામતો નથી તો જેની **<u>નાભિ કમળમાંથી</u>** બ્રહ્મા ઉત્પન્ન થાય એવા જે વિરાટપુરૂષ તેના વૈભવનો પાર તો કયાંથી પામાય? અને એવા અનંતી કોટી જે વિરાટપુરૂષ તેમના સ્વામી જે પુરૂષોત્તમ ભગવાન તેનુ જે ધામતે અક્ષર, જેને વિષે એવા અનંત કોટિ બ્રહ્માંડ તે એક એક રોમ પ્રત્યે અણુની પેઠે ઉડતા ફરે છે એવુ એ ભગવાનનું ધામ છે અને તે ધામને વિષે પુરૂષોત્તમ ભગવાન પોતે દિવ્યરૂપે કરીને વિરાજમાન છે અને તે ધામમાં અપાર દિવ્ય સામગ્રી છે તે ભગવાનની મોટપ્યનો પાર તો આવેજ કેમ?" (**ગ.પ્ર.૬૩) (અસ્તુ)**

(૩૯) ‘‘ઉંડી અને ગોળએવી જે નાભીના ડાબા કાંઠે તીલ છે (વ.મૃત.ઉપો.)’’



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

ગામ સાતાપડાના ભગાભક્ત તેણે એવો સંકલ્પ કર્યો કે ‘હું સ્વામિનારાયણના દર્શને જાંઉ અને તેઓ પોતાની નાભીકમળ પર મને રૂપિયો મેલવા દે તો તેઓ ભગવાન ખરા’ પછી તેઓ ગઢપુર આવ્યા અને સભાની પાછળ લીંબડા નીચે ઉભા રહ્યાં. પછી શ્રીજી મહારાજ ઢોલીયા ઉપર વિરાજમાન હતા તે આડે પડખે થયા ત્યારે મુક્તાનંદ સ્વામીએ કહ્યું કે ‘મહારાજ કેમ આડે પડખે થયા?’ મહારાજે કહ્યું ‘પેલા ભગા ભગત ક્યારના ઉભા રહયા છે સંકલ્પ

કરીને' ત્યાર પછી ભગવાન શ્રીહરિએ ભગાભગતને સંબોધીને કહ્યું ' ભગાભગત મુકો અમારી નાભી પર રૂપિયો' પછી ભગાભગતે આવી મહારાજની નાભી ઉપર રૂપિયો મેલ્યો પછી તેણે મહારાજને કહ્યું  કે 'મહારાજ તમે ભગવાન ખરા માટે અમોને વ્રતમાન ધરાવો' પછી તેઓને વ્રતમાન ધરાવી સત્સંગી કર્યા. (**અક્ષરાનંદસ્વામીની વાર્તા/૧૯૪) (અસ્તુ)**

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "हरेश्चिन्तयतो नाभिं निःस्पृहत्वं च मङ्गलम् । आगच्छति प्रयाति द्राक् पापे स्नेहश्च दूषणम् ।। શ્રી હરિકૃષ્ણ ભગવાનની નાભિનું ચિંતવન કરનાર ભક્તમાં નિસ્પૃહપણું તથા મંગળગુણ આવે છે દૂષણરૂપ પાપ તથા સ્નેહ તત્કાળ નાશ પામે છે. ("निःस्पृहत्वम्"–કારણ ન હોય છતાં કાર્ય થાય એવી વૃથા આકાંક્ષાને સ્પૃહા કહે છે. તે સ્પૃહાથી રહિતપણું, "मङ्गलम्"-શ્રેષ્ઠ કર્મનું આચરણ એ મંગળ એમ તત્વદર્શિ મુનિઓએ કહ્યું છે. "पापम्"–મહાપાપાદિ છ પ્રકારના પાપનું આચરણ કરવું તે "स्नेहः"–ભગવાન વિના બીજા પદાર્થોમાં પોતાના બંધનમાં કારણ રૂપ પ્રીતિ–**શ્રીહરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૧૭)**

**(૪૦) ''સદાશીતળ એવું ઉદર તે ઉપર ત્રિવળી પડે છે (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક સમયે ગઢપુરમાં ઉત્સવના સમય દરમ્યાન સંતોવતી મુક્તાનંદ સ્વામીએ ભગવાન શ્રીહરિની પૂજા કરી આરતી ઉતારી પછી પ્રાર્થના પૂર્વક નમસ્કાર કર્યા અને મૂર્તિમાં નેત્રની વૃત્તિને સ્થિર કરી ઘણીવાર સુધી જોઈ રહ્યાં. ત્યાર પછી શ્રી હરિની આજ્ઞાથી સંતો પંક્તિમાં બેસી ગયા અને મૂર્તિમાં નેત્રની વૃત્તિ રાખીને નારાયણ ધુન કરવા લાગ્યા. ત્યારે શ્રી હરિએ પોતાના ખેસને ડાબે ખભે રાખીને બન્ને છેડાને કમર ઉપર દઢ રીતે બાંધ્યો અને તે ઓસરીથી ઉતરતી સંતોની પંક્તિમાં પધાર્યા. તે સમયે જરિયાની લાલ ખેસના ત્રાંસાપટ્ટાથી

વક્ષઃ સ્થળ અત્યંત શોભતું હતુ તથા ફુલનો સુરવાળા પણ મનોહર લાગતો હતો. શ્રીહરિના કટિસૂત્ર સાથે બાંધેલી ચરણના પહોંચા સુધી લટકતી તથા જાતજાતના પાંચ રંગથી મનોહર જણાતી ફુલોની નાડી સંતોની નજરને આકર્ષતી હતી અનેક જાતના ફુલોથી બનાવેલી પાઘફુલના તોરાથી શોભતી હતી અને તેના સુગંધથી ખેંચાયેલા ભમરાઓના ગુંજરાવથી તે મનોહર લાગતી હતી. કરોડો કામદેવ કરતાં પણ અધિક સલૂણાં શ્રીહરિ વિવિધ લીલાઓ કરીને મનહરતા હતા. અગર ચંદન, કસ્તુરીથી તેમની મૂર્તિપૂજાયેલી હતી ફુલોના બાજુબંધ, વળિયા, હાર, અને નુપુરથી સ્વરૂપ ભવ્ય દેખાતુ હતુ કાન ઉપર પહેરેલા ફુલોના બે કુંડળોથી બન્ને ગાલ ઉજ્જવળ જ ભાતા હતા શરદપુનમનાં ચંદ્રની કાંતિને પણ ઝાંખી કરે એવું તેમનું મુખ સુંદર હતુ.  શરદઋતુના મધ્યાહને ખીલેલા કમળની શોભાને લજાવનારા નેત્ર હતા મોગરાની કળીઓ અને સાચા મોતીને પણ તુચ્છ કરતા દાંતની પંક્તિઓથી જમવા બેઠેલા સંતોને પ્રકાશિત કરતા એવા શ્રીહરિ સંતોની પંક્તિનાં વિચરવા લાગ્યા.

તે સમયે ઉત્સાહી પીરસનારા બ્રાહ્મણો મોતૈયા લાડુથી ભરેલા પાત્ર લઈને સત્વરે શ્રીહરિની સામે વારાફરતી આવતાં હતા. શ્રીહરિએ બન્ને હાથમાં બે બે લાડુ લઈને બન્ને પંક્તિમાં સંતોના પાત્રમાં પીરસ્યા. તે સંતોને મિસ્તાન ખાવામાં રૂચિ વધે એટલા માટે શ્રીહરિએ લીંબું કેરી મરચા અને આદુ વગેરેના અથાણા પિરસાવ્યા. મહાન દયાળુ શ્રીહરિ હસતા હસતા પાસે આવીને કેટલાક સંતોને તેઓના મુખમાં જલેબી લાડુ પરાણે જમાડવા લાગ્યા. કોઈ સંતને પોતાના સોગંધ આપીને જમાડવા માંડયા તો કોઈક સંતનુ ધ્યાન ન હોય તેમ અણધારી રીતે તેના પાત્રમાં મિસ્તાન્ન પીરસીને આગળ ચાલ્યા જતાં. આમ બહુવિધ પીરસવામાં ચાતુર્યથી સંતોને ખૂબજ તૃપ્ત કર્યા અને પછી બ્રાહ્મણો પાસે ભાતદાળ પિરસાવ્યા તેથી પીરસનારા બ્રાહ્મણોએ પણ સુગંધી ભાત, દાળ, ફુલવડી, અને કઢી વગેરે સંતોને પીરસ્યું. તે સમયે શ્રીમુકુંદવર્ણીએ શ્રીહરિને પ્રસન્ન કરવા સોનાની ઝારીમાં ઘી લઈને સંતોના પાત્રોમાં હેતથી પીરસ્યુ "શ્રીહરિના પરમસખા, પ્રિય વચન બોલવામાં ચતુર, મુનિવર્ય બ્રહ્માનંદસ્વામીએ પોતાના  પેટ ઉપર હાથ ફેરવીને શ્રી હરિને કહ્યું 'મહારાજ! અમે ખુબ જમીને તૃપ્ત થયા છીએ, કાંઈ કમી રહી નથી. છતાં લોકમાં અને શાસ્ત્રોમાં કહેવાયુ છે કે જમ્યા પછી દહીં, છાશ પીવી જોઈએ.' બ્રહ્માનંદ સ્વામીની વાત સાંભળી શ્રીહરિએ હસતાં હસતાં દહીં મંગાવ્યું અને સંતોના પાત્રમાં પીરસાવ્યુ. ત્યારબાદ દહીં પીરસ્યા પછી ધોયેલી સાકર ખોબો ભરીને દહીમાં નાંખી અને સહુને ખુબ જ જમાડયા. આમ શ્રીહરિએ સહુ સંતોને ભાત દહી અને

સાકર જમાડયા પછી ફરીવાર ભાત પિરસાવ્યો અને દૂધ સ્વયં પીરસ્યુ. સાકર નાંખેલુ દૂધ ગાગરથી સંતોના પાત્રમાં પીરસીને હસતા હસતા શ્રીહરિ ઉતાવળા શ્રી બ્રહ્માનંદ સ્વામી પાસે આવી પહોચ્યાં 'હે મહારાજ! આ જતો જમવાનું પુરૂ થઈ ગયુ, પુરૂ થઈ ગયુ, **મારૂં તો પેટ ફાટી જશે**' આ રીતે શ્રી બ્રહ્મમાનંદ સ્વામી બોલતા રહયા અને શ્રીહરિએ દૂધની ગાગર તેમના માથે ધોળી સૌ સંતોને હસાવતા શ્રીહરિએ પછી તુરંત તેમને માથે દહીં રેડી દીધું. ભગવાન શ્રીહરિની આવી દિવ્ય લીલા જોઈ દેવતાઓ આકાશમાંથી પુષ્પોની વર્ષા કરવા લાગ્યાં **(શ્રીહરિચરિત્રમ્/૨/૨૪૧/૧૪થી ૫૯) (અસ્તુ)**

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે કે "**अकार्पण्यं तथा क्षेमं ध्यायतस्तद्वलित्रयम् । गुणस्त्वागच्छति मदो गच्छति व्यसनं तथा॥**-શ્રીહરિની નાભિ ઉપરથી ત્રણ રેખા (ત્રિવળી) નું ધ્યાન કરનાર ભક્તમાં અકાર્પણ્ય તથા ક્ષેમ ગુણો આવે છે. મદ તથા વ્યસન દોષ નિવૃત્તિ પામે છે. (**'अकार्पण्यम्'**-ધનનો યથાર્થ વ્યય, પાત્ર જોઈને દાન કરવું તે, વળી ઉદાર અંતઃકરણથી થોડામાંથી પણ આપે તે. **'क्षेमम्'**–પોતાના ધર્મમાં અંતરાય થાય નહિ તે રીતે વર્તવું તે, **'मदः'**–કુળ, રૂપ, વય વિદ્યાદિ ગુણજન્ય ચિત્તનો સમુલ્લાસ, **'व्यसनम्'**–પરસ્ત્રી, મૃગયાદિ આસક્તિ સ્વરૂપ કર્મ અથવા નિષ્ફળ ઉદ્યમ–**શ્રીહરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૧૮)''**

**(૪૧) ''જમણી કુખમાં એક મોટો તિલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

"कृत्वा कट्यां चाबध्यतां द्रढम् । परिवेषयति प्रीत्या साधुन्भोजयानि भूरिशः।। અને શ્રીહરિ સાધુઓને જ્યારે પીરસવું હોય ત્યારે ડાબે ખભે ખેસને (ઉત્તરીયવસ્ત્રને) નાખીને તે ખેસના છેડાને **<u>કેડસંગાઠે (કુખસંગાઠે)</u>** તાણી મુકતાનંદાદિક સાધુઓને અનેક વિધ પકવાનઆદિ ચારપ્રકારના અન્નો આદરથી પિરશે છે અર્યાત ભોજન સમયમાં તેઓના પાત્રોમાં આદર સહિત નાંખે છે. (**હરિવાકયસુધાસિંધુ/ઉપોદ્ઘાત/શ્લોક–૨૪૯**) (અસ્તુ)

**(૪૨) ‘‘જમણી કુખમાં મોટા તિલની ઉપર બીજો નાનો તિલ છે(વ.મૃત.ઉપો.)’’**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

ભગવાન શ્રીહરિ વનવિચરણ દરમ્યાન જુનાગઢ પધાર્યા અને જુનાગઢમાં આવેલ ગીરનાર પર્વત ઉપર ચઢીને, ગુરૂ દત્તાત્રેયના દર્શન કરીને, પાછા વળતાં રસ્તામાં બે દ્વેષી વૈરાગીઓ હાથમાં કટાર લઈને, મહારાજની **બે કુખોમાં** અડાડીને મારવાને તૈયાર થયા ત્યારે તેમને જોઈને નિર્ભય મહારાજ તો ઘણુ હસવા માંડયા. તેને જોઈને વૈરાગી બોલ્યો કે ‘ અમો તમોને મારીએ છીએ અને તમે તો અમને જોઈને નિર્ભયપણે બહુ હસો છો?’ આવુ વૈરાગીનું

વચન સુણીને મહારાજે કહ્યું કે "અમને એમ હસવું આવે છે કે સાક્ષાત્ વૈકુંઠનાથના પ્રિયપાર્ષદોને હાથે આ ક્ષણભંગુર દેહ પડે છે તે પૂર્વના બહું પુણ્યો હશે કારણ કે પૂર્વે મહાપાપી અજામિલને જમના દૂતો મારતા હતા ત્યારે વૈકુંઠનાથના પાર્ષદોએજ તેને જમના દૂતો થકી મૂકાવ્યો હતો તે આ પ્રવર પાર્ષદોના વરદ્દહસ્તે મારો બાળપણામાં દેહ પડે છે, એમ પરમહિત સમજીને અમને બહું જ હસવું આવે છે કશો શોક કે ભય નથી " આ વિમોહક પ્રશંસાપરપ્રિય વચનો સાંભળીને બન્ને વૈરાગીઓ બહુમોહ પામ્યા હોયને શુ? એવાથકા હાથમાંથી કટારને નાંખી દઈને પગે લાગી ને બોલ્યા કે " તમે તો સાચા સાધુ છો અને કોઈક ઈશ્વરાવતાર છો, તો અમારો આ અપરાધ ક્ષમા કરો" એમ વિનંતી કરી પગે લાગીને પોતાને સ્થાને ગયા અને મહારાજ ત્યાંથી ચાલી નીકળ્યા. (**અદ્ભૂતાનંદ સ્વામીની વાર્તાસંગ્રહ–વાર્તા–૧૫–પ્રચિન આવૃત્તિ**) (અસ્તુ)

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "**तत्तुन्दं ध्यायतस्त्यागो गुणश्चायाति निग्रहः । रसास्वादस्तथा द्यूतं दोषो गच्छत्यधावहम् ।**"-શ્રી હરિના ઉદરનું ધ્યાન કરનારા ભક્તમાં ત્યાગ અને નિગ્રહ ગુણો આવે છે. રસાસ્વાદ તથા પાપને ઉત્પન્ન કરનાર દ્યુત દોષ નાશ પામે છે. (**"त्यागः"**–આત્માના હિતમાં વિરોધી પદાર્થોના સંગ્રહનો ત્યાગ, **"निग्रह"**–માયિક વિષયોમાં સ્વાભાવિક પ્રવૃત્તિશીલ ઈન્દ્રિયો તથા અંતઃકરણનો શાસ્ત્રૌક્ત નિયમોથી નિરોધ કરવો તે **"द्यूतं"**–જુગાર- **શ્રીહરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૧૯)''**

(૪૩) ''નાભીની ઉપર બે તસુ છેડે એક તીલ છે. (વ.મૃત.ઉપો.)''



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક સમયે ભગવાન શ્રીહરિ દુર્ગપુરમાં બિરાજતા હતા અને તેવા સમયમાં વસંતોત્સવના દિવસો આવ્યા શ્રીહરિએ વસંતપંચમી તિથિનો મહાન ઉત્સવ કર્યો તે પ્રસંગે આસપાસના પ્રદેશોમાંથી સંતો તથા હરિભકતો આવ્યા ગાયક સંતો નિત્ય શ્રીહરિની આગળ વીણા અને ઝાંઝ મૃદંગ વગાડીને વસંતોત્સવના પદ ગાતા હતા. તે પદ ગવાતા હોય ત્યારે શ્રીહરિ કોઈ સંતના ખોળામાં ખોબો ભરીને ગુલાલના સંપુટ નાખતા હતા તેમજ કોઈ સંતના પેટ ઉપર તો કોઈના મસ્તકે તથા છાતી ઉપર ગુલાલ ફેંકતા હતા. શ્રીહરિ સ્વયં હસીને અને

અન્ય સહુને હસાવીને **<u>શ્રી બ્રહ્માનંદ સ્વામીના ઉદર ઉપર (પેટ ઉપર) તો ગુલાલનાં સંપુટ વારે વારે ફેંકતા હતા.</u>** અડવામાત્રથી ફુટી જતા તે ગુલાલનાં સંપુટ થી સર્વ ગાયક સંત મંડળ લાલ લાલ થઈ જતુ હતુ. (**હરિચરિત્રમ્–૩/૩૪/૬–૧૧**) (અસ્તુ)

**(૪૪) ''જમણા નળ ઉપર અર્થાત્ ત્રિવળીના જમણા નળપર એક તીલ છે. (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક દિવસ શ્રીહરિ લક્ષ્મી વાડીએ પધાર્યા. બેઠકે વેદિકા ઉપર વિરાજ્યા વાડીમાં હરનાથ ભકતે તેમને પ્રેમથી ફુલહાર તોરા વગેરેના અલંકાર ધરાવ્યા. પછી તેણે શ્રીહરિ પાસે

પાકી કેરી મૂકીને પ્રણામ કર્યા. ત્યારે શ્રીહરિએ સૌ સાંભળે તેમ કહયું ' કાળિયા આંબા ઉપર કેટલી કેરી છે ?' તે સાંભીળી હરનાથે શ્રીહરિને કહયું 'કાળિયા આંબાની ઝીણી ગોટલી વાળી મોટી મોટી કેરીઓને સંતો આપને માટે માંગે છે, તેથી હું આપી દઉં છું હવે આબા ઉપર થોડી કેરીઓ રહી છે'

ત્યારે શ્રીહરિએ કહ્યું " સાધુઓને કેરી માંગવાની આજ્ઞાનથી તો શા માટે કેરી માંગીને અમોને જમાડે છે? માટે જેણે કેરી માંગીને અમને જમાડી હોય તે સંતો ગુજરાતમાં જાઓ અમો હરિભકતો ઉપર પત્ર લખી દઈએ છીએ તેઓ સંતોને ખુબ કેરી જમાડશે તે સંતો ત્યાં ખૂબ કેરી  ખાઓ" ત્યારે જે મોટેરા સંતો હતા તેમણે કહયુ કે 'અમને હરનાથ ભક્તે વગર માંગે કેરી આપી હતી.' ત્યારે શ્રીહરિપુનઃ બોલ્યા "માંગ્યા વિના કેરી આપી હોય તો અમને જમાડવાની ના નથી" આમ કહીને ભણનારા સંતોને કહયું "તમે કેરીઓ માંગીને જમાડી છે ? કે વગર માંગે લઈને જમાડી છે?" સંતોએ કહ્યું " હે હરે! અમે હર નાથ ભકત પાસેથી માંગીને કેરી જમાડી છે " ત્યારે શ્રીહરિએ કહ્યું " તમે ગુજરાત જાઓ અને મન ફાવે તેટલી કેરી ખાવો" શ્રીહરિનું આવું વચન સાંભળી ભણનારા સંતો શ્રીહરિનો વિયોગ થવાના ભયથી ઉદાસ થઈ ગયા. તે સમયે પ્રિયવાણી બોલનારા શ્રી બ્રહ્માનંદ સ્વામીએ ધીરે રહીને શ્રી હરિને કહ્યું "હે સત્પતિ સ્વામિન્ ! આ આપની વાત સાંભળીને અમને એક સાંભળ્યા જેવો જુનો ઈતિહાસ સાંભરી આવ્યો. આપ સાંભળો" હે હરે! પૂર્વે એક રાજા હતો તે જમવા બેસે ત્યારે ભોજનની સાથે દળેલી સાકર રાખતો અને જમતા જમતા દળેલી સાકર ખાતો હતો એક વખત દળેલી સાકરભેળો સાકરનો ગાંગડો દેખ્યો. રાજાએ પુછ્યુ 'આ સાકર કોણે દળી?'  ત્યારે બીજાઓએ કહ્યું "દાસીએ દળી" ત્યારે થોડુ ખિજાઈને રાજાએ કહયુ 'આ દાસીને અત્યારે દળયા વિનાની એક શેર સાકર ખવડાવો' આમ રાજાએ પોતાની દાસીને દંડ કર્યો, હે હરે! આપે પણ અત્યારે આ ભણનાર સંતોને તેવો જ દંડ કર્યો છે છતા મારે આ અંગે થોડુ કહેવુ છે તે આપ કૃપા કરીને સાંભળો. ' ભણનારા નાના સંતો કેરી ખાવાનો ભાવ તો સ્વાભાવિક રીતે હોય જ અને વળી આપ પત્ર લખીને હરિભકતોને  ભલામણ કરો, તેથી તેઓ સંતોને કેરી ખૂબ જમાડશે હે સત્પતે ! ભણનારા સંતો નાના ઉંમરના છે અને કેરી વધારે ખાશે તો સૂઈ રહેશે અને તેથી જ ભણેલુ બધુ ભુલી જશે.' શ્રી બ્રહ્માનંદ સ્વામીનું કહેવુ સાંભળી શ્રીહરિ બોલ્યા 'વધારે કેરી ખાવાથી શું ઉંઘ બહું આવે? ' ત્યારે સ્વામી બોલ્યા 'હાં બહુ આવે' તે

સાંભળીને શ્રીહરિએ કહયુ 'હે મહામુને! તો પછી સંતો ગુજરાત ન જાય ભલે અહી અમારી પાસે રહે'

શ્રીહરિનું આવુ વચન સાંભળી ભણનારા સંતો રાજી થયા તે સંતો અને બીજા પણ શ્રી બ્રહ્માનંદ સ્વામીની પ્રશંસા કરવા લાગ્યા પછી સંતોના પ્રિયશ્રી હરિએ હરનાથ ભકતે આપેલી કેરી સર્વ સંતો તથા પાર્ષદોને આપી અને પોતે પણ ચૂસી તે સમયે શ્રીહરિએ હસતા હસતા કેટલીક કેરીઓ બ્રહ્માનંદ સ્વામીના **ઉદર તરફ ફેંકી, તે પેટ સાથે ભટકાઈ** ને દૂર દડી જતી. તે વખતે ત્યાં બેઠેલા બીજા સંતો તે કેરીઓને પ્રસાદીની ગણીને લઈ લેતા ત્યારે બ્રહ્માનંદ સ્વામીએ કહ્યું ' મને તો કેરીનો ઘા જ મળે છે કેરી નહિ.' તે સાંભળીને શ્રીહરિએ જે રીતે બ્રહ્માનંદ સ્વામીના હાથમાં કેરી પડે તે રીતે ફેંકી. શ્રી હરિ આવા મનુષ્ય ચરિત્રો કરી સહુ ભકતોને સંતોષ આપતા હતા.'(**હરિચરિત્રમ્/૩/૩૫/૨૩ થી ૪૮**) (અસ્તુ)

**(૪૫) ''ડાબા નળ ઉપર એકતીલ છે(વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

ગઢપુરમાં અક્ષરઓરડીમાં ભગવાનશ્રીહરિ ચત્તા સૂતા હતા ત્યારે અચાનક બ્રહ્માનંદ સ્વામીએ આવીને **નાભી ઉપર મુખ રાખી** ભડાકો બોલાવ્યો મહારાજ કહે 'સ્વામી તમોએ તો અમારી નાભી અભડાવી' સ્વામી કહે 'તે તો મારૂં સ્થાન છે' તે સાંભળી મહારાજ ઘણું હસ્યા. **(હરિચરિત્રચિંતામણી ભાગ–૨/વાર્તા–૬૫) (અસ્તુ)**

**(૪૬) ''નાભીથી ઉપર બે તસ ઉપર એક બીજો તીલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક વખત ભગવાન શ્રીહરિ વડતાલ ફૂલદોલનો ઉત્સવ કરવા પધારેલા ધામધુમથી ઉત્સવપૂર્ણ થયા બાદ પ્રભુજ્ઞાનભાગમાં આંબલી નીચે સભા કરીને બેઠા હતા અને પરસ્પર ભગવાનની વાર્તા કરતા કરતા મોડી રાત થઈ ગય એટલે વીસેક જેટલા સાધુઓ સિવાય બધા સભામાંજ સૂંઈ ગયા. તેઓને નિદ્રધીન જોઈ મહારાજે મુક્તાનંદસ્વામીને કહ્યું કે 'અમારી વાતમાં માલ છે કે નિદ્રામાં?' ત્યારે સ્વામી કહે તમારી વાર્તામાં' મુક્તાનંદસ્વામીના વચન

સાભળીને મહારાજે મુક્તાનંદસ્વામીને કહ્યું. 'સંતની ઉંઘ કેમ કરીએ તો ટળે ?' તે વચન સાંભળીને બ્રહ્માનંદ સ્વામીના મનમાં એવો સંકલ્પ રહ્યો હતો કે ' મહારાજે આપણને રંગ રમાડી તથા જમાડીને ઘણો આનંદ આપ્યો પણ બાથમા લઈને મળ્યા નથી' એવો સંકલ્પ સ્વામીના મનમાં હતો. તેથી બ્રહ્માનંદ સ્વામી બોલ્યા કે " હે મહારાજ! આ જેટલા સંત જાગે છે એટલાને તમો બાથમાં લઈને મળો તો સવારે એ સંતો ઉઠે ત્યારે 'મહારાજ સર્વેને મળ્યાં' એ વાત સાંભળીને તેમના મનમાં પશ્ચાતાપ થાય તો ફરીને ઉંઘે નહિ. એ ઉંઘ ટાળવાનો ઉપાય છે." ત્યારે મહારાજ કહે જે ' ઠીક આવો મળીએ' એમ કહીને પોતે ઉભા થયાને મુક્તાનંદ સ્વામી તથા બ્રહ્માનંદ સ્વામી તથા નિત્યાનંદ સ્વામી તથા અદ્દભુતાનંદસ્વામી તથા ગુણાતીતાનંદ સ્વામી તથા જગન્નિવાસાનંદ સ્વામીને મળ્યાં. અને પ્રેમાનંદ સ્વામી મહારાજને મળવા સારૂ આવ્યા પણ પોતે નીચે ખભે હતાને મહારાજ પાટ ઉપર ઉભા હતા તેથી મહારાજની નાભીને પ્રેમાનંદસ્વામીનું મુખ બરોબર આવી ગયું. તેથી પ્રેમાનંદ સ્વામીએ ઘણા સ્નેહથી મહારાજ ની **નાભિમાં** બચી કરી. તે જોઈને મહારાજ ખડખડ હસીને કહે જે ' ઓઈ પ્રેમસખી ભાવ ભજવી ગઈ' એમ કહીને બ્રહ્માનંદ સ્વામીને કહે કે 'હે બ્રહ્માનંદ સ્વામી, આ પ્રેમ સખી તો સખીભાવ ભજવીને અમારી નાભીમાં બચી કરી ગઈ' તે વાત સાંભળીને બ્રહ્માનંદસ્વામી કહે 'ગાંડી છે? જે લાગ આવે ત્યારે મેલે?' એવા સ્વામીનાં વચન સાંભળીને મહારાજ તથા સંતઘણું હસ્યા. (**અદ્દભુતાનંદસ્વામીની વાર્તા સંગ્રહ-વાર્તા-૭૧,૭૨-પ્રાચિન આવૃત્તિ)(અસ્તુ)**

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે કે "हरेश्चिन्तयतो नाभिं निःस्पृहत्वं च मङ्गलम् । आगच्छति प्रयाति द्राक् पापे स्नेहश्च दूषणम् ॥ શ્રી હરિકૃષ્ણ ભગવાનની નાભિનું ચિંતવન કરનાર ભક્તમાં નિસ્પૃહપણું તથા મંગળગુણ આવે છે દૂષણરૂપ પાપ તથા સ્નેહ તત્કાળ નાશ પામે છે. ('निःस्पृहत्वम्'-કારણ ન હોય છતાં કાર્ય થાય એવી વૃથા આકાંક્ષાને સ્પૃહા કહે છે, તે સ્પૃહાથી રહિતપણું. 'मङ्गलम्'-શ્રેષ્ઠ કર્મનું આચરણ એ મંગળ એમ તત્વદર્શિ મુનિઓએ કહ્યું છે. 'पापम्'-મહાપાપાદિ છ પ્રકારના પાપનું આચરણ કરવું તે 'स्नेहः'-ભગવાન વિના બીજા પદાર્થોમાં પોતાના બંધનમાં કારણ રૂપ પ્રીતિ-**શ્રીહરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૧૭)''**

**(૪૭) ''ડાબી કુખથી ઉપર અને કાખની નીચે (બગલની નીચે) ઉભીઓળ્યે ચાર તીલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

**સવંત ૧૮૭૬ ના ફાગણ વદી ૧૪ ચૌદસના દિવસે શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં પોતાને પોઢવાના ઓરડાની ઓસરીએ ગાદી તકીયા નખાવીને વિરાજમાન હતા ને સર્વશ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા ને પોતાના મુખારવિંદની આગળ પર મહંશ તથા દેશ દેશના હરિ ભક્તોની સભા ભરાઈ ને બેઠી હતી.**

પછી શ્રીજી મહારાજ બોલ્યા જે " આ બ્રહ્માંડમાં જેટલુ કારખાનું છે તેટલું જ આ પિંડમાં પણ છે તે પિંડમાં અલ્પ છે ને બ્રહ્માંડમાં મહત છે અને જેવો આ પિંડનો આકાર છે તેવો જ બ્રહ્માંડનો આકાર છે અને જેમ બ્રહ્માંડમાં નદીઓ છો તેમ પિંડમાં નાડીઓ છે અને જેમ બ્રહ્માંડમાં સમુદ્ર છે તેમ **પિંડમાં કુક્ષી (પેટ)** વિષે જલ છે અને જેમ ત્યાં સૂર્ય ચંદ્ર છે તેમ પિંડમાં ઈડા પિંગલા નાડીને વિષે સૂર્ય ચંદ્ર છે ઈત્યાદિક સામગ્રી જેમ બ્રહ્માંડમાં છે તેમ પિંડમાં પણ છે (ગ,પ્ર. ૬૫)'' (અસ્તુ)

**(૪૮) ''ડાબી કુખથી ઉપર બગલની નીચે માહીલી કોરે બીજો તીલ છે. (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

સવંત ૧૮૮૨ના મહાવદી-૧૧ એકાદશીને દિવસે સ્વામીશ્રી સહજાનંદજી મહારાજ શ્રી અમદાવાદ મધ્યે શ્રી નારાયણના મંદિરમાં આથમણી કોરે મુખારવિંદ કરીને વિરાજમાન હતા ને સર્વ શ્વેતવસ્ત્ર ધારણ કર્યા હતાં ને કંઠને વિષે ગુલાબના પુષ્પના હાર વિારજમાન હતા ને કાનની ઉપર ગુલાબના પુષ્પના ગુચ્છ વિરાજમાન હતા ને પાઘને વિષે ગુલાબના પુષ્પના તોરા વિરાજમાન હતા અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તોની સભા ભરાઈને બેઠી હતી. તે પછી શ્રીજી મહારાજ બોલ્યા "અમારે એક ધ્યાનનાં અંગની વાત કરવી છે... જે ધ્યાન નો કરનારો છે તેને જમણા નેત્રમાં સૂર્યનું ધ્યાન કરવુ અને ડાબા નેત્રમાં ચંદ્રનુ ધ્યાન કરવું એવી રીતે ધ્યાન કરતાં કરતાં સૂર્યને ચંદ્રમાં જેવા આકાશમાં છે તેવાને તેવાજ નેત્રમાં દેખાવા માંડે ત્યારે જમણું નેત્ર છે તે તપવા માંડે ને ડાબુ નેત્ર છે તે ઠરવા માંડે ત્યારે સૂર્યની ધારણા ડાબા નેત્રમાં કરવી ને ચંદ્રની ધારણા જમણા નેત્રમાં કરવી ત્યારબાદ તે બન્ને અંતદ્રષ્ટિ કરીને હૃદયાકાશમાં જોયા કરવા અને જોનારો જીવ તેના રૂપને પણ દેખવુ અને તે જીવાત્મા તેને વિષે પરમાત્માનું ધ્યાન કરવું અમે એમ ધ્યાન કરતા થકાં ભગવાનનું જે વિશ્વરૂપ છે તેનુ દર્શન તેને થાય છે અને તે રૂપને વિષે ચૌદ લોકની રચના પણ દેખાય છે અને સ્વરૂપ અતિશય મોટુ પણ નથી દેખાતું જેમ વટપત્રશાયી ભગવાન એક વડના પત્રમાં નાના બાળક થઈને પોઢયા હતા અને તે **જ ભગવાનના ઉદરને વિષ** માર્કન્ડેય ત્રવષિએ સમગ્ર બ્રહ્માંડ દીધુ." **(અમદાવાદ-૧) (અસ્તુ)**

(૪૯)  ''ડાબી કુખથી ઉપર બગલ નીચે માહિલી કોરે ત્રીજો તીલ છે (વ.મૃત.ઉપો.)''



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

સવંત૧૮૮૦ ના મહાવદિ ૧૦દશમીને દિવસે સ્વામીશ્રી સજહજાનંદજી મહારાજશ્રી ગઢડા મધ્યે દાદા ખાચરના દરબારમાં ઉગમણે દ્વાર ઓરડાની ઓસરીએ વિરાજમાન હતા અને સર્વશ્વેતવસ્ત્ર ધારણ કર્યા હતા અને પીળી છાટીંની રજાઈ ઓઢી હતી અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભાભરાઈને બેઠી હતી ત્યારે શ્રીજી મહારાજ કૃપા કરીને બોલ્યા કે- "જે સાધુને મોક્ષનો ખપ હોય તેને તો જેમ દુઃખાવીએ ને વિષયનું ખંડન કરીએ તેમ રાજી થાય. જેમ આ મુકતાનંદ સ્વામીને ક્ષય રોય થયો છે તે દહી

દૂધ ગળ્યુ કાંઈ ખાવા દેતો નથી, તેમ જે સમજુ હોય તેને એમ જણાય જે 'આ રોગે સારૂં સારૂં ખાવા પીવાનું સર્વે ખંડન કરી નાખ્યું માટે આ તો ક્ષયરોગ રૂપે જાણીએ કોઈક મોટા સંતનો સમાગમ થયો હોય ને શું' એમ ભસે છે શા માટે જે **'શિશ્નને ઉદર એ બેને વિષે જે** જીવને આશક્તિ છે એ જ અસત્ય પણુ છે, તે ક્ષયરોગ એ બે પ્રકારની ખોટયને કાઢે એવે છે, તેમ એ રોગ ની પેઠે જે સત્પુરૂષ હોય તે વિષયનું ખંડન કરતા હોય ત્યારે મુમુક્ષુ હોય તેને તેમાં દુઃખઈ જાવું નહિ. **(ગ.મ.૪૭)(અસ્તુ)' ''**

**(૫૦) ''ડાબી કુખથી ઉપર બગલ નીચે માહિલી કોરે ચોથો તીલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે**...

"मितभोजनशीलौऽसौ समये भोजनस्य च । उद्‌गारमाचरंस्तुन्दे परिवर्तयते करम्" અને મિતાહારી શ્રી હરિ જમતાથકારઓડકાર ખાઈને **<u>ઉદર ઉપર ડાબો હાથ</u>** ગોળાકારે ફેરવવાને સ્વભાવ છે. (પેટ ઉપર હરિ હાથ ઓડકારખાયરે....) **હરિવાક્યસુધાસિંધુ/ ઉપોદ્‌ઘાટ પ્રકરણ/શ્લોક-૨૪૭)''** બીજુ પણ એક ચરિત્ર છે, જેમ કે.. એકવાર શ્રીજી મહારાજ મેઘપુર પધાર્યા ને હાલમાં મંદિર છે ત્યાં નારાયણ સોનીનાં ઘર હતાં. તેમાં ઉતર્યા ત્યાં ફળીયામાં પીપળો હતો તેની નીચે સભા કરીને બેઠા હતા, ને સર્વે સંત હરિભક્ત મહારાજ સન્મુખ બેઠા હતા, ને બાઈઓ એકકોર બેઠી હતી. તે સમયે નિત્યાનંદ સ્વામી શ્વેત વસ્ત્રે હતા. તે આવીને પગે લાગ્યા ને કહ્યું 'હે મહારાજા! અમને પરમહંસ કરો.' ત્યારે મહારાજ કહે 'તમારે પાછા ઘરે જવું નથી?' ત્યારે તે બોલ્યા કે 'હે મહારાજા! મારે હવે ઘરે જવું નથી.' પછી મહારાજે તે ઠેકાણે સંવત્ ૧૮૬૦ની સાલમાં વિધિવત્ તેઓને દીક્ષા આપી ને દીનમણિ નામ હતું તે બદલીને નિત્યાનંદ નામ પાડયું. પછી નારાયણ સોનીયે બ્રાહ્મણ પાસે રસોઈ કરાવી. તે તૈયાર થઈ એટલે મહારાજને જમવા બોલાવ્યા. ત્યારે મહારાજ પણ સ્નાન કરીને પીતાંબર ધારણ કરીને બાજોઠ ઉપર જમવા બેઠા ને બીજા બાજોઠ ઉપર થાળ પીરસીને મેલ્યો. તે મહારાજ જમવા લાગ્યા તે જમતા જાય ને પાણી પીતા જાય ને **<u>પેટ ઉપર હાથ ફેરવતા જાય</u>**. તે સારી પેઠે જમી ચળુ કરીને જળપાન કર્યુંને થાળની પ્રસાદી નિત્યાનંદ સ્વામીને આપી. પછી સાધુઓની પંક્તિ કરીને મહારાજે પોતે પીરસીને સારી પેઠે બધાને જમાડયાં. પછી હાથ પગ ધોઈને પોઢી ગયા ને બે કલાકપછી જાગીને જળપાન કરી વાડીયે સ્નાન કરવા ગયા. અને ત્યાં સ્નાન કરીને પાછા તે પીપળા નીચે ઢોલીયા ઉપર ગાદી તકિયો બિછાવેલ હતો તે ઉપર બિરાજમાન થયા ને પોતાના મુખારવિંદની આગળ સંત હરિભક્તની સભા ભરાઈને બેઠી. ને એકકોર બાઈઓ સર્વે બેઠી. (**હરિચરિત્ર ચિંતામણી/ભાગ-૧/૧/વાર્તા-૧૬૧**)

**(૫૧) ''ડાબી કુખથી ઉપર અને બગલ નીચે બહારની બાજુએ બીજા ચાર નાના નાના તીલ માહેલો એક તીલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

ભગવાન શ્રીહરિ વડતાલ ઉત્સવ પૂર્ણ કરી સંતોને પરદેશ મોકલીને તેમજ હરિભક્તોને પોતપોતાને ગામે મોકલીને પોતે કારતક સુદી બારસને દિવસે પ્રાતઃ કાળે ઉઠીને સ્નાનાદિક વિધિ કરીને પારણા કરીને થોડાક સંતો પાર્ષદો સાથે વડતાલથીચાલ્યા તે માર્ગમાં 'કોઠાવી' ગામના સીમાડામાં આવ્યા તે ગામ ના એક પાટીદારના ઘરનાં બાઈ મઠ બાવટાના રોટલા

ઘડતાં હતા. તેમા એક રોટલો બહુ સારો ફુલીને થયો તેને જોઈને તે બાઈએ સંકલ્પ કર્યો કે 'આ રોટલો ભગવાન આરોગે એવો સારસ છે' પછીથી બાઈ તો મજુર માટે રોટલા ટોપલામાં ભરીને હાથમા મઠની દાળની ત્રાંબડી ભરેલી હતી તે લઈને રસ્તામાં ચાલતી હતી. તે બાઈનો સંકલ્પ સિદ્ધ કરવા મહારાજ શ્રી કાઠી લોકોને પાછળ મૂકીને પોતાની ઘોડીને બહુ ઉતાવળી ચલાવીને તે બાઈની સમીપ આવી ગયા અને બાઈને કહ્યું કે 'આ ટોપલામાં શુ છે?' ત્યારે બાઈએ કહયુ કે 'મજુરો માટે રોટલા છે તે લઈને ખેતરમાં આપવા જાઉં છુ ' આ વાત સાંભળી મહારાજે કહયુ કે 'અમોને એક રોટલો આપો' ત્યારે બાઈએ હા કહીને શણનું વૃક્ષ હતુ તેની નીચે ટોપલો ઉતારી ને એક જે બાજરીનો રોટલો હતો તે મોટા માણસ જાણીને આપ્યો અને સાથે ભાજી આપી. ત્યારે મહારાજ કહે 'આ રોટલો તો સારો નથી' ત્યારે બાઈએ બીજો કાઢીને આપ્યો એમ ત્રણ ચાર રોટલા બદલિ આપ્યા ત્યારે મહારાજે કહયુ કે ' અમારો જે રોટલો છે તે આપો' ત્યારેવળી બાઈએ કહયુ કે ' તમારો રોટલો શાથી?' ત્યારે મહારાજે સ્પષ્ટ કહ્યું કે ' તમે રોટલા ઘડતાં એવો સંકલ્પ કરેલો કે 'આ તો ભગવાન જમે એવો સારો છે' આ તમારા સંકલ્પને સિદ્ધ કરવા માટે અમો સ્વયં ભગવાન આવ્યા છીએ તો તે જ રોટલો અમને આપો' ત્યારે તે બાઈએ તે રોટલો તથા ભાજી અને મઠની દાળ ભગવાનને જમવા આપી અને પ્રભુ આરોગવા લાગ્યા. એટલા માં કાઠીઓ જે પાછળ હતા તે ત્યાં આવી પહોંચ્યા અને પ્રભુને જમતા જોઈ કહેવા લાગ્યા 'તમો ભગવાન થઈ એકાકી જમો છો?' એમ કહી કાઠીઓ મહારાજના હાથમાંથી રોટલો લેવા આમ તેમ ફરવા લાગ્યા. ત્યારે મહારાજ પણ આમ તેમ ફરે આ રીતે અપૂર્વલીલા કરતા અડધો રોટલો જમી ગયા. પછી સુરાખાચરે વિચાર્યુ '<u>પ્રભુ બાવટાનો ચીકણો રોટલો જમે છે એટલે તેઓને ઉદરમાં પીડા થશે</u>' એમ કહી પ્રસાદના મહિમા વશ અડધો રોટલો પ્રભુના હાથમાંથી ખુચવી લીધો અને પોતે જમી ગયા. ત્યારબાદ ભગવાન શ્રીહરિ હાથ પ્રક્ષાલન કરી બાયને પોતાના ચરણારવિંદની છાપ પુજવા આપી અને અંત કાળે પોતાના ધામમાં લઈ જવાનું વરદાન આપી ચાલતા થયા **(અદ્‌ભુતાનંદ સ્વામી વાર્તા–૮૫–પ્રાચિન અવૃત્તિ) (અસ્તુ)**

**(૫૨) ‘‘ડાબી કુખથી ઉપર અને બગલ નીચે બહારની બાજુએ બીજો નાનો તીલ છે (વ.મૃત.ઉપો.)’’**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક વખત મહારાજ જેતલપુર પધારેલા અને ઘણા ભકતો મહારાજ તથા સંતોને જમાડવા રસોઈ આપતા હતા. એ જેતલપુર ગામમાં એક અતિ દરીદ્ર પણ દિલના ઉદાર અને પ્રેમી એવા જીવણભક્ત પોતાની પત્ની સાથે રહેતા હતા તેઓને પણ મહારાજને જમાડવાની ઈચ્છા થઈ આવી પરંતુ ઘરમાં કંઈજ હતુ નહિ તેથી દિલમાં દુ:ખ થતુ હતુ. પછી જીવણ ભકતે

પોતાની પત્નીને કહયુ ‘હું ડોડીની ભાજી લઈ આવું અને તુ મઠનો રોટલો કર’ પછી બાઈએ મઠનો રોટલો કર્યો અને ભગત સીમમાંથી ડોડીની ભાજી લઈ આવ્યા એટલે તેને બાફીને તેમાં મીઠું નાખ્યું અને એક થાળીમાં લઈ જઈ જીવણભકત દેવસરોવર કાંઠે બાદશાહી મહેલ ઉપર શ્રીહરિ બેઠા હતા, ત્યાં આવ્યા પરંતુ ભગતને મહારાજ પાસે જતા હૃદયમા સંકોચ થતો હતો. અચાનક મહારાજની ચકોર દ્રષ્ટિ પોતાના અતિ સ્નેહી ભકત ઉપર પડી તરત જ વાતો કરવાની બંધ કરી ચીંથરેહાલ ઉભેલા જીવણ ભગતને હાથના ઈશારાથી પોતાની પાસે બોલાવ્યા હર્ષઘેલા ભગત ભગવાન પાસે પહોચ્યાં અને કહ્યું ‘હે નાથ! આપના માટે હું આ થાળ લાવ્યો છુ’ ભકતભાવને આધિન એવા પ્રભુએ તેઓના ભાવને જોઈ તરત જ વસ્ત્ર દૂર કરી હાથમા મઠનો રોટલો લઈ જમવા માંડયા અને તે રોટલાના વખાણ કરવા લાગ્યા. અડધો રોટલો જમી રહયા ત્યાં બ્રહ્માનંદ સ્વામીએ વિચાર્યુ કે ‘જો પ્રભુ મઠનો રોટલો બધો જમી જશે તો તેઓના **ઉદરમાં તે ચૂકશે.’** એટલે સ્વામીએ યુકિતથી કહયુ “મહારાજ! આપ વખાણો છો પણ ખાય તે તેને ખબર પડે અમને પ્રસાદી આપો તો સ્વાદ જણાય” એમ કહી સુરાખાચરને ઈશારો કર્યો એટલે તેમણે રમુજ કરી મહારાજના હાથમાંથી રોટલો લઈ લીધો. ત્યારે શ્રીહરિ કહે “ તમે અમારા હાથમાંથી રોટલો લઈ લીધો પણ આ પ્રસાદી તમારા હાથમાં રહેવાની નથી” એમ જયાં કહે છે ત્યાં આકાશમાંથી એક સમળી ઝડપ લઈને આવી અને સૂરાખાચરના હાથમાંથી રોટલો લઈને ચાલી ગઈ. શ્રીહરિ આ રીતે પ્રાતઃ કાળમાં જીવણ ભકતનો મઠનો રોટલો જમ્યા અને જે પ્રસંગ બન્યો તે સમયે યોગનંદ સ્વામી ત્યાં જ ઉભા હતા અને આ અલૌકિક પ્રસંગ જોઈ તેમના મુખમાંથી એક શ્લોક સરી પડયો "स्नातं चन्दनचर्चितं निजजनैः पुष्पसृजालंकृतं, प्रातः सूर्यमयूखसेवितं मुखं श्रीचन्द्रशालोपरि । धृत्वारोटकमेक पाणितलके भंक्त्वान्यहस्तेन तं भुञ्जानं प्रविलोक्यसेवकगणान् वन्दे सदा स्वामिनम्।। પ્રાતઃકાળે સ્નાન કરીને તૈયાર થયેલા શ્રી હરિને પોતાના ભકતજનોએ ચંદનની અર્ચા કરી અને ફૂલોના હાર પહેરાવી શુસોભિત કર્યા છે. સવારના પહોરમાં સૂર્યના કિરણો જેમના મુખારવિંદ ઉપર આવી રહ્યા છે અને જે સ્વયં અગાશીમાં આસન ઉપર વિરાજેલા છે એક હથેળીમાં રોટલો રાખીને બીજે હાથે તેને ભાંગી અને ભક્ત જનોની સામે કૃપાદ્રષ્ટિ કરીને જમે છે તે આ સ્વામિનારાયણ ને હું સદા વંદન કરૂ છું.” (અસ્તુ)

**(૫૩) ''ડાબી કુખની ઉપર અને બગલ નીચે બહારની બાજુએ ત્રીજો તીલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

નીલકંઠ વર્ણીને જયારે નારીના અંગની ગંધ પણ આવતી ત્યારે તેઓના **ઉદરમાં અન્નપણ** રહેતુ નહી આ પ્રસંગનું વર્ણન કરતા નિષ્કુળાનંદ સ્વામી કહે છે 'આવે નારી તણો ગંધ જયારે, **રહે નહિ પેટે અન્ન** ત્યારે । અતિ દ્રવ્ય ત્રિય તન ત્યાગી, વળી અંગે અત્યંત વૈરાગ્ય' **(ભક્તચિંતામણી ૪૦/૨૮) (અસ્તુ)**

**(૫૪) ''ડાબી કુખથી ઉપર અને બગલ નીચે બહારની બાજુએ ચોથો તીલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબંધી ચરિત્ર એવુ છે કે...**

એક ગામમાં એક ભકતના ઘરે ભગવાન શ્રીહરિ ભોજન કરવા પધારેલા પણ તે હરિભકતની મોટા ભાઈની પત્ની-જેઠાણીએ સત્સંગની દ્વેષી હતી. પ્રભુ ભોજન કરવા પધાર્યા એટલે સત્સંગ પરના દ્વેષને કારણે રસોઈમાં બનાવેલ લાડવામાં રેતી અને દાળમાં અતિશય મીઠુ નાખ્યું. ભગવાન શ્રી હરિ તો એવુ અન્નપણ જમી ગયા પણ જમતી વખતે મહારાજ જેઠાણીને ઉદ્દેશીને કહે "તારા હાથનું જમીને <u>આ અમારૂં ઉદર પત્થર જેવું</u> થઈ ગયુ છે"

તથા "અને ક્યારેક તો ડાબા હાથને **કેડ ઉપર (કુંખઉપર)** મુકીને જમણા હાથને હલાવતા થકા ચાલે છે" (વ.મૃત. પરથાશે)

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે કે "तत्तुन्दं ध्यायतस्त्यागो गुणश्चायाति निग्रहः । रसास्वादस्तथा द्यूतं दोषो गच्छत्यधावहम्।"-શ્રી હરિની ઉદરનું ધ્યાન કરનારા ભક્તમાં ત્યાગ અને નિગ્રહ ગુણો આવે છે. રસસ્વાદ તથા પાપને ઉત્પન્ન કરનાર દ્યુત દોષ નાશ પામે છે. (**"त्यागः"–**આત્માના હિતમાં વિરોધી પદાર્થોના સંગ્રહનો ત્યાગ, **"निग्रह"–**માયિક વિષયોમાં સ્વાભાવિક પ્રવૃત્તિશીલ ઈન્દ્રિયો તથા અંતઃકરણનો શાસ્ત્રૌક્ત નિયમોથી નિરોધ કરવો તે **"द्यूर्त"–જુગાર– શ્રીહરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૧૯)''**

**(૫૫) ''હૃદયને વિષે રોમનું શ્રીવત્સનું ચિહ્ન છે (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

શ્રી વત્સનું ચિહ્ન એ **લક્ષ્મીજીનું પ્રતિક છે, ભગવાન શ્રીહરિના વક્ષઃ સ્થળ પર લક્ષ્મીજીનો નિત્ય નિવાસ કેવી રીતે? તો આ સબંધમાં વાસુદેવ માહાત્મ્ય અ. ૧૫ માં કથા આવે છે કે જ્યારે કશ્યપ ઋષિના પુત્રો દેવો અને દાવનો અમૃતની**

પ્રાપ્તિ અર્થે મંદાચલ પર્વતને મથાની અને વસુકી નાગને નેતરૂ બનાવી ક્ષીર સાગરનું મંથન કરતા હતા ત્યારે ક્ષીર સાગરમાંથી ભગવતી લક્ષ્મીજી નું પ્રાગટ્ય થયુ બધા દેવો અને દાનવો એવું ઇચ્છતા હતા કે લક્ષ્મીજી અમોને વરે પણ ભગવતીશ્રી અકામ એવા રૂપ અને ગુણોના નિધાન એવા શ્રી ભગવાનને આશર્યા, અને ભગવાન શ્રીમન્નારયણ પણ લક્ષ્મીજીની ભકિતને વશ થઇ તેમનું પાણી ગ્રહણ કરવા તૈયાર થયા. તદન્તર ક્ષીર સાગરના કિનારે ભગવાન લક્ષ્મીનારાયણ દેવના લગ્ન થયા અને તે પછી લક્ષ્મીજીની ભક્તિ અને સમર્પણથી પ્રસન્ન થઇ શ્રી ભગવાને લક્ષ્મીજીને પોતાના વક્ષઃ સ્થળમાં ચિહ્ન રૂપે સ્થાન આપ્યુ '' विष्णुवक्षः स्थले स्थिताम् " "पश्यतां सर्वदेवानां ययौ वक्षः स्थलंहरेः (वि.पु)" तस्या श्रियश्च भगवान् ददौ स्थानमुरः स्वकम् (વા.મા.અ.૧૫)'' આમ શ્રીમન્નારાયણના વક્ષઃ સ્થળમાં શ્રીનું અખંડ સાન્નિધ્ય થઇ ગયુ. ભગવાન શ્રીમન્નારાયણ ધરાતલ પર અવતાર ધારણ કરીને પધારે છે ત્યારે પણ તેઓના વક્ષઃ સ્થળ પર શ્રી વત્સનું ચિહ્ન હોય જ છે. અક્ષરાધિપતિ જ્યારે રામાવતાર ધારણ કરી રઘુકુળમાં પ્રગટ થયા ત્યારે પણ તેઓના વક્ષઃ સ્થળ પર શ્રી વત્સનું ચિહ્ન હતુ જેમ કે તુલસીદાસ કહે છે ''ઉર શ્રી બત્સ રૂચિર બનમાલા- વક્ષઃ સ્થળમાં શ્રી વત્સથી, વનમાળીથી, ચન્દ્રકારથી દીપતા (રામ. મા.બા ૧૪૬/૩)'' ''श्री वत्सवक्षा नित्यश्रीरजय्यः शाश्वतो ध्रुवः" શ્રીરામના વક્ષઃ સ્થળમાં શ્રીવત્સનુ ચિહ્ન છે (શ્રી વાલ્મિકી રામાયણ/યુધ્ધકાંડ/ અ-૧૧૧/શ્લોક-૧૩)'' આથી શ્રીરામ એ સાક્ષાત શ્રીમન્નારાયણ જ હતા એવું સ્પષ્ટ થયું. તેમ ભગવાન શ્રીમન્નારાયણ કૃષ્ણાવતાર ધારણ કરીને પધાર્યા ત્યારે પણ તેઓના વક્ષઃ સ્થળ પર શ્રી વત્સનું ચિહ્ન હતુ જેમ ભાગવતકાર કહે છે '' बुहदुरः श्रियो वीक्ष्य- લક્ષ્મીજીના નિવાસ

સ્થાન તમારૂ વિશાળ વક્ષઃ સ્થળ (ભા.૧૦/૩૨/૧૭)'' ''उरसि स्थिर विद्युत-તેમના વક્ષઃ સ્થળ પર જે શ્રીવત્સની સોનેરી રેખા છે. (ભાગ. ૧૦/૩૫/૪)'' આથી શ્રીકૃષ્ણ પણ સાક્ષાત્ શ્રીમન્નારાયણ ભગવાન જ હતા. એમ સ્પષ્ટ થયુ. તેજ પ્રમાણે ભગવાન સ્વામિનારાયણ પણ ધરાતલ પર પધાર્યા ત્યારે તેઓના વક્ષઃ સ્થળ પર પણ શ્રી વત્સનું ચિહ્ન હતુ જેમ વચનામૃતના ઉપોદ્ઘાતમાં સંતો લખે છે "અને હૃદયને વિષે રોમનું શ્રી વત્સનું ચિહ્ન છે.'' હરિચરિત્રમ્ (૪/૮/૨૪) માં પણ અખંડાનંદ બ્રહ્મચારી કહે છે. "श्रीवत्ससंज्ञंकमलापतेर्हरेर्लक्ष्माऽस्तिरोम्णां विततोरसि प्रियम्-લક્ષ્મી પતિ શ્રીહરિની વિશાળ છાતી ઉપર રમણીય શ્રીવત્સનું ચિહ્ન છે.'' આમ ભગવાન સ્વામિનારાયણ પણ સાક્ષાત્ શ્રીમન્નારાયણ ભગવાન જ હતા એવું સ્પષ્ટ થયુ. આ શ્રીવત્સનું ચિહ્ન પર ધામમાં રહેલા ભગવાનનામૂળ રૂપમાં પણ જોવા મળે છે. જેમ કે (મુક્તાનંદ કાવ્ય/ધામવર્ણન ચાતુરી/ ચાતુરી/૧૨/૫) માં પર રૂપના વર્ણન પ્રસંગમાં મુક્તાનંદ સ્વામી કહે છે. ''વૃક્ષઃ સ્થલવાલાતણું, સુખરૂપ કલમાધામ.''

ઉક્ત પ્રમાણોથી એ વાત સ્પષ્ટ થાય છે કે શ્રી વત્સનું ચિહ્ન જેના વક્ષઃ સ્થળ પર હોય છે તે સાક્ષાત્ લક્ષ્મીજીના પતિ શ્રીમન્નારાયણ જ કહેવાય કારણ કે, આ ચિહ્ન શ્રીમન્નારાયણ સિવાય અન્ય કોઇના પણ ઉરૂ સ્થલ પર જોવા મળતુ નથી, આ ચિહ્ન તેઓને ઓળખવાનું અસાધારણ લક્ષણ છે અને આ વાત પ્રમાણથી પણ સિદ્ધ થાય છે જેમ કે વૃત્રાસુરના ત્રાસથી સંતપ્ત થયેલ દેવતાઓ ભગવાન નારાયણની કષ્ટ થકી છોડાવવા માટે તપશ્ચર્યા પરાયણ થયા અને દીર્ઘકાળની તપશ્ચર્યાના અંતે શ્રીમન્નારાયણ ભગવાન તેઓ સન્મુખ પ્રગટ થયા. ''ભગવાનના નત્રો શરદ ઋતુ વેળાના કમળ જેવા વિકસેલાં હતાં. તેમની સાથે

સોળ પાર્ષદો તેમની સેવામાં પ્રવૃત્ત હતા. તેઓ દેખાવે બધી રીતે ભગવાનના જેવા જ હતા સિવાય કે તેમના વક્ષઃ સ્થળ પર શ્રીવત્સનું ચિહ્ન તથા ગળામાં કૌસ્તુભ મણિ ન હતાં - आत्मतुल्यैः षोडशभिर्विना श्रीवत्स कौस्तुभौ । पर्युपासित मुन्निद्र शारदम्बुरूहेक्षणम् ।।– ભાગવતપુરાણ/૬/૯/૨૯)'' આમ આ પ્રમાણ પરથી એ સ્પષ્ટ થઇ જાય છે કે શ્રીવત્સનું ચિહ્ન જેના વક્ષઃ સ્થળ પર હોય તેજ સાક્ષાત્ લક્ષ્મીપતિ નારાયણ કહેવાય. આ શ્રીવત્સનું ચિહ્ન રામકૃષ્ણ શ્રીહરિ આદીના વક્ષઃ સ્થળ પણ જોવા મળતુ હોવાથી તેઓ પણ લક્ષ્મીજીના પતિ જ છે એમ સ્પષ્ટ થયું.

આ શ્રીવત્સના ચિહ્ન ઉપરાંત ભગવાન શ્રીમન્નારાયણ ના વક્ષઃ સ્થળ પર ભૃગુલાંછનનું ચિહ્ન પણ જેવો મળે છે. આ ભૃગુ લાંછન નું ચિહ્ન ભગવાનના ડાબા વક્ષઃ સ્થળ પર કેવી રીતે પડયુ તે સમ્બન્ધમાં પણ એક કથા પદ્મપ઼ાણમાં જોવા મળે છે. કથા એવી છે કે એક વખત ઋષિ મુનિઓની સભા ભરાઇ હતી તેમાં એ વાત પર ચર્ચા ચાલી કે, ત્રિદેવોમાં શ્રેષ્ઠ દેવ કોણ? બધાએ શાસ્ત્રોના પ્રમાણોથી પોતાના આરાધ્યદેવને શ્રેષ્ઠ બતાવવાનો પ્રયાસ કર્યો. પણ તેઓ એક નિર્ણય પર આવી ન શક્યા એટલે ત્રિદેવોમાંથી શ્રેષ્ઠ કોણ એની પરીક્ષા કરવા બધાજ ઋષિઓએ ભૃગુજીને મોકલ્યા એટલે તેઓ પ્રથમ બ્રહ્મ લોકમાં ગયા ત્યાં બ્રહ્માજી સભામાં મોટા મોટા ઋષિઓ સાથે બિરાજેલા ભૃગુજી એ બ્રહ્માજીના પુત્ર હતા એટલે તેઓએ તેમને પ્રમાણ કરવા જોઇએ પણ તેઓએ બ્રહ્માજીનો કાંઇપણ સત્કાર ન કર્યો જેથી બ્રહ્માજી ક્રોધિત થયા પણ તેઓએ પોતાનો ક્રોધ મનમાજ સમાવિ દીધો. પરંતુ ભૃગુ ઋષિ તેઓનો મનનો ભાવ જાણી ગયા અને ત્યાંથી જતા રહ્યા, ત્યારબાદ તેઓ કૈલાસમાં આવ્યા. ભૃગુને આવતા જોઇ ભગવાન શંકર તેઓને પોતાના ભાઇ જાણી સામે મળવા ગયા પણ ભૃગુજીએ ભગવાન

શંકરનું અપમાન કરતા કહ્યું ''તુ તો અવળે માર્ગે જનારો છે'' એમ કહીને તેઓનું અપમાન કર્યુ એટલે ભગવાન શંકરને અતિક્રોધ ઉપજેવો અને તેઓને મારવા પોતાનું ત્રિશુલ હાથમાં લીધુ પરંતુ તેઓને આમ કરતા ભવાનીએ વાર્યા એટલે ભૃગુજી કૈલાસ છોડી જતા રહ્યા અને વૈકુંઠ લોકમાં આવ્યા. ત્યા ભગવાન શ્રીમન્નારાયણ શેષ સૈયા પર સૂતેલા હતા માતા લક્ષ્મી ચરણ ચાંપતા હતા. ભૃગુ ઋષિ તો ત્યાં પણ આવ્યા અને જઇને સીધીજ ભગવાન શ્રીમન્નારાયણ ના ડાબા વક્ષ સ્થળ પર કશીને લાત મારી. ભગવાન લાત વાગવાથી જાગૃત થયા અને મુનિને પોતાના આસન પર બેસાડી તેમના પગ દાબવા લાગ્યા અને બોલ્યા ''મહર્ષિ! મારું વક્ષ સ્થળ નો અતિ કઠોર છે અને તમારા ચરણતો બહુ કોમળ છે માટે તેમા અતિપિડા થતી હશે.'' ભૃગુઋષિ તો ભગવાન શ્રીહરિની આ ક્ષમાવૃત્તિ જોઇને અવાક્ થઇ ગયા અને ત્યાંથી તેઓ પુનઃ ઋષિઓની સભામાં આવ્યા અને તેઓને બધી વાત કરી અને ત્રણેય દેવમાં ભગવાન નારાયણની શ્રેષ્ઠતા જાહેર કરી, ભૃગુજીએ જે પાદનો પ્રહાર કરેલો તે પાદનો પ્રહાર ભગવાને કાયમ માટે વક્ષ સ્થળ પર ધારણ કરી રાખ્યો જે ''ભૃગુલાંછન'' તરીકે ઓળખાય છે. આ ભૃગુલાંછન ભગવાન શ્રીરામના વક્ષઃ સ્થળ પર પણ હતુ. જેમ કે તુલસી દાસજી રામ ચરિત્ર માનસ માં કહે છે. ''केकी कंठा भनीलं सुरवरविलस द्विप्रपदाब्जचिह्नं । મોરના કંઠ જેવા નીલવર્ણવાળા, દેવતાઓમાં ઉત્તમ, વક્ષઃસ્થળ પર શોભતા ભૃગુ લાંછનવાળા (રામચરિત્રમાનસ/ઉત્તરખંડ/મંગલાચરણ શ્લોક-૧)'' ''ઉર ધરા સુરપદ લસ્યો ॥ મનોહર વિશાળ છાતી પર બ્રાહ્મણ ભૃગુનીજીના ચરણનું ચિહ્ન શોભી રહ્યુ છે. (રામ. મા. લંકા ૮૫/૬)''

**આ ભૃગુલાંછનનું ચિહ્ન ભગવાન સ્વામિનારાયણ ના વક્ષઃ સ્થલ પર પણ હતુ જેમકે આધારાનંદ સ્વામી કહે છે. ''છાતીમાં ભૃગુલાંછનનું ચિહ્ન હતુ. (હ.ચ.સાગર ૪/૧/૨૬)'' ''શ્રીહરિની છાતીમાં શ્રીવત્સે સહિત ભૃગુ લાંછનનું ચિહ્ન દેખાતુ હતુ. (હ.ચ.સા. ૪/૨૭/૧૩)'' ''ઊપડતી વિશાળ છાતી ઘણી ઘટાદાર હતી, તેમાં શ્રીવત્સનું ચિહ્ન અને ભૃગુલાંછન હતુ (હ.ચ. સાગર ૧૨/૫૩/૮)''**

**આ ભૃગુલાંછનનું ચિહ્ન એ કેવલને કેવલ પુરૂષોત્તમ નારાયણના જ વક્ષઃ સ્થલ પર જોવા મળે છે. બીજાના વક્ષઃ સ્થળ પર નહી. આ ચિહ્ન પણ પુરૂષોત્તમ નારાયણનું અસાધારણ લક્ષણ છે.** ભગવાન સ્વામિનારાયણ પણ રામકૃષ્ણાદિ અવતારોની જેમ સાક્ષાત્ શ્રીમન્નારાયણ હોવાથી એમના વક્ષઃસ્થળ પર આ બન્નેવ ચિહ્નો જોવા મળે છે.

**આ ચિહ્ન સંબંધી ચરિત્ર એવુ છે કે...**

સંવત ૧૮૮૫ના ફાગણ સુદી-૧૧ એકાદશીને દિવસ સ્વામી શ્રીસહજાનંદજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં શ્રી ગોપીનાથજીના મંદિર વિષે વિરાજમાન હતાને સર્વ શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતાને પોતાના મુખારવિંદ આગળ પરમહંસ તથા દેશદેશના હરિભક્તોની સભા ભરાઈ બેઠી હતી.

પછી શ્રીજી મહારાજ બોલ્યા જે વાસુદેવ ભગવાનનો એકાતિંક ભક્ત કેને કહિ એ તો જેને વિષે સ્વધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને માહાત્મ્યેયુક્ત એવી વાસુદેવ ભગવાનની અનન્યભક્તિ એટલા વાનાહોય તેને એકાંતિક ભક્ત કહિએ અને એની ગતિએમ કહી છેજે 'એનો વાસુદેવ ભગવાનમાં પ્રવેશ થાય' તે પ્રવેશ તે શુ તો તેજનાં મંડળને વિષે દિવ્યમૂર્તિ એવા જે વાસુદેવ ભગવાન્ તેને વિષે એ ભક્તને સ્નેહ હોય તે સ્નેહે કરીને વાસુદેવ ભગવાનની મૂર્તિને વિષે એના મનનું નિરંતર અનુસંધાન રહે ને આસક્ત થકોવર્તેને એવી રીતે રહ્યો થકોએ વાસુદેવ ભગવાનની સેવાને વિષે પણ બહાર થકી રહે "જેમ લક્ષ્મીજી છે તે વાસુદેવ ભગવાનના હ્રદયને વિષે **ચિહ્નરૂપે (શ્રીવત્સનાચિહ્ન રૂપે)** સ્નેહના આધિક્ય પણે કરીને રહ્યા છે ને

બહારથકી સ્ત્રીરૂપે કરીને સેવામાં પણ રહ્યા છે તેમ તે એકાંતિક ભક્તનો વાસુદેવ ભગવાનને વિષે પ્રવેશ જણાવો" (ગ.અં-૩૩)

**(૫૬) ''છાતીની વચ્ચે અર્ધચંદ્રકારે પાંચતસુ પહોળુ ને જરાકરાતુ એવું એક ચિહ્ન છે તે જમણી કોરે કાંઈક વિશેષ ચઢતુ છે. (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એકવાર શ્રીજી મહારાજ આખા ગામ પધાર્યા, ત્યારે ગામ સોંસરા થઈને નરસી દવેને ઘરે ગયા અને નરસી દવેને કહ્યું કે, ' તમને કોઈ પૂછે કે અહીં મહારાજ છે? તો ના પાડજો.'

એમ કહી નરસી દવેના ઘરમાં છાના રહ્યા ને તેમનાં ઘરનાં જે લાડકીબાઈ તેણે થાળ કર્યો ત્યારે મહારાજ સ્નાન કરી પીતાંબર પહેરીને થાળ જમવા પધાર્યા, અને બાજોઠ ઉપર જમવા બેઠા અને બીજા બાજોઠ ઉપર થાળ પીરસીને મેલ્યો. ત્યારે મહારાજ જમવા માંડયા ને દહીં દૂધ સારી પેઠે જમ્યા. પછી ચળુ કરીને મુખવાસ જમ્યાં પછી ઘડીક વાતો કરીને પોઢી ગયા. પછી નરસી દવે બજારમાં ગયા ત્યારે એક મેમણે કહ્યું. 'તમારે ઘરે સ્વામિનારાયણ નથી આવ્યા? આંહીથી જાતાં મેં નજરે ભાળ્યાં હતાં.' ત્યારે નરસી દવે કહે, 'તે તો બીજો બાવો હશે' ત્યારે તે બોલ્યો કે "હું સ્વામિનારાયણને ઓળખું છું.કારણ કે, '**તેની છાતીમાં અર્ધા ચાંદા જેવું છે ને તે જમણીકોર જરાક ચડીયાતું છે ને તે પાંચ આંગળ પહોળું છે ને જરાક રાતું છે'** માટે તમે ખોટું બોલશો નહિ, અને જો તમે ખોટું બોલશો તો ઓણવરસાદ નહિ વરસે." તે સાંભળી નરસી દવેએ ઘરે આવીને તે વાત મહારાજ આગળ કરી, ત્યારે મહારાજ કહે, "જુઓને, તે જાતનો મુસલમાન છે પણ તેણે અમને કેવા ઓળખી લીધા? માટે અમે તેનું કલ્યાણ કરશું"(**હરિચરિત્રચિંતામણી/ભાગ-૧/વાર્તા-૧૫૬) (અસ્તુ)**

### (૫૭) ''અર્ધચંદ્રની ડાબી કોરે એક મોટો તિલ છે(વ.મૃત.ઉપો.)''



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

મુકતાનંદ સ્વામી વડોદરા શાસ્ત્રાર્થ કરવા ગયા હતા. તેઓ વડોદરામાં શાસ્ત્રીય ચર્ચામાં વિજયી થઈને વડતાલ આવ્યા. ત્યારે ભગવાન શ્રીહરિએ રાજી થઈ પોતાના **ઉરમાંથી હારકાઢી** તેઓને પહેરાવ્યો આ પ્રસંગનું વર્ણન કરતા વિહારીલાલજી મહારાજ કહે છે "એજ અવસરે વટપુર થકી, મુકતાનંદ આવ્યા તહાં નકી ॥ મતવાદીઓને જિતિ આવ્યા, સારો સંદેશો ભૂપનો લાવ્યા પ્રભુ કહ્યું પ્રણમીને થાય, ભૂપ આપને મળવા ચહાય ॥ વારેવારે

કહ્યું મુજકને, કયારે મળશે મહા પ્રભુ મને । તેડાવ્યાનો કરે છે વિચાર, પેખ્યો ભૂપનો પૂરણ પ્યારા। મતવાદીને જીતિયા જેહ, જાણી રાજી થયા પ્રભુ તેહ । **<u>આપ્યો ઉરથી</u>** **<u>પ્રસાદિનો હાર,</u>** પ્રસંશા કરી વારમવારા। **(હરિલાલમૃત/૮/૪૪/૬ થી ૯) (અસ્તુ)''**

**(૫૮) ''<u>એ ચિહ્નની ડાબે કોરે બીજો</u> નાનો તિલ બે આંગળને છેટે છે. (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

દ્વારકાથી રણછોડરાય સપરિવાર વડતાલ પધાર્યા ત્યારે દ્વારકાધીશ સાથે ગોમતીજી પણ વડતાલ પધાર્યા, અને ધારૂ તળાવમાં રહ્યા પણ તે ધારૂ તળાવ થોડુ નાનુ અને છીછરૂ હતું.

ભગવાન શ્રીહરિની આજ્ઞાથી સંતો ભક્તો સાથે ભગવાન શ્રીહરિ પણ તળાવ ખોડવામાં જાતે માટી ઉપાડવા લાગ્યા. જે સંતો હરિભક્તો તળાવ ખોદતા તેઓનું આખું શરીર માટીથી રગડોળાય જાય તેવા કેટલાયે સંતો ભક્તોને તેઓની સેવા બદલ શ્રીહરિ તેઓને બાથમા લઈને મળતા તથા કોટલાકને **ઉરમાંથી હાર કાઢીને પહેરાવતા.** આ પ્રસંગનું વર્ણન કરતા વિહારી લાલજી મહારાજ કહે છે "નિત્ય ગોમતીસરને ગળાવે, બહુ જન કામ કરવાને આવે । મૃતિકા પ્રભુ પોતે ઉપાડે, અતિ ઉત્સાહ એવો દેખાડે ॥ શરીરે ગારો વળગેલો જેને, તોય ભેટે મહાપ્રભુ તેને । **આપે ઉરથિપ્રસાદી ના હાર**, એમ હેત જણાવે અપાર ॥ **(હરિલાલમૃતમ્-૮/૫૨/૩૩/૩૪)''** (અસ્તુ)

**(૫૯) ‘‘એ તિલ તેથી ડાબે કોરે બે તસુ છેટે ડાબા સ્તનથી ઉપર એક તીલ છે(વ.મૃત.ઉપો.)’’**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

વડતાલમાં લક્ષ્મીનારાયણ દેવનાં મંદિરનું કામકાજ ચાલતુ હતુ એવા સમયમાં ચૈત્રસમૈયો આવ્યો ભગવાન શ્રીહરિ વડતાલ પધાર્યા હતા, તે સમયે જેના ઘરમાં અસંખ્ય નોકરો કામકાજ કરવા માટે હતા એવા ધનાઢ્ય ગૃહસ્થ હરિભક્તો પણ મંદિરની સેવા કરતા હતા. તેઓ સર્વેના અંગો ધૂળથી લઠપઠ થઈ ગયા હતા. આવા ધૂળથી લઠપઠ થઈ ગયેલા અંગોવાળા ભક્તોને ભગવાન શ્રીહરિ પોતાના **ઉરે લગાવતા** હતા. આ પ્રસંગનું વર્ણન કરતા

વિહારીલાલજી મહારાજ કહે છે "ચલાવ્યુ કામ મંદિરતણુ, પાસે રહીને પ્રભુજીએ ઘણું । ઈંટવાડે જઈ સહુ સાથ, માવો લેતા ઈંટ નિજમાથે ॥ તેથી સંઘના સૌ સત્સંગી, ઈંટો ઉપાડે અધિક ઉમંગી । ઘણા ગામના ઠાકોર હોય, માથે ઈંટો ઉપાડે તે તોયા। કરે જડ પથિ જે કોઈ કામ, ઘણું રીઝે તેને ઘનશ્યામ । કચરાળાં કર્યા દિસે અંગ, <u>શ્યામ દાબે તેને છાતિ સંગ ॥ આપે છાતીમાં ચરણની છાપ</u>, કોઈને તો વખાણે આપ । આપે કોઈને હાર પ્રસાદી, જે ઈચ્છે છે ઈંદ્ર બ્રહ્માદિ **(હરિલાલમૃતમ્–૮/૧૧/૩૬ થી ૩૯)'' (અસ્તુ) ''**

**(૬૦) ''ડાબા સ્તન ઉપર એક છાપનું ચિહ્ન છે (વ.મૃત.ઉપો.)''**



**''નિલકંઠ વર્ણી તિર્થોમાં વિચરણ કરતાં જુનાગઢમાં ગીરના જંગલમાં આવેલા તુલસીશ્યામ નામના તિર્થમાં પધાર્યા અને ત્યાં કેટલાક દિવસ રોકાયા અને તે સ્થાનમાં તેઓએ પોતાના વક્ષઃસ્થલમાં (છાતીમાં) બે છાપ લીધી.''(હરિચરિત્રામૃતસાગર /૨/૫૧/૨૬)**

**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે**...

ગામ વિરામગામના દુર્લભરામ ને કામેશ્વરએ બે બ્રાહ્મણો હતા તે કાશી એ વિદ્યાભ્યાસ કરવા ગયા હતા. ત્યાં બારવરસ સુધી વિદ્યાભ્યાસ કર્યો પછી તેઓ દેશમાં આવ્યા ત્યારે પોતાના ગામમાં સાંભળ્યુ કે 'સ્વામિનારયણ ભગવાન કહેવાય છે અને તેઓને કોઈ જીતી શકતુ નથી.' બન્ને જણે વિચાર કર્યો કે 'આપણે બાર વરસ સુધી કાશીએ ભણ્યા છીએ. અને સ્વામિનારાયણ ને હરાવીએ નહિ તો આપણી વિદ્યા શા કામની?' એમ ધારી બન્ને જણ કાઠિયાવાડ તરફ આવ્યા. અમરેલીમાં તુલસી દવે કરીને તેમના સંબંધી હતા તેમને પ્રથમ મળી આવ્યા, પછી વળતી વખતે ગઢપુર આવ્યા અને ઉન્મદ્ગંગામાં સ્નાન કરવા માટે રોકાણા એટલામાં ઘણાક સંતોના દર્શન થયા તથા ઘણા હરિભક્તો તેઓના જોવામાં આવ્યા. પછી બન્ને એ વિચાર કર્યો કે ' આટલા બધા માણસોમાં આપણે સ્વામિનારાયણને હરાવી શકશુ નહિ અને સામુ આપણું અપમાન થશે પણ તે ભગવાન કહેવાય છે તો આપણે જે સંકલ્પ કરીને જઈએ તે સત્ય કરે તો ભગવાન ખરા' પછી દુર્લભ રામ કહે મારે સંકલ્પ છે કે 'હું સર્વવિદ્યા ભણ્યો છું તે પુછી જુએ અને આપણે જઈએ ત્યારે આપણને ગાલીચો નાંખીને બેસાડે અને પાંકા સિધા આપે તો ભગવાન ખરા ત્યારે કામેશ્વર કહે મારે એવો સંકલ્પ છે કે 'ભૃગુઋષિએ છાતીમા પાટુ માર્યુ છે તે ભૃગુલાંછન દેખાડે તો ભગવાન ખરા' પછી બેઉ જણા નદીમાં સ્નાન કરી દરબારમાં આવ્યા અને લીંમડા નીચે ઉભા રહ્યા. પછી મહારાજ બોલ્યા કે 'દુર્લભરામ કામેશ્વર ચાલ્યા આવો' પછી તે બેઉ જણા મહારાજ પાસે આવ્યા. ત્યારે મહારાજ કહે આતો ભણેલાવિદ્વાન બ્રાહ્મણો છે એટલે પાથરવા માટે ગાલીચો લાવી તેમને પાથરી આપો.' પછી તે સભામાં બેઠા. મહારાજ બોલ્યા કે 'દુર્લભરામ કામેશ્વર તમે તો બાર વર્ષ સુધી કાશીએ અભ્યાસ કરી આવ્યા.' પછી બેઉ જણે કહ્યું 'હા મહારાજ' મહારાજ કહે 'તમો બેઈ જણા અમરેલી જઈ તુલસીદવેને મળી આવ્યા?' ત્યારે બેઉ જણા કહે 'હા મહારાજ' મહારજ કહે 'દુર્લભરામ તમે કૌમુદી ભણ્યા છો અને તેની ત્રણટીકાઓ ભણ્યા છો ?' ત્યારે દુર્લભરામ કહે 'હા મહારાજ.' પછી મહારાજે દાદાખાચરને કહ્યું 'આ બન્ને ને પાકાસિધા આપો.'

ત્યારપછી મહારાજ કામેશ્વરને ઉદ્દેશી કહેવા લાગ્યા કે 'કામેશ્વર જુઓને નાનપણમાં અમને કંઈક વાગ્યુ છે' એમ કહી લીલાકીનખાબની ડગલી પોતે પહેરી હતી તેના કશ છોડીને પોતાની છાતી દેખાડી અને કહ્યુ કે ' જુવોને અમને કંઈક નાનપણમાં વાગ્યુ છે' ત્યારે તેઓ બન્ને જણાએ ભગવાન શ્રીહરિના **<u>ડાબા વક્ષસ્થળપર ભૃગુલાંછન નુ ચિહ્ન જોયુ</u>** ત્યારબાદ બન્ને જણા ઉભા થઈ પ્રભુને પગે લાગ્યા અને કહ્યુ 'હે પ્રભુ! તમોએ અમારો સંકલ્પ સત્ય કર્યો માટે આપ સાક્ષાત્ પરમાત્મા છો' (**અક્ષરાનંદ સ્વામીની વાર્તા /૧૯૮**) (અસ્તુ)

**(૬૧) ''જમણા સ્તન ઉપર એક છાપનું ચિહ્ન છે. (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

વડતાલ લક્ષ્મીનારાયણ દેવના મંદિરનું કામકાજ ચાલતુ તે સમયે ભગવાન શ્રીહરિ વડતાલ પધારેલા અને અક્ષરાનંદસ્વામી ભગવાન શ્રીહરિને મંદિરનું કામકાજ કેવુ ચાલે છે તે બતાવતા હતા મંદિરનો પાયો તૈયાર થઈ ગયો હતો મંદિરનું કામકાજ અતિશિઘ્ર ચાલતુ જોઈ શ્રીહરિ અત્યંત પ્રસન્ન થયા અને **પોતાના ઉરમાં (છાતીમાં)** જે પુષ્પનો હાર પહેરેલો હતો તે કાઢીને અક્ષરાનંદ સ્વામીને પહેરાવ્યો. આ પ્રસંગનું વર્ણન કરતા વિહારીલાલજી મહારાજ કહે છે "સંત મંડળ સાથે લઈ, પછી વિચરીયા વૃષલાલ । ફરતા ફરતા આવિયા, થોડાવાસરમાં વડતાલ ॥ ત્યાંતો તૈયાર થયો હતો, મોટા મંદિરનો પરથારા જોઈ હૃદયરાજી થયા, ધર્મરક્ષક ધર્મકુમાર ॥ ચાલતું હતું ત્યાં કારખાનું, મોટું મંદિર તે કરવાનું । સંત હરિજન પાળા અપાર, કરતા હતા કામ તે હાર । જોયા ત્યાં કેટલા એક કડિયા, ચણવા સારૂ પાલખે ચડિયા લાવો લાવો ઈંટો એમ ભાખે, કોઈને પળ ઉભા ન રાખે ॥ કોઈ માથે ઈંટો લેઈઆવે, કોઈ તો તગારાં ભરી લાવે । એક એક સાથે કરે હોડ, દેવા વસ્તુ કરે દોડાદોડ ॥ કોઈ ઠેકાણે ચૂનો પિલાય, કોઠ ઠામ ઈંટો ખડકાય । હેડો ગાંડા તણી ઘણી આવે, માટી ચૂનો ઈંટો ભરી ભાવે ॥ થઈ એ થકી ભીડ અથાગ, રસ્તે ચાલવા નવ મળે માગા કરેકામ જનો ટોળે ટોળે, જય સ્વામિનારાયણ બોલે ॥ ઘડે છે પથરા કોઈ ઠામ, તેના શબ્દે ગાજી રહ્યું ગામ । કયાય લુહાર લોઢાં ઘડે છે, કયાંઈ સૂતાર કામ અડે છે ॥ રસ્તે જનારા જન એહ ઠામ, જોઈ જોઈને અચરજ પામે । જોઈ કોઈ કહે એહ ઠામ, રામે સેતુ રચી હશે આમ ॥ એવુ ચાલતું દેખીને કાજ, રહે રાજી થાય મહારાજ । અક્ષરાનંદને એહ હાર, **આપ્યો ઉરથી પ્રસાદિનો હાર ॥** માવો બોલિયા વાણી મધુરી, ઈંટો પાયામાં કેટલી પૂરી ? અક્ષરાનંદ ત્યાં એમ ભાખે, પૂરી પાયામાં તો નવ લાખે । ઉડો પાયો નખાવ્યો છે એવો, મેરૂ ડગતાં ડગે નહિ તેવો । સુણી શ્રીજીએ આપી શાબાશી, ઉતર્યામો'લમાં અવિનાશી" ॥ (**હરિલીલામૃત/૮/૯/૧૯ થી ૩૦**) (અસ્તુ)

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે **"ध्यायतस्तत्स्तनयुगं योगश्चाग्र्यं बृहद्व्रतम् । आयात्येव प्रयाति द्राग् धर्मिद्वेषस्तथा कलिः"**–શ્રી હરિના બન્ને સ્તનોનુ ધ્યાન કરનાર ભક્તમાં યોગ તથા શ્રેષ્ઠ બ્રહ્મચર્ય વ્રતરૂપી ગુણ આવે છે. ધર્મી પુરૂષોનું દ્વેષાચરણ તથા કળીયુગના ધર્મો તત્કાળ નાશ પામે છે.(**'योगः'**–પોતાના કલ્યાણના સાધનોનો નિરંતર

અભ્યાસ, 'ब्रह्मचर्यम्'–ત્યાગીઓને અષ્ટપ્રકારે સ્ત્રીનો ત્યાગ ગૃહસ્થાને તો પરસ્ત્રી સંગ વર્જન, 'धर्मिद्वेषः'–ધર્મવાળા પુરૂષો પ્રત્યે દ્વેષનું આચરણ 'कलि'– ભોગ્ય વર્ગોમાં ક્લેશ કરવારૂપ સ્વભાવપણું. **શ્રીહરિલીલાકલ્પતરૂ/ ૩/૬૪/૨૧)''** ''**वक्षश्चिन्तयतस्तस्य ग्राम्येहोपरमो गुणः। यज्ञश्चायाति यात्येव द्वेषश्चौर्यं च दूषणम् ।।**''–શ્રી હરિના વક્ષઃસ્થળનું ચિંતવન કરનાર ભક્તમાં વિષય વાંછનાથી વિરામ થતા યશરૂપી ગુણ આવે છે દ્વેશ અને ચૌર્યરૂપી દોષ નાશ પામે છે ('**ग्राम्येहोपरम**'–સંસૃતિ કરનારા ગ્રામ્યસુખથી વિરામ તેમ જ તે સુખ માટે ઉદ્યમ ન કરવો તે, '**यज्ञः**'–સ્વધર્મ,, તપ, અષ્ટાંગયોગજ, દાન, વ્રત ભગવાનની ભક્તિ વગેરેમાં ફલેચ્છા રહિત કેવળ ભગવાનની પ્રસન્નતા માટે આચરણ કરવુ તે. '**द्वेषः**'– પોતાના ઈચ્છિત વિષયોમાં વિઘ્ન કરનારામાં વિરોધ આચરણ કરવું તે. '**चौर्यम्**'–પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ પારકા દ્રવ્યાદિનું અપહરણ કરવું . **શ્રીહરિલીલાકલ્પતરૂ/ ૩/૬૪/૨૨)''**

**(૬૨) ‘‘જમણી ભુજાની પાસે માહિલી કોરે ઉભીઓળે ચાર તિલ (માહિલો એક તીલ) છે (વ.મૃત.ઉપો.)’’**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એક સમયે વડતાલમાં ફૂલડોલના ઉત્સવ વખતે નિષ્કુળાનંદસ્વામિએ અદ્ભૂત અને અનુપમેય બારબારણનો હિંડોળો બનાવ્યો હતો. અને તે હિંદોળામાં શ્રીહરિને પધારાવ્યા હતા. પ્રભુ પણ બારબારણાના હિંદોળામાં હિંડોળાની બન્ને બાજુની સોનાની સોટીઓ પકડી અને કરોડો લોકોને પોતાના દિવ્ય દર્શન આપવા માટે હિંડોળામાં જ ઉભા થયા શ્રીહરિની ચારેબાજુ

કરોડો લોકો હાથમાં ફુલના હાર લઈને ઉભા હતા. બધાએ તે વખતે તે હાર પ્રેમથી શ્રીહરિને અર્પણ કર્યા. સર્વાન્તરાત્મા ભગવાન શ્રીહરિએ પણ તે સહુના મનોરથ પૂર્ણકર્યા હિંડોળામાં રહ્યાં થકાં જ સહુના ફુલહાર સ્વીકાર્યા. કેટલાક દૂર રહેલા ભક્તોના હાથો હાથ લીધા. કોઈના હાર કંઠમાં પહેર્યા અને અમુકને **‘<u>ભુજાઓમાં</u> <u>તથા કાંડાઓમાં</u> ’** બાંધ્યા. મહાપ્રભુ શ્રી હરિએ કેટલાક હાર ચરણમાં નૂપુરની જગ્યાએ બાંધ્યા, હિંડોળામાં અને આંબાની ડાળીઓમાં પણ બાંધ્યા. કેટલાક હારને સોનાની છડીના આગળ અને છેડાને ભાગે લટકાવીને કાવડના જેવો દર્શનીય મનોહર દેખાવ કર્યો **(હરિચરિત્રમ્/૨/૧૪/૪૨ થી ૪૩)** (અસ્તુ)

**(૬૩) ‘‘જમણી ભુજાની પાસે માહિલી કોરે બીજો તીલ છે (વ.મૃત.ઉપો.)’’**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે**...

એક સમયે શ્રાદ્ધના દિવસોમાં ભગવાન શ્રીહરિએ ગઢપુરમાં ભાદરવા વદી ચોથને દિવસે ધર્મદેવનું શ્રાધ્ધ કર્યું. તેદિવસે સંતો ભક્તોને પોતે સ્વયં પિરસી ખૂબ તૃપ્ત કર્યા. ત્યારપછી બપોરાના સમયે લીંબતરૂની નીચે સભામાં બેઠેલા સંતો વતી મુકતાનંદ સ્વામીએ શ્રીહરિની પૂજા કરી પોતાના ઈષ્ટદેવ શ્રીહરિને પ્રણામ કરી મૂર્તિમા મન પરોવી મુકતમુનિ શ્રીહરિનું પ્રેમથી પૂજન કરવા લાગ્યા. તેઓએ અત્યંત સુંદર લલાટમાં સુગંધી ચંદનની આડકરી તેથી વચ્ચે કુંકુનો ચાંદલો કર્યો તે સિવાય ગાલ, **બાહુ, હૃદય** એમ ચરણના પહોંચા વગેરે અંગો ઉપર પ્રેમથી અગર ચંદનનો લેપ કરીને તેના ઉપર સુંદર કંકુના ચાંદલા કર્યા. ત્યારબાદ મસ્તકે ફુલોની પાઘ ધરાવી તથા ફુલોનો સુરવાળ ધોતિયા ઉપર પહેરાવ્યો તથા ફુલોની કટિમેખલા અને અનેક હારો કંઠમાં પહેરાવ્યા તથા મનોહર સુગંધી પુષ્પોથી બજાવેલ બાજુબંધ, કંકણ, તોરા અને ચરણોમાં નૂપુર ધરાવ્યા ત્યાર પછી ધુપદીપ આદિ ઉપચારોથી શ્રીહરિની પૂજા કરી એકપદ બોલી આરતી ઉતારી **(હરિચરિત્રમ્/૨/૨૪/૧ થી ૮) (અસ્તુ)**

(૬૪)  ‘‘જમણી ભુજાની પાસે માહિલી કોરે ત્રીજો તીલ છે(વ.મૃત.ઉપો.)’’



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

ભગવાન શ્રીહરિ એક સમયે  પંચાળાગામ પધાર્યા હતા. અને એક દિવસ ચોતરા ઉપર પલંગ બિછાવ્યો હતો તેના પર શ્રીહરિ આવીને બેઠા હતા. ત્યારે સંતો અને હરિભકતોની સભા થઈ. બુંદેલખંડના હરિભક્તો કાશીરામ જમાદાર ઘણાહરખથી શ્રીહરિની પૂજા કરવા આવ્યા. મોટા સોનાના થાળમાં શ્રીહરિની પૂજા કરી તેઓ સારૂ નવું પીતાંબર લાવ્યા હતા. તે

પહેલા તેણે શ્રીહરિને પહેરાવ્યું પછી શ્રીહરિ તકીયા ઉપર બેઠા ત્યારે શ્રીહરિનું મુખારવિંદ દક્ષિણદિશા તરફ હતું તેણે શ્રી હરિને નખથી શિખા પર્યંત કેસરયુકત ચંદન ચરસ્યુ તેની સાથે બીજા જે ભકતો આવ્યા હતા તે બધાએ પણ શ્રીહરિની પૂજા કરી. લલાટ અને **ભુજા ઉપર કુંકુમના ચાંદલા** કર્યા. કેસરયુકત ચંદન અને કુંકુમથી જયારે પૂજા કરી રહયા પછી કુસુંબલ રંગની જે પાઘ હતી તે શ્રીહરિના મસ્તક ઉપર ઘરાવી બુંદેલ ખંડની જેવી રીત હતી તે પ્રમાણે તે પાઘ વાંકી બાંધી હતી સોનાના અને સ્ફટીકમણીના મોટા મોટા પારાનો બેસરનો ગળચવો લઈને શ્રીહરિના કંઠમાં પહેરાવ્યો અને તે વખતે ભારે માંયલુ એક કુંસુંબલ શેલું ઓઢાડયું અને પછી વિચિત્ર પ્રકારની એક સોનેરી કમાન હતી તે શ્રીહરિના હાથમાં આપી હતી, અને ચિત્રવિચિત્ર પ્રકારનો એક સોનાનાતારવાળો મખમલનો ભાથો શ્રીહરિને આપ્યો. તે પછી વિવિધ પ્રકારના મેવાથી ભરેલા થાળ જેટલા હરિભકતો હતા તે બધાએલાવીને તે વખતે શ્રીહરિની આગળ ધર્યા ને પછી સહુએ કપૂરથી શ્રીહરિની આરતી ઉતારી અને સહુ જયજયકાર કરવા લાગ્યા. તેના પછી સહુએ ઘણાભાવથી શ્રીહરિની અતિશય સ્તુતિ કરી. અને તે સાંભળીને શ્રીહરિ પ્રસન્ન થયા **(શ્રીહરિચરિત્રામૃતસાગર–૨૫/૧૫/ ૧૫થી ૨૮)**

**(અસ્તુ)**

(૬૫) ''જમણી ભુજામા માહિલી કોરે ચોથો તીલ છે (વ.મૃત.ઉપો.)''



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

પોરબંદરના નિવાસી ભગવાનજી ભાઈ નામના એક એકાંતિક ભગવદ્ ભક્ત હતા જે દિવસોમાં ભગવાન શ્રીહરિલોયાગામમાં બિરાજતા હતા તે દિવસોમાં ભગવાનજીભાઈ પોતાના દેહનો ત્યાગ કરી ભગવાનના ધામમાં ગયા અને તેઓના નિમિત્તે જયારે ભગવાન શ્રીહરિ

પંચાળા ગામમાં બિરાજતા હતા ત્યારે તેઓના પુત્રએ મોતીચુર લાડુની રસોઈ આપી. ભગવાનજી ભાઈના પુત્ર રસોઈ જમાડયા પહેલા પ્રભુની પૂજા કરવા આવ્યા, એક ખુરશી લાવીને શ્રીહરિને તેના ઉપર પધારાવ્યા અને ઘણા ભાવ થી શ્રી હરિની પૂજા કરી સોનેરી તારવાળો જે કુસુંબી રેટો હતો તેને શ્રીહરિના મસ્તક ઉપર બંધાવ્યો અને તેના જેવો જ બીજો રેટો શ્રીહરિને ઓઢાડયો તથા તે વખતે એક સોનાનો દોરો પણ પહેરાવ્યો. ત્યારપછી કેસરયુક્ત ચંદન લઈને પહેલા શ્રીહરિના લલાટમાં ઘણાભાવથી તે ચરચ્યું. શ્રીહરિનું વિશાળ લલાટ હતુ, પછી **બંને ભુજાઓ ઉપર** પણ ચંદન ચરચ્યું તથા વક્ષઃસ્થળ, પેટ, કંઠ, પીઠ અને ચરણ ઉપર પણ ચંદન ચરચ્યું. તે પછી કપૂરથી આરતી કરીને મુનિઓએ જયજયકાર બોલાવ્યો પછી હરિભક્તોએ શ્રી હરિના ચરણ કમળોને પોતાની છાતીમા લીધા. **(શ્રીહરિચરિત્રા મૃતસાગર – ૨૪/૧ થી ૫, ૨૫/૨૩/૩૫ થી ૪૦)** **(અસ્તુ)**

**(૬૬) ''જમણી ભુજામાં મૂળથી ત્રણ તસૂ હેઠું એક છાપનું ચિહ્ન છે(વ.મૃત.ઉપો.)''**



**''શ્રી હરિની બન્ને ભૂજાઓ અને બન્ને હાથમાં જે છાપ છે,તે છાપો શ્રી હરિએ ભૂતપુરીમાં લીધી હતી.''(હરિચરિત્રચિંતામણી/ભાગ-૧/વાર્તા-૭૫)**

**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

સવંત ૧૮૭૮નાં શ્રાવણ વદી અમાવાસ્યાને દિવસે સ્વામી સહજાનંદજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં શ્રી વાસુદેવ નારાયણનાં મંદિરની ઓસરીએ ચાકળા ઉપર વિરાજમાન હતા, ને ધોળો ખેસ પહેર્યો હતો તથા ધોળી ચાદર ઓઢી હતી ને મસ્તક ઉપર

શ્વેત પાઘ બાંધી હતી અને પોતાના મુખારવિંદને આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તોની સભા ભરાઈ બેઠી હતી. પછી શ્રીજી મહારાજે પોતાના **બે ભુજ ઉંચા ઉપાડીને** સર્વેને છાના રાખ્યાને પછી પોતાના મુખારવિંદની આગળ સ્તુતિ કરીને બેઠા એવા જે સંત પ્રત્યે શ્રીજી મહારાજ એમ બોલતા હતા જે હે સંતો! જે મોટેરા મોટે હો નેવાતમાં સમજતા હો તે આગળ બેસોને આ એક વાત કરૂં છું તે સર્વ ચિત્ત દઈને સાંભળો **(વ.મૃત.ગઢડા મધ્ય.૧૩)**

બીજુ પણ એક ચરિત્ર છે જેમકે એક સમયે અયોધ્યા રહેતા ઘનશ્યામ રામજીના મંદિરે દર્શન કરવા જતા હતા ત્યારે એક મદોન્મતમલ્લ પગે બારમણની મોટીં સાંકળ બાંધી તેને પગે તાણીને ચાલ્યો જતો માર્ગમાં સામો મળ્યો. ઘનશ્યામ તેની પછવાડે જઈને સાંકળ ઉપર પગ મુકીને તે મલ્લને ખચકાવીને ઉભો રાખ્યો. ત્યારે મલ્લઘનશ્યામને મારવા માટે પાછો વળ્યો એટલે ઘનશ્યામ નાશી ગયા. વળી પાછા આવીને સાંકળ ઉપર પગ મૂકે એટલે મલ્લ ઉભો રહે. એમ એ મલ્લને દરરરોજ ઉભો રાખતા એમ બહુદાહડા પજવતા એક દિવસ ઘનશ્યામ સામા આવતા તે મલ્લને જોઈને પોતાના **ખભા થાબડવા માંડયા.** ત્યારે તે મલ્લને બહુરીસ ચઢી ગઈ, અને એમ બોલ્યા કે 'આજે આ છોકરો મારી સામે લાગમાં આવી ગયો, તેથી એને હું મારૂ' એમ ધારીને મલ્લ ઘનશ્યામના મુખ આગળ આવ્યો ત્યારે મહારાજે તેના બે કાંડા પકયા અને ઉપાડીને તેના બે કાંડા ભાગી નાખ્યાં તેથી મલ્લબુમો પાડવા માંડયો અને એમ કહેવા લાગ્યો કે 'આ ઘનશ્યામે મારા કાંડા ભાગી નાંખ્યા' ત્યારે અજાણા લોકોએ એમ કહયુ 'તુ તો મોટા પાડા જેવો છું અને આતો નાનો છોકરો છે તે તુ અસત્ય બોલે છે ' એવી રીતે મલ્લને મહાચમત્કાર જણાવ્યો **(અદ્‌ભુતાનંદ સ્વામીની વાર્તા–૬–પ્રાચિન આવૃત્તિ) (અસ્તુ)**

(૬૭) ''જમણી ભુજામાં છાપના ચિહ્નને પડખે બહારની કોરે ચાર નાના તિલો (માહિલો એક તીલ)છે (વ.મૃત.ઉપો.)''



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એક દિવસ કપિલા છઠના દિવસે પરમાત્મા શ્રીહરિ નિદ્રામાંથી જાગ્રત થયા. શ્રી મુકુંદાનંદ વર્ણીએ દાતણ કરાવ્યુ શૌચ જઈ આવ્યા પછી સ્નાન કરાવ્યુ નિત્ય કર્મ કરીને પછી સેવક પાર્ષદોની સાથે સભામાં પધાર્યા તે સભામાં પહેલેથી જ આવીને બેઢેલા સંતોએ ઉભા થઈને પ્રેમથી પ્રણામ કર્યા પછી શ્રીહરિલીમડાના વૃક્ષનીચે પોતાને આસને વિરાજમાન થયા.

શ્રી દાદાખચરને શ્રીહરિની નિત્ય પૂજા કરવાનો નિયમ હતો તેથી તેઓ તે વખતે ત્યાં આવ્યા શ્રીહરિને પગે લાગ્યા અને પ્રેમવશ થઈને ધીરે રહીને પૂજવા લાગ્યા. શ્રી દાદાખાચરે અત્યંત રમણીય શ્રીહરિના લલાટમાં પહેલા સુગંધી ચંદનની અર્ચા કરી અને તેની મધ્યે કુંકુમનો ચાંદલો કર્યો પછી તેમણે ઘણો કિંમતી સુરવાળ અર્પણ કર્યો શ્રીહરિના મસ્કતે બાંધવા માટે રકત વર્ણનો  બહુ મોંઘો સોનેરી ફેંટો આપ્યો તેને શ્રીહરિએ તત્કાળ મુકુટને આકારે મસ્તક ઉપર બાંધ્યો. પછી તેમણે અવતારી શ્રીહરિને લાલ રંગનો સોનેરી બહુ મૂલ્ય જામો પ્રેમથી પહેરાવ્યો સોનાના તારથી બનાવેલો અને ચળકતા છેડા વાળો અતિ કિંમતી કુસુંબી રંગનો પટકો શ્રીહરિના કમરે બંધાવ્યો. **પછી તેના જેવો જ એક ખેસ બન્ને ખભા ઉપર હેતથી ધારણ કરાવ્યો** અને પાઘપર શિરપેચ તેમજ મોતીના તોરા ઘરાવ્યા, કંઠમાં સુંદર મોતીનો હાર પહેરાવ્યો બંન્નેકાનોમાં રત્ન જડિત કુંડળ પહેરાવ્યા અને મોતીના ગુચ્છ પણ ધારણ કરાવ્યા રત્ન જડિત સોનાના બાજુબંધ, વળિયા, સાંકળા, વીંટીઓ, હાર, કંદોરો, અને ઝાંઝર, આ બધા ઘરેણા પહેરાવ્યા પછી દાદાખાચરે શ્રીહરિને હેતથી ફુલોના હાર પહેરાવ્યા. ભેટ મુકી, આરતી ઉતારી અને બન્ને હાથ જોડીનો સ્તુતિ કરી.(હરિચરિત્રમ્-૨૧૨૫/૧૭ થી ૨૮)

આવુ બીજુ પણ એક ચરિત્ર છે...

શ્રીજી મહારાજ દાદાખાચરનાં દરબારમાં સભા કરીને વિરાજમાન હતા અને ચોમાસુ હતુ ને વરસાદ બહુ જ વરસતો હતો. તે સમયે જુસુબાઈ મહારાજ પાસે આવી ને બોલ્યા 'જે મહારાજ મારી માંડ્ય પલળે છે'  તે સાંભળી મહારાજ એકદમ ઉઠયા અને નાજા જોગિયાને કહ્યું જે નિસરણી લાવ્ય, પણ નિસરણી હાથ આવી નહી ત્યારે મહારાજ બોલ્યા. જે **'મારાખભા પર પગ દઈને ચડ્ય'** પછી નાજા જોગીએ નિસરણી લાવી ચુવાક બંધ કર્યો (**અક્ષરાનંદસ્વામીની વાર્તા–૬૦**)"

## (૬૮) ''જમણી ભુજામાં છાપના ચિહ્નની પડખે બહારના કોરે બીજો એક તીલ છે(વ.મૃત.ઉપો.)''



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એક સમયે શ્રીહરિ ફુલદોલનો ઉત્સવ કરવા અમદાવાદ પધાર્યા હતા. તે સમયે અમદાવાદના એક હરિભકતએ રસોઈ આપી હતી. ભગવાન શ્રીહરિ પોતે જમ્યા ત્યારબાદ સંતોની પંક્તિ કરાવી અને પોતે શ્રીહરિ પિરસવા આવ્યા. તે વખતની એવી શોભાબની હતી જે કહી શકતી ન હતી. જે દિવસે જે હરિભક્તની રસોઈ હતી તે કેસર યુકત ચંદન અને ફુલ

**હાર લઈને પુજા કરવા આવ્યા. શ્રીહરિ ખુરશી પર બેઠા હતા તે હરિ ભકતે કેસરયુકત ચંદન લઈ અને પોતાના ભાવ પ્રમાણે પૂજા કરી. પ્રથમ ઘણા હેતથી શ્રીહરિનાં લલાટમાં કેસરયુકત ચંદનની અર્ચા કરી. બંને ભુજાઓ છાતી ઉપર અને ઘુંટણથી લઈને ચરણ સુધી ચંદન ચરચ્યું તે પછી લલાટ, <u>ભૂજાઓ અને છાંતી ઉપર ઘણા ભાવથી કુંકુમના ચાંદલા કર્યા.</u> વળી તે વખતે કેસર ચંદન ચર્ચી રહયા પછી ફુલના હાર પહેરાવ્યા બાજુબંધ અને પહોચી પણ ફુલની બાંધી મસ્તક ઉપર તોરા સાથેની ફુલની ટોપી ધારણ કરાવી અને બંન્ને કાન ઉપર અદ્દભુત ફુલના ગુચ્છ ધરાવ્યા. પછી ઘણા જ ભકિતભાવથી કપૂરની આરતી ઉતારી તે સમયમાં શ્રી હરિની મૂર્તિને બરાબર નીરખીને તે ભકતજને હૃદયમાં ધરી. સંતોની પંગત થઈ હતી અને સંતોની પંગતમાં આવી અદ્દભુત શોભાયુકત શ્રીહરિએ સંતોને મોતીચૂરના લાડુ પિરસ્યા(હરિચરિત્રામૃતસાગર–/૨૮/૧૧૬/૨૦ થી ૩૦**) (અસ્તુ)

**(૬૯) ''જમણી ભુજામાં છાપના ચિહનની પડખે બહારના કોરે ત્રીજો તીલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એક સમયે ભગવાનશ્રી હરિ તખાપગીના પ્રેમભાવને વશ થઈ તેઓના ગામ બામરોલી પધાર્યા હતા. પ્રભુએ ભકતોને દર્શનઆપી તેઓના મનોરથોને પૂર્ણ કર્યા તે ભક્તોને સાથે રાખીને શ્રીહરિ ગામની દક્ષિણમાં રહેલા રાયણના વૃક્ષ તરફ પધાર્યા. પછીં ત્યાં તખાપગી આદિભક્તોએ રાયણ સાથે એક સુશોભિત હિંડોળો બાંધ્યો હતો. તે હિંડોળા પર શ્રીહરિને પ્રેમથી બિરાજમાન કર્યા. પછી તે હિંડોળાની ચારેબાજુ દર્શન કરવા લાલાયિત મનવાળા સહુત્યાગી ગૃહી ભકતોની એક વિશાળ સભા ભરાણી. પછી સંતોએ ઝાંઝ, મૃદંગ

વગાડીને સરસ કીર્તન ગાયા. ત્યારે તખાપગી હિંડોળાની દોરી ખેંચીને શ્રીહરિને ઝુલાવતા હતા. થોડીવાર હિંડોળામાં ઝુલ્યાબાદ પ્રભુ હિંડોળામાથી ઉતર્યા અને **ભુજાપર લટકતા ખેસને કમરે** બાંધી અશ્વઉપર સવાર થયા. શ્રીહરિ ભકતવત્સલ છે તેમણે રાયણની આસ પાસની જમીનને સમતલ જોઈને ત્યાં રહેલા ભકતોને પ્રસન્ન કરવા ઘોડાને ખેલાવ્યા તથા દોડાવ્યા શ્રીહરિના ચરણની એડીનો સ્પર્શ થતાં જ દોડવા લાગેલા ઘોડાને પાંખો આવી ન હોય તેમ ત્યાં ઉભેલા સહુ લોકો એ જોયું એક ઘડીવાર ઘોડાને ખેલાવ્યો પછી ધીરે ધીરે તેને ચલાવ્યો ગીત અને વાંજિત્ર વગાડતા હતા તેને સાંભળતાં સાંભળતા ભકતો સાથે શ્રીહરિ વડતાલ પધાર્યા (**શ્રીહરિચરિત્રમ્/૨૧૩૩/ ૧થી ૧૯**) (અસ્તુ)

**(૭૦) ‘‘જમણી ભુજામાં છાપના ચિહ્નની પડખે બહારના પડખે ચોથો તીલ છે (વ.મૃત.ઉપો.)’’**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

ભગવાન શ્રીહરિ સૂરતના ભકતોના પ્રેમને વશ થઈ સૂરત પધાર્યા હતા. સાક્ષાત્ પરમાત્મા સૂરત પધાર્યા એટલે સૂરતી ભકતો પણ તનમન અને ધનથી પ્રભુની તથા તેમની સાથે આવેલા સંતો ભક્તોની ખુબ પ્રેમથી સેવા કરવા લાગ્યા. સૂરત શહેરની જે હરિભક્ત બહેનો હતી તે રોજ રોજ જાતજાતના મેવા અને મીઠાઈ થાળ ભરીને લાવતી હતી તેમ તેને શ્રીહરિ પણ ઘણા સ્નેહથી જમતા જમાડતા હતા. હરિભક્તોને ઘણા વરસનો ભાવ હતો. તે શ્રીહરિએ સૂરતમાં રહીને ઘણા સ્નેહભાવથી હરિભક્તોને ખુબ જ તૃપ્ત કરી દિધા અને

તેઓનો મનોરથ પૂર્ણ કર્યો જેથી બધા હરિભક્તો ઘણા પ્રસન્ન થયા હતા. એક દિવસ ભગવાન શ્રીહરિ તથા સંતોભકતોને અરદેશ કોટવાળે રસોઈ આપી નંદરામ અને ગોપાળજી ભાઈએ શ્રીહરિ માટે જયારે થાળ તૈયાર કર્યો ત્યારે શ્રીહરિ જમવા પધાર્યા અને જેટલા ભોજન કર્યા હતા તે જમ્યા. શ્રીહરિ જયારે જમી રહયા ત્યારે રંગોળી પૂરીને તૈયાર કરેલા સ્થાન ઉપર તરત સંતોની પંગત કરાવી અને શ્રીહરિ પાટ ઉપર આવીને બેઠા. શ્રીહરિએ એક પીતાંબર પહેરેલુ હતુ અને બીજું સુંદર ઓઢ્યુ હતુ, અંબારામભાઈ નામના એક વિપ્ર હરિભકતે અરદેશવતી કેસરયુકત ચંદન લઈને શ્રીહરિનાં લલાટમાં ચરચ્યું. **બન્ને ભુજાઓ ઉપર પણ** ચરચ્યું અને કુંકુમના ચાંદલા કર્યા. પછી તેઓએ ઘણા સ્નેહથી ગુલાબના હાર પહેરાવ્યા અને ગુબાલની પહોંચી તથા બાજુ બંધ બંન્ને બુજાઓ પર બાંધ્યાં તે પછી ગુલાબની ટોપી મસ્તકે ધરાવી અને પછી કપૂરથી આરતી કરી તે પછી સંતોની પૂજા કરી અને પ્રેમથી ફુલના હાર પહેરાવ્યા. તે પછી શ્રીહરિ સંતોની પંગતમાં પીરસવા આવ્યા. તે દિવસે બાસુંદી કરાવી હતી તેના ડંકા ભરી ભરીને તત્પરતાથી સંતોના પાત્રોમાં પીરસવા લાગ્યા અને સંતોભક્તોને ખુબ જમાડી તૃપ્ત કરી પોતાના ઉતારે પધાર્યા .(**હરિચરિત્રામૃતસાગર/૨૭/૮૪/૧ થી ૧૬**) (અસ્તુ)

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "तद्भुजौ ध्यायनस्तेजः प्रसादश्चाव्रजत्यपि। अहङ्कारो ह्यविश्वासो याति दोषस्तथार्त्तिदः ।।"–શ્રીહરિની બંને ભુજાઓનું ધ્યાન કરનારમાં તેજ તથા પ્રસાદ ગુણ આવે છે. અહંકાર તથા અવિશ્વાસ જે વ્યથા કરનારા દોષો છે તે નાશ પામે છે. ('तेजः'–દુર્જનનોથી પરાભવ ન પામવાપણું, 'प्रसादः'–પોતાના અંતઃકરણનું નિર્મળપણું, 'अहंकारः'–ત્રણ દેહમાં આત્માપણાનાં અભિમાનથી દેહમાં રહેલા સુખ, દુઃખ, શીતોષણ, પ્રિયા પ્રિયપણાનો અહંતાથી આત્મામાં આરોપ કરવે તે, , 'अविश्वासः'– વિશ્વાસના હેતુઓમાં પણ ગુરૂ વેદાદિ વાક્યોમાં અવિશ્વાસ. **શ્રીહરિલીલાકલ્પતરૂ/ ૩/૬૪/૨૪)''** "ध्यायतोऽसयुगं रम्यं हरेरायाति सत्पतेः । आनृशंस्यं तथा साम्यं हिंसा भेदश्च गच्छति ।। "–સાધુજનોના નાથ શ્રીહરિ ભગવાનના રમણીય ખભાનું ધ્યાન કરનાર ભક્તમાં આનશંસ્ય તથા સામ્ય ગુણ આવે છે હિંસા અને ભેદરૂપી દોષ નાશ પામે છે.. ('आनृशंस्यम्'–પોતાના અર્થમાં વિઘ્ન કરનાર પોતાના અથવા પારકાઓમાં ક્રોધરહિતપણું અર્થાત્ કરતાનો અભાવ, 'साम्यम्"–પોતાની ઉપમાથી બીજાઓને સુખ દુઃખાદિમાં સરખા સ્વભાવપણું, 'हिंसा'–શરીર, વાણી અને મન વડે અને ઉપાયોથી પ્રાણીના ઘાતનું આચરણ

કરવું તે, 'તે,ભેદઃ'–જેનાથી પોતાના હિતૈષિઓની સાથે પણ ક્લેશનું આચરણ થાય એવી રીતે કોઈ પદાર્થનું નિમિત્ત કરીને અહં મમત્વથી વર્તવું. **શ્રીહરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૨૬)''**

**(૭૧) ''જમણી કુણીથી હેઠો ને કાંડાથી ઉંચો એક તિલ છે. (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

ગઢપુરમાં નિવાસ કરતા ભકત કલ્પતરૂ ભગવાન શ્રીહરિને શ્રાવણ માસના શુકલપક્ષમાં પવિત્ર એકાદશી આવી ત્યારે ભકતજનો સુવર્ણ સૂત્રમય પવિત્રા શ્રીહરિને માટે લાવ્યા. પંચવર્ણના રેશમમાં ગૂથેલાા એવા સુંદર પવિત્રા શ્રીહરિને ધારણ કરાવતા હતા. પૂર્ણિમાને દિવસે શ્રીહરિના દર્શન કરવામાં ઉત્સાહવાળા હજારો ભકતો ગામ-નગર વગેરેથી હર્ષપૂર્વક ગઢપુર

આવ્યા, તે સમયે મયારામ વિપ્ર પંચવર્ણવાળા મનોહર શ્રીહરિના બન્ને **કાંડાઓમાં અતિ** રમણીય રક્ષાબન્ધન કરતા હતા. શ્રીહરિના પ્રિયભક્ત મયારામ ભટ્ટે હાથોના કાંડાઓમાં વિચિત્ર રેશમથી નિર્માણ કરેલા સ્ફુરણાયમાન મોતીના ગુચ્છોને બાંધતા હતા શ્રીહરિપણએ મયારામ ભટ્ટને અમૂલ્ય આભૂષણો તથા વસ્ત્રો દક્ષિણાના રૂપમાં તેઓને આપતા હતા. (**હરિલીલાપ્રદીપ/કિરણ–૨/અ.૩૬/૩ થી૮**)

બીજુ પણ એક ચરિત્ર છે...

ભગવાન શ્રીહરિ નારદજી પ્રત્યે બોલ્યા-એક દિવસ અમે બાળકો સાથે રમતા રમતા એક વાડીમાં ગયા. ત્યાં એક મલ્લ જાંબુડાના વૃક્ષ ઉપર ચડીને જાંબુડાં તોડી નીચે પોતાનાં બાળકો માટે નાંખતો હતો. તે સમયે અમે પણ તે બાળકો સાથે જાંબુડાં વીણવા માંડયા. ત્યારે તે બાળકોએ તેના પિતાને કહ્યું ‘આ ઘનશ્યામ અમારાં જાંબુડાં લઈ જાય છે અને અમને લેવા દેતા નથી.’ ત્યારે મલ્લે કહ્યું, ‘ઘનશ્યામ! તમે જાંબુડાં લેશો માં’ તો પણ અમે તેનું માન્યું નહિ ને જાંબુડાં લેવા માંડયા તે જોઈને મલ્લ વૃક્ષ ઉપરથી નીચે આવીને અમારૂં કાંડું જાલી વઢવા માંડયો ને પછી રામપ્રતાપભાઈ પાસે અમને લઈ ચાલ્યો ત્યારે થોડેક સુધી તો અમે ભેગા ચાલ્યા ને પછી **અમારૂં કાંડુ મુકવવા અમે હાથ ખેચ્યો તે કાંડું મૂકાઈ ગયું** તેને જોરે કરીને તે મલ્લનો હાથ ખંભેથી ખડી ગયો તે જોઈને મલ્લ ઘણું આશ્ચર્ય પામ્યો ને બોલ્યો કે ‘આ વાત જો હું કોઈની આગળ કરૂં તો મારી લાજ જાય.’ તેથી કોઈની આગળ કહી શક્યો નહિ. એવી રીતે અમે અયોધ્યામાં અગણિત ચરિત્ર કર્યા છે. એ પ્રમાણે ઘનશ્યામ મહારાજનાં વચન સાંભળીને નારદજી બહુ રાજી થયાને ઘનશ્યામ મહારાજને પગે લાગીને પાછા બદરિકાશ્રમમાં ગયા.(**હરિચરિત્રચિંતામણી/ભાગ–૧/વાર્તા–૨૯**)

**(૭૨) ‘‘જમણી ભૂજાથી હેઠેને કાંડાથી ઉચોં બીજો એક તીલ છે (વ.મૃત.ઉપો.)’’**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

અલૈયાખાચરને એવો પોતાના બળનો અહંકાર હતો કે હું કોઈનું પણ કાંડુ પકડુ તે પોતાનું ઘણુ બળ લગાવે છતા મારા હાથમાંથી પોતાનું કાંડુ છોડાવી ન શકે. ત્યારે ભગવાન શ્રીહરિએ તેનો અહંકાર તોડવા ત્રણ વખત પોતાનું **<u>કાંડુપકડાવ્યુ</u>** અને ત્રણ વખત પોતાનું

કાંડુ તેની પકડમાંથી છોડાવી તેઓને દુરફેકી દીધા. આ પ્રસંગનું વર્ણન કરતા વિહારી લાલજી કહે છે “ અલૈયા ભકત અતિ બળવાન, ઘરેઅંતરમાં અભિમાન । ધાર્યુ તેણે જે હું મુંજ અંગે, કરૂ કુસ્તી શ્રીકૃષ્ણ સંગે ॥ શિરનામી કહયુ અહો સ્વામી, બલવંત છોજી  બહુનામી । કૃષ્ણાવતાર માં તમેનાથ, જીત્યા મોટા મોટા મલ્લ સાથ॥ મુજ કરમાંહિ કાંડુ છોડાવો, ત્યારે બળવંત નામ ધરાવો । એવો સાંભળીએનો ઉચ્ચાર, બોલ્યા ભક્ત ઈચ્છા પુરનાર ॥ આ લ્યો ઝાલો આકાંડુ અમારૂ, જો કેવું છે જોર તમારૂં । અલૈયૈ ધરિ ઉર અભિમાન, કાંડુ પકડયુ તે સિંહ સમાન ॥ જેમ બાળકના કરમાહી, છોડાવે તેમ છોડાવ્યું ત્યાંથી। અલૈયાને શરમ કંઈક આવી, ધૂળ હાથેળિમાં હિ લગાવી॥ કાંડુ પકડયું વળી બીજીવાર, તર્ત છોડાવિયુ તહેવાર । ત્રીજી વાર કર્યુ વળી તેમ, અભિમાન ત જે માન કેમ ॥ કાંડુ છોડાવીને ફેંકયો દૂર, પડયો તે જેમ આ કનુતૂર । ઉઠી પ્રભુને લાગ્યો પાય, તમે સમરથ ત્રિભુવન રાય ॥ (**હરિલીલામૃતમ્/૬/૨૮/૨૪–૩૧**) (અસ્તુ)”

**(૭૩) '' જમણા હાથની ટચલી આંગળીના મૂળથી ઉપર અર્ધા આંગળને છેટે એક નાનો તિલ છે. (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એકવાર ગામ ધમડકાના દરબાર લાધાજીના દીકરા રાયઘણજી ભુજમાં મહારાજ પાસે આવ્યા ને પગે લાગીને બોલ્યા । કે "હે મહારાજ ! તમે ભગવાન હોવ તો મારા જમણા હાથનો અંગૂઠોવાળી દીયો" ત્યારે મહારાજે તેને કહ્યું " તમો ખરા બળીયા હોય તો **અમારા**

**<u>જમણા હાથનો અંગુઠો વાળી આપો</u>"** પછી બરબાર રાયઘણજી શ્રીજી મહારાજનો જમણો અંગૂઠો પોતાના હાથમાં લઈને વાળવા લાગ્યા પણ વળ્યો નહિ. ત્યારે તે દરબારે પગે લાગીને કહ્યું જે 'હે મહારાજ! તમે અમોને વ્રર્તમાન ધરાવી પોતાનો આશ્રિત કરો' ત્યારે મહારાજે તેઓને વ્રતમાન ધરાવ્યા ને કંઠી બાંધી. પછી દરબારે કહ્યું "હે મહારાજ તમે અમારે ગામ પધારજો" ત્યારે મહારાજ બોલ્યા "ભલે આવશુ" એમ મહારાજે વચન દીધુ તેથી રાયઘણજી બહુ રાજી થયા. એ દરબાર બહુ બળીયા હતા " તેઓ બે નાળીયેરને બે બગલમાં રાખેને બેને બે કોણી વચ્ચે રાખેને બે નાળિયેરને સાથળ વચ્ચે રાખેને બેને બે ગોઠણમાં રાખે એમ આઠેય નાળીયેરને રાખીને તેનો એક સાથે ભુકો કરી નાંખતા એવા બળીયા હતા" પણ તેનું શ્રીજી મહારાજ આગળ કાંઈ જોર ચાલ્યુ નહિ. (**હરિચરિત્ર ચિંતામણી વાર્તા–૪૩૮**) (અસ્તુ)

(૭૪) ‘‘ડાબી ભુજાના મુળથી ત્રણ તસુ હેઠુ એક છાપનું ચિહ્ન છે (વ.મૃત.ઉપો.)’’



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

શ્રી નરનારાયણ દેવનો જન્મોત્સવ મનાવવા શ્રીહરિ અમદાવાદ પધાર્યા હતા તે જન્મોત્સવને દિવસે સંતો ભકતો સાથે રંગક્રિડા કરી બધા સાથે ભગવાન શ્રીહરિ સાબરમતી નદિમાં સ્નાન કરવા પધાર્યા ત્યાં થોડો સમય જલક્રિડા કરી પછી પુનઃ શ્રીહરિ મંદિરમાં પધાર્યા

તે સમયે નંદરામજીના માતા સુવાસિનિબાઈએ શ્રીહરિ માટે થાળ બનાવ્યો હતો. શ્રીહરિ પરમપ્રેમથી થાળ જમ્યા. ત્યાર પછી સંતોને પીરસવા માટે પંગતમાં પધાર્યા. શ્રીહરિએ તે સમયે ચરણમાં ચાખડીઓ પહેરી હતી અને એક પીતાંબર પહેર્યુ હતું તથા બીજુ લાલ રંગનું સુંદર રક્તાંબર ઓઢી લીધુ હતું. પરમસુખદાયક શ્રીહરિજિયાં પંગત થઈ હતી ત્યાં આવીને ખુરશી ઉપર બેઠા. જે હરિભક્તની રસોઈ હતી તે કેસરયુકત ચંદન લઈને ત્યાં આવ્યા તેમણે જેટલા ફૂલના હાર લાવ્યા હતા તે બધા શ્રીહરિની આગળ મુકયા અને તે પછી લલાટ, **ભુજાઓ,** છાંતી, ઘુંટણ, અને બંને ચરણકમળ ઉપર કેસર ચંદન ચર્ચ્યુ, તેમજ જે ફુલના હાર હતા તે બધા કંઠમાં પહેરાવ્યા ફુલના બાજુબંધ તથા પહોચી બંને હાથમાં બાંધ્યા. વળી ફુલની સુંદરપાઘ મસ્તક ઉપર બાંધી અને પાઘમાં ફૂલના તોરા ધરાવ્યા. લલાટમાં કુંકુમનો ચાંદલો કર્યો. પછી કપૂરથી આરતી કરી તે પછી જેટલા સંતો હતા તેમની પાસે આવીને પણ કેસરયુક્ત ચંદન લઈને પૂજા કરી. વળી બધા જ સંતોને ફૂલના હાર પહેરાવી પૂજા કરી. (**હરિચરિત્રામૃતસાગર/૨૮/૧૬/૧૭ થી ૨૪**) (અસ્તુ)

**(૭૫) ''ડાબી કુણીથી બે તસુ હેઠા હાથને ઉપલે ભાગે એક તિલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

ભગવાન શ્રીહરિની આજ્ઞાથી બ્રહ્માનંદ સ્વામી સૂરતમાં પિંગળ શાસ્ત્રના પ્રકાંડ વિદ્વાન એવા મુનિબાવા પાસે પિંગળશાસ્ત્ર ભણવા ગયા હતા. અને બ્રહ્માનંદ સ્વામીના સહવાસથી મુનિબાવાને શ્રી હરિનો ભગવાન પણાનો નિશ્ચય થયો અને તેઓ બન્ને જણા ગઢપુર શ્રીહરિના દર્શનાર્થે આવ્યા. બરાબર આજ વખતે મહારાજે માનુષી ચરિત્ર કર્યુ મહારાજ કહે " બ્રહ્મચારી ! અમને ભૂખ બહુ લાગી છે, માટે જમવાનું લાવો" બ્રહ્મચારી દહીને બાજરાનો

રોટલો લાવ્યા મહારાજ દહીને બાજરાનો રોટલો ચોળીને બન્ને હાથે ખાવા લાગ્યા. દહીના રગેડા **<u>કોણીએ</u>** પહોંચવા લાગ્યા, મહારાજ તેને જીભલાંબી કરી ચાટવા લાગ્યા. આવી માનુષ્ય લીલા કરતા હતા ત્યાંજ બ્રહ્માનંદ સ્વામી મુનિ બાવાને લઈને આવ્યા અને સ્વામીએ મુનિ બાવાને પ્રભુના દર્શન કરાવ્યા. શ્રીહરિને આમ કોણી પરથી દહી ચાટતા જોઈ મુનિબાવાને થયુ કે ‘ આતો કાંઈ ભગવાન કહેવાય ? આને ખાતા પણ આવડતુ નથી’ એટલે તેઓ ત્યાંથી જતા રહ્યાં. આમ ભગવાનનો અભાવ લઈને જતા મુનિ બાવાને બ્રહ્માનંદસ્વામી સમજાવી કહેવા લાગ્યા કે ‘ગુરૂદેવ આજની એક રાત્રિ રોકાઈ જાવ કાલે સવારે તમોને અમો મુકી જઈશુ.’ પરાણે હા પડાવીને રોક્યા. મુનિબાવાને ઉતારો આપી બ્રહ્માનંદ સ્વામી મહારાજ પાસે આવ્યા અને કહ્યું ‘મહારાજ! હું કેટલું સમજાવી મુનિબાવાને અહીં લઈ આવ્યો ને તમોએ આ નરનાટ્ય કર્યુ તેથી અમે મુનિબાવાને જે તમારો નિશ્ચય કરાવ્યો તેના પર પાણી ફરી વળ્યુ’ ત્યારે શ્રીહરિ બોલ્યા ‘એવું થયુ? હવે કાલે સવારે પાછા લાવજો.’ બીજે દિવસે સવારે બ્રહ્માનંદ સ્વામી સમજાવી મુનિબાવાને શ્રીહરિના દર્શન કરાવવા દાદાખાચરના દરબારમાં લાવ્યા મહારાજ ઉત્તરાબારઓરડાની ઓસરીએ ઉભા હતા તે વખતે દાદાખચરને મહારાજ કહે ‘દાદાતકીયો લાવો તો’ એટલે દાદાખાચરે દોડી મહારાજને તકીયો લાવી આપ્યો તે તકીયાને મહારાજે જમણા હાથની પહેલી આંગળીએ મૂકી ગોળ ગોળ સુદર્શન ચક્રની જેમ ફેરવીને ઘા કર્યો તે તકીયો ફરતો ફરતો ફળીયામાં લીમડાના વૃક્ષનીચે રાખેલા ઢોલિયા પર યથા સ્થાને ગોઠવાઈ ગયો. બરાબર આજ વખતે મુનિબાવાને શ્રીહરિએ ચતુર્ભુજ વિષ્ણુરૂપે દર્શન દીધા. આ જોઈ મુનિબાવાને નિશ્ચય થયો કે આ તો સાક્ષાત્ પરમાત્મા છે. (અસ્તુ)

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે **"कूर्परौ ध्यायतस्तस्य प्रश्रयो ह्युद्यमस्तथा। आयात्यपैति चे दर्पो द्रागालस्यं च दूषणम् ।।** –શ્રી હરિની બન્ને કોણીઓનું ધ્યાન કરનાર ભક્તમાં પ્રશ્રય તથા ઉદ્યમ ગુણ પ્રાપ્ત થાય છે. દોષ રૂપ દર્પ તથા આળસ તત્કાળ નાશ પામે છે. **(**'**प्रश्रयः**'–પોતાનાથી મોટાઓની આગળ વિનયભાવથી વર્તવાનો સ્વભાવ, '**दर्प**'–કૃત્યાકૃત્યનો વિવેક કરનારો વિષયોનુભવ નિમિત્તક હર્ષ, '**आलस्यं**'–ન કરવા યોગ્ય અર્થમાં પ્રવૃત્તિથી કર્તવ્યાર્થમાં મૂઢતા. **શ્રીહરિલીલાકલ્પતરૂ/ ૩/૬૪/૨૫)''**

**(૭૬) ''ડાબા હાથના અંગુઠા પાસેની આંગળી તથા વચલી આંગળીએ બેની વચ્ચે એક તીલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એક વખત દુધપાકની રસોઈ હતી અને સંતોની પંક્તિમાં મહારાજ દુધપાક પીરસતા હતા. પછી બ્રહ્માનંદ સ્વામીને મહારાજ તાણ કરવા માંડયા પણ સ્વામીએ દુધપાક લીધો નહિ. પછી મહારાજે દુધની તાંબડી લઈ સ્વામીને માથે ધારકરી તે સમે સ્વામી કીર્તન બોલ્યા કે 'લઈ દહીં દૂધના ગાડવારે, માથડે ઢોળે માવ, ઘેલા થઈને ગોવાળીયારે, ખુબ કરી ખ્યાલ' એ કીર્તન સ્વામી જમતા જમતા બોલ્યા. પછી મહારાજ દૂધનું માટલું લેવા ગયા ત્યારે લાડુબાએ

માટલાનો કાઢો ઝાલ્યો અને બોલ્યા જે 'કાંઈ ઢોળવા માટે નથી ભેગુ કર્યુ' પછી એક કાંઠો મહારાજના **<u>હાથમાં ને એક કાંઠો લાડુબાના હાથમાં,</u>** એમ ખેંચતાણ કરી એટલે માટલુ ફુટી ગયુ અને મહારાજ બીજું માટલુ લઈ સંતોને પીરસવા આવ્યા. તે લીલા બ્રહ્માનંદ સ્વામીએ જોઈ અને કીર્તન ગાયુ કે 'એક સમે હરી વનમા ઉભાવેણ, વાયરે લઈ પક્ષીઓ પીકા, મહી વેચવાને જાયરે' ને પછી નામા ચરણમાં સ્વામી બોલ્યા જે ' આ લીલાની વાત બ્રહ્માનંદ જાણેરે' (**અક્ષરાનંદ સ્વામીની વાર્તા–૨૪**) (**અસ્તુ**)

**(૭૭) ''ડાબા હાથના અંગૂઠા પાસેની આંગળીના નખની માહિલી કોરે એક તિલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

ગઢપુરમાં અન્નકુટના ઉત્સવ સમયે શ્રીહરિ દિવ્યસ્વરૂપે લલીતાના (લાડુબાના) ઓરડામાં પધાર્યા સ્નાન કરી ને કીંમતી બે વસ્ત્રમાં એક પહેર્યુ અને એક ઓઢયું પછી મણિજડિત સોનાના બાજોઠ ઉપર વિરાજયા. ડાબા પગની પલાંઠી વાળીને ઘૂંટણ ઉપર ડાબા હાથની હથેળી મુકી અને જમણા પગને ઘૂંટણથી વાળીને ઉભો રાખ્યો તે ઘુટણ ઉપર જમણા હાથની કોણી ટેકવી બન્ને કાનને દેખાય તેમા બહાર ખુલ્લા રાખીને માથે ખેસ ઓઢયો સોનાના અનેક કટોરામાં યુક્તિ પુર્વક ભરેલા ઉત્તમ ભાવતા ભોજનોને શ્રીહરિ મંદહાસ્ય પૂર્વક પોતાની **તર્જની આગળી બતાવીને (અંગુઠા પાસેની આંગળી બતાવીને)** તેના નામ વારેવારે રમાબાઈને પૂછતા હતા અને વાતો કરવાનો સ્વભાવ હોવાથી પોતાના ભકતો સાથે પ્રિય મધુરવાતો કરતા કરતા વચ્ચે વચ્ચે જળપાન કરતા હતા આ પ્રમાણે અન્નકુટમાં મુકાયેલ બધી સામગ્રી થોડી થોડી જમી ચળુકરી મુખવાસ લઈ શ્રીહરિ અદ્રશ્ય થયા (**હરિચરિત્રમ્/૨૯/૩૭–૪૦**) (અસ્તુ)

**(૭૮) ''ડાબા હાથના પોંચાપર એક તીલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

વડોદરાથી નિત્યાનંદ સ્વામી તથા મુકતાનંદ સ્વામી લક્ષ્મીનારાયણ દેવની મૂર્તિવડતાલ લાવ્યા હતા ભગવાન શ્રીહરિવડતાલ પધાર્યા ત્યારે તે મૂર્તિ જોવા પધાર્યા ત્યારે નિત્યાનંદસ્વામી એ કહયુ 'પ્રભુ! મૂર્તિના આયુધો ઉલટા સુલટી છે' ત્યારે ભગવાન શ્રીહરિની દ્રષ્ટિ પડતા જ બધાજ આયુધો પોતપોતાના યોગ્ય સ્થાન પર ગોઠવાઈ ગયા ત્યારે નિત્યાનંદસ્વામીને શ્રીજીએ કહ્યું 'હવે આયુધો યોગ્ય સ્થાને થઈ ગયા ને ?' ત્યારે નિત્યાનંદ

સ્વામિએ કહયુ ‘ એતો આપનું એશ્વર્ય છે’ ત્યારબાદ શ્રીજીએ પોતાનો **અભયવરદ્હસ્ત શ્રી નિત્યાનંદ સ્વામીના મસ્તકે પધરાવ્યો. (હરિલીલામૃતમ્-૮/૨૩/૬૧-૬૭)**

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "ध्यायतो मणिबन्धौ श्रीहरेरायाति सद्गुणः । स्वाध्यायो वै तथाऽऽस्तिक्यं मोहो गच्छति चानृतम् ।।-શ્રીહરિના બન્ને મણિબંધોનું ધ્યાન કરનાર ભક્તને સ્વાધ્યાય તથા આસ્તિકય નામના સદ્ગુણ આવે છે. મોહ તથા અનૃત નામના દોષ નાશ પામે છે. ('स्वाध्यायः'-સચ્છાસ્ત્રોનું પઠન, પાઠન, શ્રવણ, શ્રાવણનું પોતાની બુદ્ધિ પ્રમાણે નિરંતર અભ્યાસ તથા પોતાને યોગ્ય સ્તોત્રમંત્રાદિકનો શક્તિ પ્રમાણે જપ કરવો તે, 'आस्तिक्यं'-સદાદિવ્યમૂર્તિ, સર્વકારણ અક્ષરધામ નિવાસી પુરૂષોત્તમ શ્રીહરિકૃષ્ણ ભગવાન તથા તેમના અવતારોની એકાંતિક ભક્તિથી દિવ્ય ધામની પ્રાપ્તિ તથા સચ્છાસ્ત્રોમાં કહેલા ધર્માધર્મના ફળરૂપ વિધિ આચરણ તથા નિષેધના અતિકમથી ઉત્પન્ન થયેલા સ્વર્ગ નરકની પ્રાપ્તિમાં વિશ્વાસપૂર્વક સત્યપણાની બુદ્ધિ, 'मोहः'-કાર્યાકાર્ય વિવેકના અભાવમાં કારણભૂત વિપરીત જ્ઞાન. 'अनृतम्'-હાસ્ય વિનોદ વિહિતસ્થાન વિના પણ બીજે સ્થાને વારંવાર અસત્ય ભાષણ . **શ્રીહરિલીલાકલ્પતરૂ/ ૩/૬૪/૨૩)''**

(૭૯) ''ડાબા હાથના આંગળીઓના નખ તે રક્તને ઉપડતા ને તેજસ્વી છે ને તે નખના અગ્રભાગ અતિ તિક્ષ્ણ છે. (વ.મૃત.ઉપો.)''



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

ભગવાન શ્રીહરિ વડતાલથી પિપલાવ ગામ ભક્તોને દર્શન આપવા જતા હતા ત્યાં માર્ગમાં એક તળાવના કિનારે આવેલા આંબાના વૃક્ષ નીચે વિશ્રામ કરતા હતા તે સમયે પોતાના **હાથના નખ વધી ગયા હતા** ત્યારે પોતાના વધી ગયેલા નખોને કપિલેશ્વરાનંદ સ્વામી પાસે કપાવ્યા. આ પ્રસંગનું વર્ણન કરતા વિહારી લાલજી મહારાજ કહે છે "વિચરી

હરિવિડતાલથી, ગામ મહોન ગામ મેળાવજી । દર્શન દેવા દાસને, તેનો ભાળી ઉત્તમ ભાવ ॥ ત્યાનાં ભકતોને દર્શન દઈ, ચાલ્યા શ્રીહરિ સત્વર થઈ પંથે ત્યાંથી જતાં પિપલાવ, નિચે વાળિયું આવ્યું તળાવ ॥ આંબા હેઠે કર્યો વિરામ, જલપાન કર્યુ તેહ ઠામા કહયુ સંતને ત્યાં મુનિનાથે, વધ્યા છે **નખ મુજપગ હાથે** ॥ કપિલેશ્વરાનંદમુનિએ, નખલીધા પછી નેરણીએ । પ્રભુ ત્યાંથી ગયા પીપલાવ, ત્યાં ભક્તોનો ભાળીને ભાવ ॥ દાજીભાઈ તણી મેડિમાંય, ઉતર્યા જગજીવન ત્યાંગ **(હરિલીલામૃતમ્-૯/૬/૧ થી ૫) (અસ્તુ)**

**(૮૦) ''જમણા હાથના આંગળીઓના નખ તે રક્તને ઉપડતા ને તેજસ્વી છે ને તે નખના અગ્રભાગ અતિતિક્ષ્ણ છે. (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એક સમયે લોએજ ગામમાં વિરાજમાન નારાયણમૂનિએ મુકતાનંદ સ્વામીને કહ્યું કે 'તમો માંગરોળ જાવ' એટલે મુનિ તૈયાર થઈને જતી વખતે શ્રીહરિને સાષ્ટાંગ પ્રણામ કરીને ચરણકમળમાં મસ્તક મુકીને પગે લાગ્યા અને શ્રીહરિને પ્રેમથી ભેટીને મળ્યા આરતીનો સમય થતા શ્રીહરિએ કહ્યું કે 'સ્વામી પાછા વળો, અમારા **હાથપગના નખ લેતા જાવ'** પછી સ્વામી પાછા વળી પાસે આવીને પૂજા કરવાની ધાબળી ઉપર, શ્રીહરિને બેસારીને, પોતાને ઓઢવાના વસ્ત્ર ઉપર શ્રીહરિના ષોડશચિહ્નાંકિત ચરણારવિંદ રાખીને હાથપગના નખ ધીમેથી ઉતાર્યા તેને ખરી પ્રસાદી માનીને વસ્ત્રને છેડે બાંધી લીધા. ફરી સાષ્ટાંગ પ્રણામ કરીને મળીને પાછા પગલે મંદિરની ખડકીથી બહાર નીકળ્યા. (**હરિચરિત્રચિંતામણી/ભાગ-૧/વાર્તા-૧૦૨)**

**(૮૧) ‘‘જમણા હાથના જે તળા તે રક્ત છે ને તળામાં જે રેખાઓ છે તે શ્યામ છે. (વ.મૃત.ઉપો.)’’**



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

“અને ક્યારેક ભગવાન શ્રીહરિ વાર્તા કરતા પુષ્પગુચ્છને અથવા કોઈક મોટા પુષ્પને **<u>બે હાથે ચોળી નાખે છે</u>** અને ક્યારેક તો ઉત્સવને દિવસે પોતાની પૂજા કરવા સારૂ ઘણાક હરિભક્તો ભેગા થઈને આવે છે ત્યારે તેમણે ચઢાવ્યા જે પુષ્પના હાર તેને પોતાના

**<u>બે હાથે કરીને</u>** ગ્રહણ કરે છે તથા ચરણાવિંદે કરીને ગ્રહણ કરે છે તથા છડીએ કરીને ગ્રહણ કરે છે (**વચનામૃતમ્-પરઠારો-ઉપોદ્ઘાત**)" (અસ્તુ)

**(૮૨) ''ડાબા હાથના તળા તે રકત છે ને તળામાં જે રેખાઓ છે તે થોડી થોડી શ્યામ છે (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

ભગવાન શ્રીહરિ લોયાગામ પધારેલા અને ત્યાનાં ભક્તોના ખેતરોમાં શિયાળામાં રીંગણ ઘણા પાકેલા, એટલે લોયાગામના ભકતો તથા આજુબાજુમાં રહેતા બીજા ગામના ભક્તો એ રીંગણા વાવીને ભગવાન શ્રીહરિ પાસે મુક્યા. રીંગણા જોઈને ભગવાન શ્રીહરિએ

સ્વયં પોતાના હાથે સંતો ભકતો માટે શાક બનાવવા નો નિર્ણય કર્યો ભગવાન શ્રીહરિ જયારે શાક બનાવવા તૈયાર થયા. શ્રીહરિની માતાઓ શ્રદ્ધાઆદિક ધર્મદેવની પત્નીઓ શ્રીહરિના દર્શન માટે દિવ્યરૂપે કરીને ત્યાં આવી. તેમજ રૂકિમણીઆદિ પોતાની પત્નીઓ પણ દિવ્યરૂપે ત્યાં આવી અને શાકબનાવવા માટે તત્પર થયેલા શ્રીહરિને જોઈ પરમ શાંતિ પામી. તેટલાકમાં અનેક ક્રિયાઓમાં નિપુણ શ્રીહરિએ શાક બનાવવા મોટુ કઢાયુ ચુલા પર મુકયુ તે સમયે ધર્મદેવની પત્ની અને શ્રીહરિની માતા શ્રદ્ધાદેવીએ અતિઆનંદથી શ્રીહરિને ઘી આપ્યું. મૈત્રીદેવીએ જીરૂ આપ્યું. દયાદેવીએ વાટેલા મરચા, તુષ્ટિદેવીએ તજ, પુષ્ટિદેવીએ લવીંગ, ઉન્નતિદેવીએ રાઈ આપી. અને ક્રિયાદેવીએ મેથી આપી પછી શ્રીહરિએ ચૂલામાં અગ્નિ સળગાવી ને ઘી જયારે કડકડ થયુ ત્યારે તેમા જીરૂઆદિ કઢાયામાં નાંખ્યા. પછી પાકક્રિયામાં ચતુર એવા શ્રીહરિએ ઉત્સાહ પૂર્વક કઢાયામાં સુધારેલા વૃન્તાક નાંખી છમકારો બોલાવ્યો અને વઘાર કર્યો. ત્યાર પછી ધર્મપત્ની બુદ્ધિદેવીએ શાકમાં નાખવા માટે મીઠું અને મેધાદેવીએ હરિદ્રા આપી, તિતિક્ષાદેવીએ લીલા ધાણા, લજજાદેવીએ આદુ, ભકિતમાતાએ દહી, રૂકિમણીજીએ ચણાનો લોટ આપ્યો તે પછી શ્રીહરિએ મીઠુ અને હળદર વિગેરે એ બધુ શાકમાં નાંખ્યુ. તે પછી સત્યભામાઆદિ પોતાની પત્નીઓએ શ્રીહરિને પીરસવા ઉપયોગી એવા અનેક વિચિત્ર પાત્રો આપ્યા. ભગવાન વિષે જેને દિવ્ય દ્રષ્ટિ છે એવા બધા ભકતો આ બધુ પ્રત્યક્ષ નિહાળતા હતા. ભગવાન શ્રીહરિતો આ બધુ જોઈને મંદમંદ હસતા હતા. આ પ્રમાણે શાક બનાવવાના સમયમાં **હળદરવાળા હસ્તકમળ, ઘસવાથી પીળુ થઈ ગયુ છે પીતાંમ્બર જેમનું અને હસ્તકમળમાં જેમણે તબેથોગ્રહણ કરેલો છે** એવા સાક્ષાત્ ઈશ્વરેશ્વર શ્રીહરિ શાક બનાવતા થકાતે સમયે અતિ દર્શનીય મૂર્તિ જણાતા હતા. આમ શાક બનાવી ભગવાન શ્રીહરિએ પોતાના સંતો ભકતો ને જમવા માટે બોલાવ્યા અને સંતો ભકતોની પંકિત થઈ ત્યારે શ્રીહરિ સ્વયં કટિબંધન કરી પિરસવા પધાર્યા અને અદ્દભુત ચાતુર્યથી સંતો ભકતોને અનેક વખત પિરશી તૃપ્ત કર્યા. **(હરિદિગ્વિજય ઉલ્લસ-૩૮) (અસ્તુ)**

(૮૩) ''ડાબા હાથના હથેળીનામુળથી આઠ તસુ ઉંચુ એક છાપનું ચિહ્ન છે (વ.મૃત.ઉપો.)''



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

ભગવાન શ્રીહરિએક સમયે સારંગપુર પધાર્યા હતા અને સારંગપુર રાઠોડ ધાંધલના ઘરે ઉતર્યા હતા. રાઠોડ ઘાઘલની પત્ની રાણદેવબાઈ નિત્ય ભગવાનને માખણ જમાડતા હતા. એક દિવસ તેઓ શ્રીજી માટે માખણ વલોવતા થાકી ગયા. તે જોઈ ભગવાન શ્રીહરિ સ્વયં **પોતાના હાથે** માખણ વલોવવા બેઠા અને જયારે વલોણું થઈ રહયુ ત્યારે રાણદેવબાઈએ પણ માખણ લઈ તેમા સાંકર ભેળવી શ્રીજીનો થાક ઉતારવા તેઓને સાકર અને માખણ અર્પણ કર્યા. **(હરિલીલામૃતમ્-૭/૨૪/૬૧ થી ૬૫)** (અસ્તુ)

**(૮૪) ''જમણા હાથના મુળથી આઠ તસુ ઉંચુ એક છાપનું ચિહ્ન છે (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એક સમયે ભગવાન શ્રીહરિ ગઢપુરમાં ફુલદોલના ઉત્સવ પ્રસંગે જીવાખાચરના દરબારમાં રંગોત્સવ રમવા પધાર્યા હતા, જીવાખાચરે રંગ અને ગુલાલ આદી મંગાવીને શ્રીહરિ પાસે મુકયો. શ્રીહરિ આસન ઉપરથી ઉઠયા ખેસથી કમર કસીને બાંધી અને રંગ રમવા માટે તૈયાર થયા. બધા પાર્ષદો શ્રીહરિની સાથે રહ્યા અને સમગ્ર સંતો તેમની સામે રમવા ઉભા રહયા. સત્પતિ શ્રીહરિ એ સૌ પહેલા સોનાની તાંસડી ભરી ભરીને સંતો ઉપર રંગ નાખ્યો

પછી સંતો પણ શ્રીહરિ ઉપર પિચકારી ઓભરી ભરીને પ્રેમથી રંગ નાંખવા લાગ્યા. શ્રીહરિએ સોનાની પિચકારી હાથમાં લીધી તે ભરીને સંતોના ઉપર ખૂબ રંગ નાખ્યો. બધા પાર્ષદોએ પણ પિચકારીઓથી સંતોના ઉપર રંગ નાખ્યો ભકિતપુત્ર શ્રીહરિએ હાથના રૂમાલની જોળી કરીને તેમા ગુલાલ ભર્યો સંતોના ઉપર મુઠીએ મુઠીએ ગુલાલ નાખ્યો સંતો અને પાર્ષદો, પણ બધા પરસ્પર ગુલાલ ફેંકતા હતા ભગવાન શ્રીહરિનો અને સહુ ભકતોનો આ રંગોત્સવ મોટા મુકતોને પણ મુગ્ધ કરે તેવો થયો. આકાશમાં અને ધરતી પર ઉત્સાહ વધારનારા ઉત્સવને યોગ્ય વાંજિત્રો વાગવા લાગ્યા. તે સમયે મનુષ્ય લીલા કરતા હોય તેમ મહાપ્રભુ શ્રીહરિએ “સ્વયં પાર્ષદોની સાથે સંતો આગળ રંગોત્સવમાં હારિ ગયા હોય તેમ” સહુને દેખાડયું. તે પછી જિજ્ઞાસાનંદ મુનિ શ્રી હરિ પાસેથી વિજય ચિહ્ન ગોઠલેવા ઓસરી ઉપર ચઢયા. ત્યારે અલૈયાખાચરે તેને ધક્કો મારી જમીન ઉપર પછાડયા. ત્યારે નિત્યાનંદસ્વામી એ કહ્યું કે ‘સંતો! તમો પણ આ અલૈયાખાચરને ઓસરીમાંથી ખેંચીને જમીન પર પછાડો.’ ત્યારે સંતોએ પણ અલૈયાખાચરને પાડયા. ત્યારે તેમણે નીચા દેશી મકાનના છાપરાની નેવા પાસેની આડી પકડી લીધી સંતોઓ તેઓને ખેંચ્યા તેથી તે લાકડા સાથે જમીન ઉપર પડયા ત્યારે તેઓ એકદમ ખીજાયા અને પોતાની ઘોડીપર બેસીને ઝડપથી આવ્યા. તેઓએ સંતોના જુથ ઉપર ઘોડી એકદમ હાંકી, પણ સંતોએ પિચકારીઓમાં રંગ ભરીને રંગનો એવો મારો ચલાવ્યો કે ઘોડી સંતો તરફ આગળ વધી જ નહિ. “આ ઘોડીને હું બળતી આગ તરફ હાંકુ તો તત્કાળ આગમા કુદે પણ આજ તો આ પિચકારીઓની ધારાથી ડરી ગઈ આ શું થયુ?” એમ કહી અલૈયાખાચર પાછા વળી ગયા સંતો ખુશ થયા. તે વખતે શ્રી નિત્યાનંદસ્વામી એકદમ ઓસરી ઉપરચઢી ગયા તેમણે રંગક્રિડામાં હારી ગયેલા મહાપ્રભુ શ્રીહરિને **બે હાથે પકડયા અને તેમના હાથમા પહેરેલા સૌનાના બંને વળીયા કાઢી લીધા** ત્યારે સંતોના પ્રિયમહાપ્રભુ શ્રીહરિ હસતા મુખ ચંદ્રથી બોલ્યા કે “ અમે બધા આ રંગક્રિડામાં હાર્યા અને તમે સર્વ સંતો જીત્યા માટે તમો બધાને અમો બાથમાં લઈ લઈને મળશું” એમ બોલી બધા સંતોને વારાફરથી બાથમાં લઈને મળ્યા, અને ઉન્મત્તગંગામાં સ્નાન કરવા પધાર્યા” (**હરિચરિત્રમ્/ ૩/૧૭/૧૦૨૫)(અસ્તુ**)

(૮૫) ''ડાબી કુખની ઉપર કાખ (બગલ)ની નીચે ત્રણ તિલની હારમાળા માહોલે એક તિલ છે. (વ.મૃત.ઉપો.)''



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એક સમયે ભગવાન શ્રીહરિ ગામ ધમડકે પધાર્યાને દરબાર રાયધણજીનાં ઘરે ઉતર્યા. પછી દરબારે ઢોલીયો ઢાળી દીધો તે ઉપર શ્રીજી મહારાજ બિરાજમાન થયા. પછી રાયધણજીના પિતા લાધાજી તથા તેના ભાઈઓ અને ગામના બીજા માણસો તે સહુ આવીને શ્રીજી મહારાજને પગે

લાગીને આગળ બેઠા. પછી રાયઘણજીએ કહ્યું "શ્રીકૃષ્ણ તો નાના હતાને તેણે કંસાદિક દૈત્યોને શી રીતે માર્યા હશે?" ત્યારે મહારાજે કહ્યું કે "તમારે તેનું પારખું જોવુ છે?" ત્યારે તે કહે " હા મહારાજ" પછી મહારાજે તેને કહયુ "તમે અમારૂં આ કાંડું પકડો" એટલે દરબાર રાય ઘણજીએ પોચે પોચે હાથે મહારાજનું કાંડું પકડયું. ત્યારે મહારાજે કહ્યું " બરોબર પકડો" ત્યારે દરબારના બીજા ભાઈઓએ કહ્યું "હે મહારાજ! એ આપનું કાંડુ બરાબર પકડશે તો તે ખડી જાશે એતો બહુ બળીયા છે" ત્યારે મહારાજ કહે "ચિંતા નહિ બરાબર પકડો" એમ કહી મહારાજે પોતાના હાથનું કાંડુ રાયઘણજી પાસે બરોબર પકડાવ્યું. પછી મહારાજે પોતાનો હાથ અદ્ધર કરીને દરબારને પોતાની **બગલમાં લઈ** લીધાને એવી ભીસ દીધી કે રાયઘણજીને મુર્છાઆવી ગઈ. પછી તેને ભોયેં સુવરાવી દીધા. ત્યારે તેના ભાઈ રામસિંહજી તથા કલ્યાણ સિંહજી આદિક બોલ્યા કે " હે મહારાજ! આતો બહું જ ખોટુ થયું" એમ કહીને બહુ પ્રાર્થના કરી ત્યારે મહારાજે તેના શરીર ઉપર હાથ ફેરવ્યો એટલે તેઓ બેઠા થયા. ત્યારે તે બોલ્યા જે 'હે મહારાજ મારા હાડકાનાં તો ચુરેચુરા થઈ ગયા હતા તે હું તો મરણ પામ્યો હતો પણ તમે અમને દયા કરીને બેઠા કર્યા માટે હે મહારાજ આપતો શાક્ષાત્ પરમાત્મા છો ને તમારી સાથે હસવા રમવા જેવુ નથી આમો તો તમારી કૃપાથી જીવિત થયા' (**હરિચરિત્ર ચિંતામણી/વાર્તા-૪૩૯**)(**અસ્તુ**)

(૮૬) ‘‘ડાબી કુખની ઉપર કાખ (બગલ)ની નીચે ત્રણ તિલની હારમાળા માહોલે બીજો તિલ છે. (વ.મૃત.ઉપો.)’’



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

ભગવાન શ્રીહરિ એક સમયે આખા ગામમાં નારાયણ દવેના ઘરે સભા કરીને બિરાજમાન હતાં. તે સમયે વાલજીભાઈ મલ્લ પણ સભામાં બિરાજમાન હતા. ત્યારે મહારાજે વાલજીભાઈને પુછ્યું કે, ‘તમે કેવાંક બળીયા છો?’ ત્યારે તેઓ બોલ્યા કે, ‘મહારાજ! હું તો અતિબળીયો છું, ને મલ્લ કુસ્તિમાં હું બહું જ પ્રવિણ છું તે ગમે તેઓ યોદ્ધા હોય તે પણ મને

પહોંચી શકે નહિ, એવું મારૂં બળ છે.' ત્યારે મહારાજ કહે '<u>**તમે અમારી સમિપમાં આવો અને અમારી બગલમાં તમારૂં મસ્તક રાખો, પછી તમે જો કાઢી લો તો ખરાં**</u>' ત્યારે મલ્લે આવીને તે પ્રમાણે મસ્તક રાખ્યું. પછી કાઢવાનો ઘણો પ્રયાસ કર્યો પરંતુ નિસર્યુ નહિ એટલે તે બોલ્યા કે 'હે મહારાજ! અમારૂં મસ્તક મુકી દો' ત્યારે મહારાજે તેનું મસ્તક છુટુ કર્યુ. એટલે તે મલ્લ બોલ્યા કે 'હે મહારાજ! તમે તો સાક્ષાત્ ભગવાન છો.**(હરિચરિત્રચિંતામણી/ભાગ–૧/વાર્તા–૧૫૫)**

**(૮૭) ''ડાબી કુખની ઉપર કાખ (બગલ)ની નીચે ત્રણ તિલની હારમાળા માહોલે ત્રીજો તિલ છે. (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે**...

સવંત ૧૮૮૦ના જયેષ્ઠ સુદી ૧૧ એકદાશીને દિવસે સ્વામી સહજાનંદજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં ઉગમણે દ્વાર ઓરડાની ઓસરીએ ઢોલિયા ઉપર વિરાજમાન હતા અને મસ્તક ઉપર નવાનગરનું સોનેરી કોરે યુક્ત શ્વેત મોળિયુ બાંધ્યુ હતુ અને શ્વેત પછેડી ઓઢી હતી અને શ્વેત ખેસ પહેર્યો હતો અને શ્રીજીમહારાજના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશતા હરિભક્તોની સભા ભરાઈને બેઠી હતી અને તે સમાને વિશે ઝાંઝ, મૃદંગ, લઈને કીર્તન ગવાતા હતા.

કીર્તન ભક્તિ થઈ રહયા બાદ ભગલાન શ્રીહરિ કૃપાકરીને બોલ્યા કે "જેટલા માયિક પદાર્થમાત્ર છે તે તો એક સરખા જણાય છે. જેમ **કાખ (બગલ)નો મુવાળો છે** તેમા સારો કાયો ને નરસો કયો ?"(વ.મૃત.ગ.મ.-૪૭)

**(૮૮) ''કંઠના ખાડાની વચ્ચે એક તીલ છે. (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે**...

ભગવાન શ્રીહરિએ પોતે કહેલી શતાનંદસ્વામિએ ગુંથેલી ટીકા સમલંકૃત શિક્ષાપાત્રીને જોઈને બહુ પ્રસન્ન થયેલા શ્રીહરિએ સભામાં જ તે શતાનંદ મુનિની પ્રસંશા વિશેષતઃ કરી "જેટલો મારો હૃદયગત અભિપ્રાય હતો તેટલો સર્વ પણ ન્યૂનાધિકભાવ વિના આ મુનિએ આ સટીક શિક્ષાપાત્રીમાં આણ્યો છે" એમ સભામાં બેઠેલા મુકતાનંદાદિક મુનિઓએ સોમ, ઉત્તમ, હેમંતાદિક ભકતજનો પ્રતિ ભગવાન બોલ્યા,એ રીતે મુનિનું કૃતિ કૌશલ વખાણતા બહુ પ્રસન્ન થયેલા પ્રભુ શ્રીહરિએ પરા પ્રીતીથી પોતાના **કંઠમાં રહેલો દિવ્ય ગુલાબનો હાર** મુનિને

આપીને તેમના મસ્તક ઉપર અત્યાનંદથી સકલલોક ક્ષેમકર પોતાના બે કરકમળો મુક્યા. **(સ.જી.૫/૬૭/૫ થી ૮)(અસ્તુ)**

**(૮૯) ''કંઠના ખાડાની વચ્ચેના તીલથી જરાક છેદે એક નાનો તિલ છે (વ.મૃત.ઉપો)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

હરિદિગ્વિજય ગ્રંથ નિત્યાનંદસ્વામીએ રચીને ભગવાન શ્રીહરિની સમક્ષ મુક્યો. શ્રીહરિએ તે ગ્રંથને સંતો પાસે વંચાવડાવ્યો. ગ્રંથને શ્રવણ કરી પ્રસન્ન થયેલા શ્રીહરિએ

પોતાના **<u>કંઠમાંથી પુષ્પનો હાર કાઢી નિત્યાનંદ સ્વામીના કંઠમાં પહેરાવ્યો</u>** **(હરિદિગ્વિજય/ઉલ્લાસ-૪૯/૬૮)**

બીજુ પણ ચરિત્ર છે એક સમયે ભગવાન શ્રીહરિ વડતાલ પધાર્યા અને સીધા જ લક્ષ્મીનારાયણ દેવના દર્શન કરવા પધાર્યા. નિર્મળદાસ નામે પૂજારી લક્ષ્મીનારાયણ દેવની પૂજા કરતા હતા તે વર્ણી બહુ જ ભારે નિર્માની હતા તેણે શ્રીહરિને હજારી ફુલ ના હાર પ્રેમ સહિત પહેરાવ્યા. શ્રીહરિના ઉપર તેને જે હેત હતુ તે કહી શકાય તેમ ન હતુ. તે સમયે બીજા પણ સંતો ભક્તોએ શ્રીહરિને હાર પહેરાવ્યા હતા એટલે કંઠમાં દસબાર હાર થઈ ગયા હતા તેમાથી બે હાર ઉતારીને શ્રીહરિએ પૂજારીને આપ્યા અને વારંવાર તેમના વખાણ કર્યા એવા સમયમાં ત્યાં બ્રહ્માનંદ સ્વામી આવ્યા તેઓ વડતાલ મંદિરના મહંત હતા. આવીને તેઓ શ્રીહરિના ચરણમાં પડયા તે વખતે શ્રીહરિ તેમને ઉભા કરીને ભેટયા. **<u>પછી કંઠમાથી એક હાર ઉતારી</u>** ને તેમને આપ્યો અને ખૂબ પ્રેમથી તેમને બોલાવ્યા. વડતાલ મંદિરમાં જે સંતો વર્ણી અને પાર્ષદો રહેતા હતા તે બધાને અતિશય ઉદાર એવા શ્રીહરિ ભેટયા અને એક એક હાર ભાવથી આપ્યો. (**હરિચરિત્રામૃત સાગર/૨૭/૧૨/૬-૧૩**)

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "जत्रुणी ध्यायतस्तस्य त्वायातीक्षा तथा क्रिया। अहन्ताऽपैति पैशुन्यं दूषणं दुर्दशास्पदम् ।।-શ્રી હરિની બન્ને હાંસડીઓનું ધ્યાન કરનાર ભક્તને ઈક્ષા તથા ક્રિયા ગુણ આવે છે, દુર્દશાના સ્થાનભુત અહંતા તથા પૈશુન્યરૂપ દોષ નાશ પામે છે. ('ईक्षा'-યુક્તાયુક્ત વિવેચન, 'क्रिया'-સચ્છાસ્ત્રોક્ત સત્ક્રિયાનુંષ્ઠાન રૂપ, 'अहन्ता'-જ્ઞાનવાળાને પણ મોહથી મિથ્યા અહંભાવ, 'पैशुन्यम्'-પારકાના દુ:ખમાં જ હેતુભૂત રહસ્ય બીજાને શાસ્ત્રીય દોષને નહીં ગણીને છાનુંમાનું કહેવુ. **શ્રીહરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૨૭)''**
"कण्ठं चिन्तयतस्तस्य साम दानं च सद्गुणः। आयात्यपैति चासूया क्रोधो दोषो महार्तिदः।।-શ્રી હરિના કંઠનું ચિંતવન કરનાર ભક્તમાં સામ તથા દાનરૂપી સદ્ગુણ આવે છે મહાપીડાને આપનાર અસૂયા તથા ક્રોધરૂપી દોષ નાશ પામે છે. ('साम'-શાંત બુદ્ધિથી અન્યને પ્રીતિ ઉત્પન્ન થાય તેવું બોલવું, 'दानम्'-ન્યાયથી પ્રાપ્ત કરેલા ધનનું ફરી ગ્રહણ ન કરવું, અને સત્પાત્રમાંજ અર્પણ કરવું, 'असूया'-બીજાના ગુણોમાં દોષનું આરોપણરૂપ, 'क्रोध'-પ્રતિઘાતજન્ય બોલાચાલી તથા તાડનાદિમાં કારણભૂત મનનો સંતાપ. **શ્રીહરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૨૮)''**

**(૯૦) ''ડાઢીથી હેઠે એક તિલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

મહારાજે જાળીયાગામમાં મંદવાળ ગ્રહણ કર્યો હતો ત્યારે ભગુજીને કહ્યું કે " અમને જગાડતા રહેજો નહિતર અમે ઉંડા ઉતરી જશું તો અમારે દેહ પડી જશે." ત્યારે ભગુજી પોતાના સાથળ ઉપર મહારાજનું મસ્તક રાખતા અને વારે વારે મહારાજની ચિબુક પકડી હાલાવીને મહારાજને જગાડતા. (અસ્તુ)

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "हनुं चिन्तयतस्तस्य मौनमायाति सद्‌गुणः । उद्रेकश्चापयात्येव निन्दा दम्भस्तथा द्रुतम्॥–શ્રી હરિની હડપચીનું ચિંતવન કરનાર, ભક્તમાં મૌન થતા ઉદ્રેક નામના ગુણ આવે છે. નિદ્રા તથા દંભ નામના દોષ નાશ પામે છે. ('मौनम्'–વૃથા પ્રલાપથી બુદ્ધિપૂર્વક નિવૃત્તિ, 'उद्रेक'–મોટા પુરૂષની ચરણરજના અભિષેકથી તેમના ગુણની પ્રાપ્તિ કરવાની ઈચ્છાથી પોતાનો ઉત્કર્ષ સાધવો તે, 'निन्दा'–અન્યમાં દોષ કલ્પીને બીજાને બતાવીને પછી વારંવાર વિપરીત વચન બોલવાપૂર્વક તેનો તિરસ્કાર કરવો, 'दम्भ'–પોતે અધાર્મિક હોવા છતાં પણ ધાર્મિકપણું બતાવી ધર્માનુષ્ઠાન કરવું તે. **શ્રીહરિલીલાકલ્પતરૂ/૩/૬૪/૨૯)''**

**(૯૧) ''ખભાથી બે આંગળ હેઠે વાંસવાં એક રોમે સહિત એક મોટો તિલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એક સમયે ભગવાન શ્રી હરિ સંતો ભક્તોને લઈ ઉન્મતગંગા માં આવેલા ખળખળયાના આરે સ્નાન કરવા પધાર્યા. ત્યાં ઉચા પત્થરના કીનારાને ચરણ લગાડીને શ્રીહરિ બેસી ગયા. પછવાડેથી ઉન્મતગંગાના પ્રવાહે બેઠેલા શ્રીહરિને ચલાયમાન કરવા માટે મહાપ્રયાસ કર્યો પરંતુ લગારેય પણ શ્રીહરિને ચલાયમાન કરવા માટે સમર્થ થયો નહી શ્રીહરિના મુખકમળ ઉપર જ દ્રષ્ટિવાળા સમગ્ર ભકતજનો ત્યાં બેઠા હતા શ્રીહરિ જળની પ્રસંશા કરતા થકા કોગળા કરતા સતા સ્નાન કરતા હતા. તે સમયે જળ શ્રીહરિના **પછવાડે વાંસનાં ભાગમાં અથડાઈને બન્ને ખભા ઉપર** અને મસ્તકમાં પડતા નદીનું જળ તો અત્યન્ત  નાગરાજની ફણાઓની માફક શોભતુ હતું. આ પ્રમાણે જલક્રિડા કરતા શ્રીહરિએ સ્થૂળ (જાડા)શરીરવાળા બ્રહ્માનંદ મુનિ, નાગમાલ, તથા સૂરાખાચરને પાણીના પુરમાં પગથી તત્કાળ પાડી નાખ્યાં પછી જળના સમુદાયમાં તણતા વારંવાર બુડતા અને ઉપર આવતી સ્થિતિમાં નહિ રહેલા શરીરને જોઈને સ્વાશ્રિતોને શ્રીહરિ હસતા અને હસાવતા હતા. (**હરિલીલાપ્રદિપ/૨/૩૬/૩૮ થી ૪૩) (અસ્તુ)**

**(૯૨) ''ખભાની બે આંગળ હેઠેવાસામાં જે રોમે સહિત તિલ છે તે તિલથી હેઠો બીજો તિલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

સારંગપુર માં એક સમયે મુશળધાર વરસાદ વરસતો હતો. ત્યારે વરસાદને લઈ દેવાભક્તનું ઘર પડવાની તૈયારીમાં હતું. ઘણી બુમો પાડવા છતા કોઈ મદદે ન આવ્યું. ત્યારે ભગવાન શ્રીહરિને પ્રાર્થના કરી ત્યારે ભગવાન શ્રીહરિ વરસતા વરસાદમાં તેના ઘરે આવ્યા અને તેના મોભને પોતાના **ખભાપર જાલી વરસતા** વરસાદમાં આખી રાત્રી ઉભા રહયા આ

પ્રસંગનું વર્ણન કરતા વિહારીલાલજી મહારાજ કહે છે " લખો દેવો પાટીદારભાઈ, હરિભક્ત ભલા ગામમાંઈ। તેનું ઘરતો પડયુ મધ્યરાતે, દબાયાં તેમાં ઢોર હતા તે ॥ તથા માણસો ઘરનાં દબાયાં, છૈયા છોકરાં પણ ન રખાયાં । બુમો પાડી બહુને બોલાવ્યાં, પણ માણસ કોઈ ન આવ્યાં ॥ વરસાદની ગર્જના થાઈ, સાદ કોઈનો નહિ સંભળાય । નહી કોઈને જીવ્યાની આશ, રાખે પરનો ત્યાં કોણ તપાસ ॥ પ્રભુની ત્યારે પ્રાર્થના કરી, કરો આવી સહાયતા હરિ । ઉંચો મોભ રહયો એક ટકી, પડી જાશે એને તહા થકી ॥ ઘરનાં જન સૌ મરી જાશે, બીજું પણ બહુ નુકશાન થાશે । તમે કૈક છોડાવીયાં દુખથી, છોડાવ્યો ગજગ્રાહના મુખથી ॥ તમે પક્ષીનાં બચ્ચાં બચાવ્યાં, ગજઘંટની હેઠે રાખાવ્યા । લાખા ગૃહમાં પુરી સળગાવ્યા, તમે પાંડવોને ત્યાં બચાવ્યા ॥ બુડતાં હરિભક્ત ના વહાણ, તમે તર્યા તે શ્યામ સુજાણ । નાવ બુડતા મહાનદીનીર, તમે ઉગારિયા રઘુવીર ॥ તમે દ્રોપદીની રાખી લાજ, એવાં એવાં કર્યા ઘણા કાજ । દીનબંધુ દયાદીલ ધરો, આજમારી સહાયતા કરો ॥ કોપ્યો વ્રજપર દેવોનોનાથ, તમે ધર્યા ગોવર્ધન નાથા એવી રીતે પધારીને આજ, મારી રક્ષા કરો મહારાજ ॥ આવે વહારે આવું દુઃખ જોઈ, તમવગર નથી એવું કોઈ। માટે આ સમે આવવું પડશે, નહી આવો તો આપજશ ચડશે ॥ એવો સાંભળ્યો એનો ઉચ્ચાર, ધાયા ઉઠીને ધર્મકુમાર । **<u>ખભા ઉપર મોભને ધર્યો</u>**, ભકતને એવીરીતે ઉગાર્યો ॥ વીતી રાતતે પ્રગટયું પ્રભાત, વરશીને થાકયો વરસાદ । આસપાસના માણસ આવ્યાં, પશુને તથા જનને કાઢયાં ॥ ત્યાં સુધી મોભ ખભે ધરી, એમ ઠામ ઉભા રહયા હરિ ! જન દેખે નહિ કોઈ જેમ, જૈને સુતા ઉતારામાં તેમ ॥ જને જોયુ પ્રભાતમાં જયારે, દીઠો કાપો ખભા પર ત્યારે । કરી વિનંતી પુછી લીધી વાત, શ્રીમુખે બધિ કહી સાક્ષાત્ ॥ (**હરિલાલમૃતમ્/૭/૨૪/૨૬ થી ૩૬) (અસ્તુ)** ''

## (૯૩) ''વાસામાં રોમે સહિત જે તિલ છે તેથી હેઠે ત્રીજો તીલ છે (વ.મૃત.ઉપો.)''



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એક સમયે ભગવાન શ્રીહરિ કારિયાણી ગામમાં માંચાખાચરના ઘરે બિરાજમાન હતા અને ત્યાંથી શ્રીહરિ દુર્ગપુર પધાર્યા અને ત્યાં ઘણા દિવસો રોકાયા. તે સમયે અસુરોએ સંતો પર અતિશય ત્રાસ ગુજાર્યો હતો સંતોને વાંક વગર મારે, તેમની કંઠીઓ તોડી નાખે, તેઓની પૂજા કમંડલ લઈલે, છતા સંતો ચૂપચાપ બધુ સહન કરતા હતા. સંતો જયારે અસુરોના ઉપદ્રવની રાજાને ફરીયાદ કરતા ત્યારે રાજા અસુરોને કંઈ કહેવાને બદલે સામુ સંતોને

ધમકાવતા હતા ત્યારે ભગવાન શ્રીહરિ પણ સંતોની સહનશિલતા જોઈને દ્રવી ઉઠયા અને સંતોની **<u>પીઠ ઠાબડતા</u>** કહ્યું "હવે તમો બધા નિર્ભય થઈને વિચરો થોડા જ દિવસમાં આ બધા જ અસુરોનો અંત આવશે" એમ કહી સંતોને વિચરણ કરવા માટે મોકલ્યા આ બાબતનું વર્ણન કરતા નિષ્કુળાનંદ સ્વામી કહે છે "પછી સાધુને આપી છે શીખ, હવે ફરવા જાઓતો થીક॥ પછી સંતને શીખ જ આપી, રહેજ્યો નિર્ભય કહી પિઠય સ્થાપી । સંત સધાવિયા નામી શિશ, પોતે પધાર્યા ગુર્જર દેશ ॥". **(ભકતચિંતામણી પ્ર.૫૦/૪૧-૪૨) (અસ્તુ)**

**(૯૪) ''કરોડની ડાબી કોરે ડોકથી તસુ હેઠો તિલ છે. (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

उपविष्टः कर्हिचिच्चमोटयन्नात्मकन्धराम् ।। गृहित्वा चिबुकप्रान्तौ कदकारंवादयत्यसौ।।

અને કયારેક તો શ્રીહરિ પોતે આસન પર બેઠા થકા પોતાની **<u>ડોકને પોતાના </u>**બે હાથ વાડે પકડી બે પાસે મરોડી કડાકા બોલાવે છે અર્થાત્ કડાકાની ધ્વનિ કરે છે. **(હરિવાકયાસુધા સિન્ધુ/ઉપોદ્‌ઘાત/શ્લોક–૨૬૯) (અસ્તુ)**

**(૯૫) ''જમણી ખરપડી પર એક તીલ છે. (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

વર્ધાન જાળીયામાં રતનબાઈનાં ઘરે ઓસરીમાં સાંગામાંચી ઉપર ભગવાન શ્રીહરિ બિરાજમાન હતા ઉઘાડુ શરીર હતુ. ત્યારે તેઓના **વાંસા પર** મંકોડો ચડી ગયો. ત્યારે નાની ઉમરના સોની પ્રેમબાઈ પોતાના હાથથી મંકોડાને પાડવા ગયા. ત્યારે પાર્ષદ કહે ' એય છોરી મહારાજને અડીશ નહિ' મહારાજ કહે ' બાળકી છે તેનો વાંધો નહિ' (**હરિચરિત્રચિંતામણી ભાગ-૧/ વાર્તા-૨૨૭**)

બીજુ પણ એક ચરિત્ર છે ગઢપુરમાં ગોપીનાથજીના મંદિરનું કામ ચાલતુ હતુ અને કડીયા મંદિર ઉપર કામ કરતા હતા અને ધર્મસ્વરૂપાનંદ બ્રહ્મચારી નીચે બધો સુધારો કરતા હતા. તે ઉઘાડે શરીરે હતા તેથી તેમના શરીર ઉપર ચુનો પડેલો તે સમે શ્રીજી મહારાજ કામ જોવા પધાર્યા અને ધર્મસ્વરૂપાનંદના વાસામાં ચુનો જોઈ મહારાજ બોલ્યા જે " **ઋષિના વાંસા ઉપર** ચુનો પડયો છે" એમ કહી મહારાજે પોતાના હાથેથી તેમના વાંસા ઉપરથી ચુનો ખંખેરી નાખ્યો. (**અક્ષરાનંદસ્વામીની વાર્તા-૩૧**)

(૯૬) ''કરોડથી જમણી કોરે વાંસાનાં મધ્યમાં (ચાર તીલ માહિલો)એક તિલ છે (વ.મૃત.ઉપો.)''



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

ગઢપુરમાં મંદિરનો પત્થર ચઢાવતા દોરડા તુટયા એક જ દરોડા ઉપર મોટો પત્થર લટકી રહ્યો. જો મુકી દે તો શિખરને નુકશાન થાય અને નીચે કેટલાય ને ઈજા થાય. ત્યારે ત્યાં ઉભા રહેલા નિષ્કુળાનંદસ્વામી બોલ્યા 'જોઈ શું રહયા છો કંઈ થશે તો ધામમાં તેડી જનારા અહીંજ બેઠા છે' ત્યારે સ્વામીની વાત સાંભળી બધાએ જોર કરી પત્થર ચડાવી દીધો. પછી સ્વામી મહારાજને કહે ' તમે બહુ રક્ષા કરી' મહારાજ કહે 'આવા વિચાર્યા વગરના કામ કરતા નહી.

તમારો પત્થર ચડાવતા અમને પરસેવોવળી ગયો અમારો **<u>વાસો પણ પલડી ગયો.</u>**'

(**હરિચરિત્રચિંતામણી ભાગ–૨/ વાર્તા–૧૪૬**) (અસ્તુ)

**(૯૭) ''કરોડથી જમણી કોરે વાંસનાં મધ્યમાં બીજો તિલ છે(વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

**એક સમયે શ્રીજી મહારાજે ગઢપુરમાં વસંતપંચમીનો સમૈયો કર્યો અને સંતો તથા હરિભક્તો સાથે રંગરમી લાભ લીધો. પછી શ્રીજી મહારાજ ઉત્તરાબારના ઓરડાની ઓસરીએ પધારી ચાકળા ઉપર વિરાજમાન થયા હતા. તે સમે ગોપાળાનંદ સ્વામીના મનમાં સંકલ્પ થયો જે**

" સૌ સંતે મહારાજ સાથે રંગે રમી ંલાભ લીધો પણ અમારાથી લાભ લેવાણો નહી" પછી રંગનું તપેલુ ભર્યુ હતુ તેમાથી એક પીચકારી ભરીને પોતે મહારાજ પાછળ ઉભા રહ્યાં અને વિચારવા લાગ્યા કે 'મહારાજની છાતીમાં પીચકારી નાખુતો અપરાધ થાય.' એમ વિચારી મહારાજના **વાંસમાં** પીચકારી નાંખી તે જોઈ મહારાજે પાછું વળી જોયુ એટલે ગોપાળાનંદસ્વામી હાથમાં પીચકારી લઈ બેઠા હતા તે જોઈ મહારાજ હસ્યાં કે 'ઘરડી ગાયને પણ શુરાતન ચઢયુ દેખાય છે.' એમ મહારાજે કહયુ એટલે રાજી થયા અને સખાએ સહિત ઉન્મત્ત ગંગામાં સ્નાન કરવા પધાર્યા. (**અક્ષરાનંદસ્વામીની વાર્તા–૧**) (**અસ્તુ**)

(૯૮) **''કરોડથી જમણી કોરે વાંસની મધ્યમાં ત્રીજો તિલ છે(વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એક સમયે ગઢપુરમાં હરિનવમીના ઉત્સવ પ્રસંગે બોચાસણના કાશીદાસની મોતૈયા લાડુની રસોઈ હતી. લાડુ બનાવનારા લખુ કંડોઈને કાશીદાસે મોતૈયાલાડુ બનાવવા માટે જરૂરી સામાન આપ્યો અને તેણે મોતૈયાલાડુ બનાવ્યા. પરંતુ જેટલા લાડુ બનાવેલા તેનાથી વધારે તો જમનારા હતા એટલે કાશીદાસ મુંજવણમાં પડી ગયા ત્યારબાદ  ભગવાન શ્રીહરિ પાસે જઈ કાશીદાસે બધી વાત ભગવાન શ્રીહરિને કરી. તે પછી ભગવાન શ્રીહરિ તેઓને લઈ જયાં લાડુ બનાવેલા તે ઓરડામાં આવ્યા અને લાડુ કેટલા છે તેની ગણતરી કાશીદાસ પાસે કરાવી ત્યારે કાશીદાસે લાડુઓની ગણતરી કરતા એક હજાર લાડુ કુલ થયા અને જમનારા જે આગલે દિવસે હરિનોમના ઉપવાસી એવા પાંચસો થી વધુ સંતો હતા ત્યારે શ્રહિરિએ કાશીદાસનો **વાંસો ઠબઠબાવી કહ્યું** ‘તમો ઉદાસ ન થાવ’ ત્યારબાદ સંતોની પંગત પડી અને ભગવાન શ્રીહરિ સ્વયં સંતોને પિરસવા પધાર્યા અને પાંચવાર સંતોની પંક્તિમાં સિંહગર્જના સંતોએ ન કરી ત્યાં સુધી પીરસતા રહ્યા. બધા સંતોને જમાડી ખુબ તૃપ્ત કર્યા છતા પણ લાડુ ખુટયા નહી કાશીભાઈએ આવીને જોયું તો લાડુ તો એટલાને એટલા જ હતા. **(હરિલીલામૃતમ્/કળશ/૯/૩/૧૯ થી ૩૮) (અસ્તુ)**

**(૯૯) ''કરોડથી જમણી કોરે વાંસાની મધ્યમાં ચતુર્થ તિલ છે(વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

અતે ક્યારેક તો ભગવાન શ્રીહરિ પોતાના ભક્ત જનની પાસે પોતાના **<u>વાંસાને</u>** દબાવે છે ત્યારે હઈયાની તળે તકીયો રાખીને દબાવે છે (**<u>વચનામૃત/ઉપોદ્ઘાત</u>**) **(અસ્તુ)**

**(૧૦૦) ''નાસિકાની પાસે જમણી કોરે એક મોટો તિલ છે અર્થાત્ જમણે ગાલે તિબકડી છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

વિશ્વકર્માએ નિર્માણ કરેલા સુંદર રત્નજડિત સુવર્ણના પારણામાં બાલઘનશ્યામ પોઢેલા હતા તેવા સમયમાં સુવાસિનિ ભાભી બાળ ઘનશ્યામને લેવા માટે આવ્યા. ત્યાં તેઓએ એક આશ્ચર્ય ઉપજાવે એવું દ્રષ્ય જોયુ. બાળઘનશ્યામ જે પારણામાં પોઘેલા હતા તેમા ઘનશ્યામના અનંત પ્રતિબિંબ જોયા આ પ્રતિબિંબ જોઈ તેઓ વિચારવા લાગ્યા આમાંથી સાચા ઘનશ્યામ કયા ? સુવાસિનિ ભાભીએ વિચાર્યુ સાચા ઘનશ્યામના જમણા ગાલે ટીબકડી હશે. અને

પ્રતિબિંબમાં તે ડાબા ગાલે દેખાશે. એમ વિચારી સાચા ઘનશ્યામના **જમણે ગાલે તિબકડી જોઈ** તેઓને પારણામાંથી લઈ પોતાની ગોદમાં પધરાવ્યા આ પ્રસંગનું વર્ણન કરતા વિહારી લાલજી મહારાજ કહે છે " જેમા પોઢે છે સુંદરશામ, તે તો છે ઘણી શોભાનુ ધામ ॥ સાવ સોનાનું શોભે આપાગ, માંહિ કોતર્યા સુરનર નાગ । માંહિ કોતર્યા ચિત્ર વિચિત્ર, વૃક્ષવેલિને પુષ્પપવિત્ર ॥ માંહિ પર્વત મેરૂ રહે છે માંહિ સાગર સરિતા વહે છે । હંસ પોપટ ઉપર જે છે, જાણે પક્ષી સજીવન તે છે ॥ જોઈ ચિત્તમાં કરતા વિચાર, ભાસે બ્રહ્માંડ નો જ આકાર । મોરવાયા દીસે છે બે કેવા, ધ્રુવ ઉત્તર દક્ષિણ જેવા ॥ દાંડી છે શિશુમાર સમાન, તેમ હીરા છે તે જ નિધાન । શોભે ઝુંમર સૂરજ ચંદ, હીરા તે તો તારા તણાં વૃંદ॥ તેમા પારણુ પૃથ્વી અનૂપ, દોરી હીરાની શેષ સ્વરૂપ । આખા વિશ્વના અંતર જામી, તે તો પોઢ્યા છે પારણે સ્વામી ॥ ઉંચે નીચે તેને ચારે પાસે, મણી માણેક જડિત પ્રકાશે । એક સમયે સુવાસિની બાઈ, લેવા હરિને ગયા હરખાઈ ॥ જઈ પારણામાં જોયુ જયાંય અતિ અચરજ દીઠું છે ત્યાંય ॥ ઘણા હીરામાં હરિવર કેરાં, પ્રતિબિંબ પડવા છે ઘણેરાં । ઉપજયો ઉર સંભ્રમ એવો, કયાં બાળકને તેડિલેવા ॥ તેતો બાઈ છે બુદ્ધિનિધાન, તેણે કેમ જાણ્યા ભગવાન ॥ જમણે ગાલે ટિબકડી છે જેહ, પ્રતિબિંબે ડાબે દીઠી તેહ । તેથી સત્ય સ્વરૂપ જાણી, તેડી લીધા અતિ પ્રેમ આણી ॥ (**હરિલીલામૃતમ્/કળશ-૨/વિશ્રામ-૭/૨થી૧૧) (અસ્તુ)** "

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "**कपोलौ ध्यायतस्तस्य क्षमाऽऽयात्येव सद्गुणः । तथा विपर्ययेहेक्षा ममता यातिवाक्षमा।।**-શ્રી હરિના બન્ને ગંડસ્થળોનું ધ્યાન કરનાર ભક્તમાં ક્ષમા તથા વિપર્યયે હેક્ષારૂપી સદ્ગુણ આવે છે. મમતા તથાઅક્ષમાં નામના દોષ નાશ પામે છે. (**'क्षमा'**-કયારેક બાહ્ય અથવા આધ્યાત્મિક દુઃખ ઉત્પન્ન કરવા છતાં પણ કયારેય પણ તે દુઃખ ઉત્પન્ન કરનાર ઉપર ક્રોધ કરે નહિ અથવા તેને હણે નહિ તે ક્ષમા કહેવાય છે, **'विपर्ययेहेक्षा'**-ગ્રામ્ય સુખની પ્રાપ્તિ માટે વિપરીત પ્રવૃત્તિ કરનાર મનુષ્યોમાં જેને દોષોનું દર્શન થાય છે તે. **'ममता'** દૈહિક પદાર્થોમાં મારાપણું, **'अक्षमा'**-વિપરીત ધર્મવાળામાં ક્ષમા ન કરવી તે. **શ્રીહરિલીલા કલ્પતરૂ/૩/૬૪/૩૩)''**

**(૧૦૧)''નાસિકાની જમણી કોરે જે તિલ (ટીબકડી) છે  તે તીલથી ઉંચોને આંખના ખુણાથી હેઠો પાસે જ એક નાનો તિલ છે. (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

ભગવાન શ્રીહરિ તાવી ગામમાં અડાભાઈ ના ઘરે વતુ (ક્ષોરકર્મ) કરાવતા હતા. ત્યાં વાળંદનો અસ્ત્રો ખુબ આકરો લાગતા શ્રીહરિના **નેત્રમાંથી જળપડવા લાગ્યું.** આનુવર્ણન કરતા વિહારી લાલજી મહારાજ હરિલીલામૃતમ્‌માં કહે છે " ચાલ્યા કરમડથી કૃપાનાથ,

ગયાશીયાણીયે સહુ સાથ । માવો મેઘા પટેલને ઘેર, ઉતર્યા જઈને રૂડિપેર ॥ ભટ શિવરામની દીકરી, બાઈ કુંવારીએ રસોઈ કરી । તેનો ભઈ મોરારજી નામ. તેણે પીરશું પ્રભુને તે ઠામ ॥ જમ્યા જીવન જગત આધાર, જેનો નિગમ ન પામે પાર ॥ રહ્યાં પટેલને ઘરે રાત, પરવરિયા ઉઠીને પ્રભાત્ ॥ ગયા તાવિયે ત્રિભુવનરાય, મળ્યો ત્યાં સત્સંગિનો સાથ । અખોભાઈ જેઠી ભાઈ ભારો, પુંજો ભાઈ અદોભાઈ સારો । સૌએ સેવાસજી બહુ સારી, રહ્યા રાત તિહાં ગિરધારી । બીજે દિવસ ત્યાં સારંગપાણી, અદાભાઈ પ્રત્યે બોલ્યાવાણી,॥ આજ વપન કરાવવુ છેય, સારો વાળંદ તેડાવો તેય । અદાભાઈએ તેડાવ્યો ત્યારે, વેલો વાળંદ આવ્યો તેવારે ॥ બેઠા વપન કરાવવા શ્યામ, કેરિ અસ્ત્રે કર્યુ તેણે કામા અસ્ત્રો આકરો લાગ્યો અતીશે, નહિ સહન થયો જગદીશે ॥ તજિ તેહ બિજા બદલાવ્યા, એક એકથિ આકારા આવ્યા । ફરે અસ્ત્રો તે જે શમે શીર, **આવે નયના નેણમાં નીર ॥** '' (**હરિલીલામૃતમ્/૮/૫૫/૧ થી ૧૦) (અસ્તુ)**

**(૧૦૨) ''જમણાં જે નેત્રની જે ઉપલી પાપણો તેની ઉપર ને હેઠે ઝીણી ઝીણી કરચલીઓ પડે છે. (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે**...

ભગવાન શ્રીહરિ રાજકોટનાં ગવરનરના નિમંત્રણથી સંતો ભક્તો સાથે રાજકોટ જતા હતાં. ત્યારે માર્ગમાં ગોવાળો (આહિરો) ના નેસડાં આવ્યા. ગોવાળોએ શ્રીહરિને ભગવાન જાણી કહ્યું 'આજે આપ અમારા મહેમાન થાઓ.' તેઓએ બહુ તાંણ કરી. તેઓનો પ્રેમ જોઈ ભગવાન શ્રીહરિનાં **નેત્રેમાં અશ્રુ આવી ગયા.** ત્યારે સખાઓએ પુછ્યું 'પ્રભુ ! નેત્રમાં

નિર કેમ આવ્યું?' ત્યારે પ્રભુ બોલ્યા કે 'અમને ગોકુળની યાદ આવી ગઈ.' આ પ્રસંગનું વર્ણન કરતા વિહારી લાલજી મહારાજ કહે છે "એમ કરતાં ચાલ્યાં સહું એહ, આવ્યો ગોવાળીયા તણો નેહ। એક ગોવાળીયે પુછ્યું ત્યાંય, કેનું લશ્કર જાય છે કયાંય ॥ દાદોખાચર બોલિયા ત્યાંઈ, નથી લશ્કર કોઈનું ભાઈ। એ છે સ્વામિનારાયણ દેવ, સારા સંત સજે જેનિ સેવ ॥ એવું સાંભળિ દોડીયાં ગોવાળ, નમ્યો જૈ પ્રભુને તતકાળ। ભગવાને તેને કેવો ભાળ્યો, ખભે ડાંગને કાંબળો કાળો ॥ જોડા ચમચમ બોલે ઓખાઈ, દીસે અંગમાં ઉન્મતતાઈ। ભરવારડયો તાહા દોડી આવી, વંદ્યા કૃષ્ણને શીશ નમાવી ॥ નરનારી કહે ભગવાન, આજ થાઓ અમારા મેમાન। અમે તો દાસ આપનાં છૈયે, જમ્યા વગર જવા નહિ દૈયે ॥ અતિ તેઓને દેખી અધિરા, **આવ્યાં શ્રીજિના નેણાંમાં નીર**। કહ્યું જે ઉતાવળ છે જવાની, વાત કરશો ન ખોટી થવાની ॥ દાદાખાચરને કહે માવો, તમે સારી રીતે સમજાવો। દાદાખાચરે પણ પ્રેમી ભાળ્યાં, સમઝાવિ ઘણું પાછાં વાળ્યાં ॥ દાદાખાચરે પુછ્યું એમ, નીરનેણ વિષે આવ્યાં કેમ। સુણી ઉચ્ચર્યા શ્રીઅવિનાશી, મને સાંભર્યા ગોકુલવાસી ॥ પુરાપ્રેમિ હતા તેઓ જેવાં, હતાં આ નરનારીયો એવા ॥" (**હરિલીલામૃતમ્/૯/૮/૩૩ થી ૪૧) (અસ્તુ)**

બીજુ પણ એક ચરિત્ર છે- એક સમયે ઘનશ્યામ મહારાજની જમણી આંખ થોડીક રાતી થયેલી, તે જોઈને સુવાસિનીબાઈ બોલ્યાં કે 'હે ઘનશ્યામ! તમારી આંખ કેમ રાતી છે દુઃખવા આવી છે કે શુ?' ત્યારે તે કહે 'હા, થોડો ખટકો આવે છે.' તે સાંભળીને સુવાસિનીબાઈ કહે, 'મારી પાસે અંજન છે તે આવો તમને આંજુ.' એમ કહીને ઓસરીમાં ઢોલીયો ઢાળી આપ્યો ને તે ઉપર સુવરાવીને આંખમાં અંજન આંજવા લાગ્યાં. ત્યારે ઘનશ્યામ મહારાજ કહે, ' આ અંજન તો મારી આંખમાં બહુ ટાઢું લાગે છે માટે આ બીજી આંખમાં પણ આંજો' એમ કહીને આંખ ઉઘાડી એટલે તે આંખમાં આખું બ્રહ્માંડ દેખાવા માંડયું. નદીઓ, પર્વત, સમુદ્ર, આકાશ, તારામંડળ ને નવગ્રહ આદિક સર્વે સ્થાનક દેખાયા. તે જોઈને સુવાસીનીબાઈ સ્થિર થઈ ગયા. ત્યારે ઘનશ્યામભાઈ કહે, ' કેમ આંજતાં નથી ને બેસી રહ્યા છો?' ત્યારે કહે, 'હે ઘનશ્યામભાઈ ! તમારી આંખમાં તો ચૌદલોક સહિત આખું બ્રહ્માંડ દેખું છું' ત્યારે ઘનશ્યામભાઈ કહે, 'હવે આંજો, તે નહિ દેખાય.' ત્યારે દેખાતું બંધ થઈ ગયું એટલે સુવાસિનીબાઈએ અંજન આંજયું, એવું મહા આશ્ચર્ય જોઈને સુવાસનીબાઈ તો સ્તુતિ કરવા લાગ્યાં કે, 'હે મહારાજ! હે જગતના પતિ! હે અધમ ઓધ્ધારણ ! તમે મને જે આંખે અંજન આંજવાનું કહ્યું તે તો તમે મારા ઉપર બહુ અનુગ્રહ કર્યો., એમ હું માનું છું. અને હે મારા

પ્રાણના આધાર ઘનશ્યામ ! તમે તો સર્વ અવતારના અવતરી છો, ને સર્વના પ્રેરક છો ને સર્વ પ્રાણી માત્રના કર્મફલ પ્રદાતા છો. તે તમે આ ઘનશ્યામ રૂપે આંહી પ્રગટ થયા છો.' એવી રીતે પોતાની ભાભીએ સ્તુતિ કરી તે સાંભળીને ઘનશ્યામ મહારાજ બહુ પ્રસન્ન થયા. **(હરિચરિત્રચિંતામણી/ભાગ-૧/વાર્તા-૩૭) (અસ્તુ)**

**(૧૦૩) ''ડાબા જે નેત્રની જે ઉપલી પાપણો તેની ઉપર ને હેઠે ઝીણી ઝીણી કરચલીઓ પડે છે. (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

સવંત ૧૮૭૮ના માગશરવદી ૧૪ ચૌદશને દિવસે સ્વામીશ્રી સહજાનંદજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરનાં દરબારમાં પરમહંસને ઉતારે દિવસે ઉગ્યાસમે પધાર્યા હતા પછી ત્યાં આવીને ગાદી તકિયા ઉપર ઉદાસ થઈને બેઠાને કોઈને બોલાવે પણ નહિ અને કોઈ સામુ જોવે પણ નહિ અને મસ્તક ઉપર ફેંટો બાંધ્યો હતો તે છુટીને શિથિલ થઈ ગયો તેને પણ સાંભરે નહિ એવી રીતે એક ઘડી સુધી અતિશય ઉદાસ થઈને બેસી રહયા અને **નેત્રમાંથી જળ પડવા લાગ્યા.** પછી શ્રીજી મહારાજ પરમહંસ પ્રત્યે બોલ્યા જે "અમે, શુષ્જ્ઞાનીનો મત જાણવા સારું તેના શાસ્ત્રનું શ્રવણ કર્યુ તે શ્રવણ માત્રે કરીને જ અમારા અંતરમાં આવો ઉદ્વેગ થઈ આવ્યો, કેમ જે એ શુષ્કવેદાંત શાસ્ત્રને શ્રવણે કરીને જીવની બુદ્ધિમાંથી ભગવાનની ઉપાસનાનું ખંડન થઈ જાય છે અને હઈયામાં સમભાવ આવી જાય છે એટલે અન્ય દેવની ઉપાસના થઈ જાય છે અને તે શુષ્કવેદાંતિના વચનને સાંભળે તેની બુદ્ધિ અતિશય ભ્રષ્ટ થઈ જાય છે. અને અમે તો કાંઈક પ્રયોજન સારૂ શુષ્કવેદાંતિની વાત સાંભળી હશે તેણે કરીને પણ હવે અમારે શોક ઘણો થયો છે, એમ કહીને શ્રીજી મહારાજ સુધા ઉદાસ થઈ ગયા પછી ઘણીવાર દીલગીર થઈને પછી પોતાના હાથે, નેત્રોમાંથી જળ લોઈને બોલ્યા... **(વ.મૃ.ગ.મ.૧૯)''**

બીજુ પણ એક ચરિત્ર છે "ગઢપુરમાં મંદિરનું કામ જોવા ગયેલા મહારાજની **આંખમાં કડીયા પત્થર ઘડતા હતા** તેમાથી ભુખરા પથ્થરની કાંકરી ઉડીને પડી. પાર્ષદો કાકરી કાઢવા ગયા તો મહારાજ કહે 'તમને નહિ આવડે', આ રતના કડીયાનો દીકરો જેઠો કણકાઢવામાં હોશિયાર છે તેને બોલાવો જેઠા એ નાળીયેરના છોલાનું તંતુ લઈ ધીમેથી કાંકરી કાઢી દીધી"**(હરિચરિત્રચિંતામણી/ભાગ-૨/વાર્તા-૨૨૮/૧) (અસ્તુ)**

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "तस्य नेत्राम्बुजयुगं ध्यायतः शान्तिरूत्तमा । स्मृतिश्चायाति शुभदा यात्यशान्तिस्तथाऽस्मृतिः।।-શ્રી હરિના બન્ને નેત્રકમળનું ધ્યાન કરનાર ભક્તમાં ઉત્તમ શાંતિ તથા શુભને આપનારી સ્મૃતિ નામનો ગુણ આવે છે, અશાંતિ તથા અસ્મૃતિ નામના દોષ નાશ પામે છે. ('शांतिः'-જ્ઞાનેન્દ્રિયો તથા અંતઃકરણોની ભગવાનના સ્વરૂપમાં એકતા થવાથી થતા સુખાનુભવથી શાંત સ્વભાવપણું, 'स्मृतिः'- સચ્છાસ્ત્રોમાં કહેલા પોતાને અવશ્ય કરવા યોગ્ય ભગવત્પ્રસન્નતાના સાધનોમાં વિક્ષેપ આવવા છતાં પણ તેની વિસ્મૃતિ ન થવી તે, 'अशान्तिः'- વિપરીત ગુણવાળામાં શાંતિનો

અભાવ, **'अस्मृतिः'**–સ્મૃતિથી વિપરીત ધર્મવાળાપણું. **શ્રીહરિલીલા કલ્પતરૂ/૩/૬૪/૩૫)''**

**"भ्रुवौ चिन्तयतस्तस्य मैत्री बुद्धिस्तथा गुणः। अव्रजत्येव चामैत्री यात्यबुद्धिर्भवप्रद॥**–શ્રી હરિની બન્ને ભ્રકુટિઓનું ચિંતવન કરનાર ભક્તમાં મૈત્રી તથા બુદ્ધિરૂપા ગુણ આવે છે. સંસારને આપનારી અમૈત્રી તથા અબુદ્ધિરૂપી દોષ નાશ પામે છે. (**'मैत्री'**–સ્વાભાવિકપણે સર્વ જીવનું હિત કરવા રૂપ પ્રવૃત્તિ, **'बुद्धिः'**–પોતાના કલ્યાણના માર્ગમાં ઉપયોગી ઉપાય કરવા રૂપ જ્ઞાન વિશેષ, **'अमैत्री'**– મૈત્રીથી વિરૂદ્ધ ગુણવાળાપણું, **'अबुद्धिः'**–ઉક્ત બુદ્ધિથી પ્રતિપ્રક્ષરૂપવાળી. **શ્રીહરિલીલા કલ્પતરૂ/૩/૬૪/૩૬)''**

**(૧૦૪)'' નાસિકાને ઉપર શિળીના ચાઠાના ચિહ્ન છે (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

આ શિળીના ચિહ્નો ભગવાનને શી રીતે પડયા તે સમ્બન્ધમાં ઘનશ્યામ બાલા ચરિત્રમાં એક પ્રસંગનો ઉલ્લેખ છે ભૂમાનંદ સ્વામી ઘનશ્યામ બાલચરિત્રમાં આનો ઉલ્લેખ કરતા જણાવે છે કે ... એક સમયે વિષે ગ્રીષ્મ ઋતુના દિવસે ઘનશ્યામ મહારાજના શરીરે થોડો જવર(તાવ) આવ્યો તેથી તે દિવસે કંઈ જમ્યા નહી અને આખા શરીરે બળીયા (શીતળા)નીકળ્યા. તે જોઈને ભક્તિમાતાનાં ભોજાઈ ચંડાબાઈ બોલ્યા કે, 'હે છોટીબા! આ ઘનશ્યામ ભાઈને તો બળિયા નીકળ્યા હોઈને શુ એમ મને જણાય છે' એવુ સાંભળી ભક્તિમાતાએ ઓરડીમાં ઢોલિયો ઢાળીને તેમા ઘનશ્યામ ને સુવાડીને સમિપે બેઠાં ને પોતાના મનમાં ભગવાનનું ભજન કરવા લાગ્યા. તેને કેટલીકવાર થઈ એટલે એવાત લક્ષ્મીબાઈએ જાણી, અને તેઓ ધર્મદેવના ઘરે આવ્યા. અને બોલ્યા કે, 'હે છોટીબા! હવે આ ઘનશ્યામને વિસ દિવસ સુધી ક્યાંઈ રમવા જવા દેશો નહી અને મારા વેણીરામને પણ બળિયા નીકળ્યા છે તેમને તો આજે પચ્ચીશ દિવસે નવરાવ્યા ને સારૂ થઈ ગયુ છે તો પણ હું તેમને બહાર રમવા દેતી નથી.' તેવું સાંભળીને તત્કાળ ઘનશ્યામ બોલ્યા કે, 'તમે તો વેણીરામને પચ્ચીસ દિવસ સુધી નવરાવ્યા વિના રહેવા દીધા પરન્તુ આપણો બ્રાહ્મણનો ધર્મ તે નહયા વિના કેમ ચાલે ? માટે મને તો હાલ ઠંડા પાણીએ નવરાવો, એટલે આજના આજ સાજા થઈ જઈએ' તેવું સાંભળીતે ભક્તિમાંતાએ પોતાના પુત્રના વચનમા વિશ્વાસથી જન્મ સ્થાનના કૂવા ઉપર લઈ જઈને પથ્થર પર બેસાડીને કુવામાંથી જળ કાઢીને નવરાવવા લાગ્યાં ને કેટલીકવાર થઈ એટલે તત્કાળ પેતાની ઈચ્છાથી આખા શરીરે ગરમી (શીતળા)હતા તે સમાઈ ગઈ. **<u>ત્યારે તે શીળીના ચિહ્નોનાં થોડાક ચાઠા (નાસિકા પાસે) માલુમ પડતા હતા ''</u>** આ શળીના ચિહનો જંઘા પર પડેલા ખાપાના ચિહ્નની જેમ ભકતો માટે ધ્યાન કરવામાં ભૂષણ બની ગયી અને સંતોઆ શિળીના ચિહ્નનું પણ ધ્યાન કરતા તેવો એક પણ પ્રસંગ આવે છે પ્રસંગ એવો છે કે "ભગવાન શ્રીહરિ સારંગપુર પધારેલા અને થોડા દિવસ ત્યાં રોકાઈ પછી ગઢપુર પધારાતા હતા ત્યાં માર્ગમા 'જનડે ગામ' પધાર્યાને ગામથી આઠમણી કોરે ઘોડીએથી ઉતરીને ઉભા રહ્યાં. ત્યારે આત્માનંદ સ્વામીએ એમ કહ્યું કે "હે મહારાજ! લૂગડુ પાથરી આપુ બેસશો ?" ત્યારે મહારાજે 'હા કહી.' પછી લુગડુ પાઠરી આપ્યુ તેની ઉપર મહારાજ આઠમણુ ઓસીકુ કરીને ચરણ કમળ રાખીને પોઢયા. તે **<u>સમયે શ્રીજી મહારાજની નાસિકા ઉપર રહેલા શીળીના ચિહ્નનું સર્વસંતો ધ્યાન કરતા હતા.</u>** (**હરિચરિત્રચિંતામણી/ભાગ-૩/વાર્તા-૪૮૨**) **(અસ્તુ)**

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "हरेश्चिन्तयतो नासां सद्गुणो नातिमानिता । आयाति सत्त्वसंशुद्धिःस्वश्लाघाऽपैति वासना ॥-શ્રી હરિની નાસિકાનું ચિંતવન કરનાર ભક્તમાં નિર્માનિપણું સત્વ સંશુદ્ધિ નામના સદ્ગુણ આવે છે, સ્વશ્લાઘા તથા વાસનારૂપી દોષ નાશ પામે છે. ('नातिमानिता'-પોતાનાથી બળ, બુદ્ધિ વગેરેમાં અધિક મોટા ઉત્તમ સાધુઓની આગળ પોતામાં રહેલા બળ વગેરે માનનું પ્રદર્શન ન કરવું, 'सत्त्वसंशुद्धिः'-રજ તથા તમથી અંતકરણમાં વિક્ષેપ થવો તે, 'श्लघा'-પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે પોતાના મુખે પોતાના ગુણનું વર્ણન, 'वासना'- માયિક ભોગ વિષયની મનમાં ઈચ્છા. (**શ્રીહરિલીલાકલ્પતરૂ/ ૩/૬૪/૩૨**)''

**(૧૦૫)''મુખમાં જમણી કોરે હેઠલી જે પ્રથમની ડાઢ તેમાં એક શ્યામ ચિહ્ન છે (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

અક્ષરઓરડીના ભંડકમાં મહારાજને દાંત બંધાવવા હતા. પછી કારીગર સોનીને બોલાવી વાળાથી મહારાજે **દાંતબંધાવ્યા.** તે સમે સદ્. બ્રહ્મચારી આનંદાનંદજી મહારાજને કોગળા કરાવવા માટે પાણીનો લોટો લઈ ઉભા હતા. પછી મહારાજે દાંત બંધાવ્યા તે પછી મહારાજને કોગળા કરાવ્યા અને પછી મહારાજે રજા આપી તે પોતાના આસને ગયા. (**અક્ષરાનંદસ્વામીની વાર્તા–નં.૯૪**)

તથા શ્રીજીપણ "जिह्वैकभागंदन्ताग्रावाब्धं च विधाय सः । प्रायो निषीदतीत्येषा तस्य साहजिकी क्रिया ॥ 'અને કયારેક તો જીભને એક કોરના **દાંતતળે દબાવીને** બેસવું એવો સહજ સ્વભાવ શ્રીહરિનો છે. (**હરિવાકય સુધાસિન્ધુ/ઉપોદ્‌ઘાત/શ્લોક–૬૮**)" **(અસ્તુ)**

બીજુ પણ એક ચરિત્ર છે- એક સમયે ઘનશ્યામ મહારાજ સુવાસિનીબાઈ પ્રત્યે બોલ્યા કે, 'હે ભાભી! મારા મોઢામાં દાઢ હાલે છે તેણે કરીને બહુ પીડા થાય છે માટે આજે મારાથી રોટલી ચવાશે નહિ, થોડોક શીરો કરી દીઓ તો ઠીક.' તેવું સાંભળીને સુવાસિનીબાઈએ બહુ હર્ષ વડે શીરો કર્યો.પછી જયારે જમવા બેઠા ત્યારે બીજા સર્વેને રોટલી ને શાક પીરસ્યુંને ઘનશ્યામ મહારાજને શીરો પીરસ્યો. ત્યારે પોતાના નાના ભાઈને થોડોક આપીને ઘનશ્યામ મહારાજ જમવા લાગ્યા. તેએક બે ગ્રાસ જમ્યાં, એટલે મોઢામાં વસમું લાગ્યું તેથી જમવું પડતું મૂકીને બહાર ઓસરીમાં આવીને હાથ ધોતા હતા, તે વખતે સુવાસિનીબાઈ પાસે આવીને કહેવા લાગ્યા કે 'હે ઘનશ્યામભાઈ ! **તમારા મોઢામાં દાઢ બહુ દુખે છે?'** ત્યારે કહે 'હા, બહુ દુખે છે તે તમે જુઓ ને નીકળે તો કાઢી નાંખો.' એમ કહીને પોતાનું મુખ પહોળું કર્યું. એટલે જે દાઢ દુઃખતી હતી તેને સુવાસિનીબાઈએ પોતાના હાથે કરીને તાણી કાઢી. ત્યારે ઘનશ્યામ મહારાજ તે દાઢને પડખે રહેલી બીજી દાઢને પોતાની જીભને હેઠે કરીને હલાવીને બોલ્યા કે, ' હે ભાભી ! આ પણ હાલે છે ને બહું દુખે છે માટે એને પણ કાઢી નાંખો.' એમ કહેતા થકા આખી બત્રીશી તાણી નખાવી. ત્યારે એવું ચરિત્ર જોઈને સુવાસિની બાઈના મનમાં વિચાર થયો કે, 'આ ઘનશ્યામ ભાઈ હજુ નાના બાળ છે ને આખી દાંતની બત્રીશી પડી ગઈ, હવે કેમ થાશે?' એમ વિચાર કરતાં ઉદાસ થઈ ગયા. ત્યારે ભક્તિમાતા બોલ્યાં કે, 'હે સુવસિનીબાઈ! તમે કેમ આટલી વારથી બહાર બેસી રહ્યાં છો? ઘરમાં આવો ને આ તમારા સસરા આદિક જમવા બેઠા છે, તેને કાંઈ જોયતું કરતું આપો,' ત્યારે સુવાસનીબાઈ કહે, 'જે જોયતું હોય તે તમે આપીને આંહી બહાર આવો.' તેવું સાંભળીને ભક્તિમાતા તત્કાળ હાથ ધોઈને બહાર

આવ્યાં. ત્યારે કહે, ' આ જુઓને ઘનશ્યામભાઈએ પોતાના મોઢામાંથી બધી દાંતની બત્રીશી જીભને ટેરવે હલાવી હલાવીને મારી પાસે ખેંચી નંખાવી.' ત્યારે ભક્તિમાતા ઘનશ્યામની સમીપે જઈને મુખમાં જોવા લાગ્યાં, પણ એકેય દાઢ કે દાંત પડેલો દીઠો નહિ. એટલે બોલ્યા કે, 'આ તો બધીએ બત્રીશી એમને એમ છે.' તે સાંભળી સુવાસીનીબાઈ આવ્યાં ને મોઢામાં જોયું તો બધી બત્રીશી દેખી અને પોતે તાણી કાઢેલા દાંતની ઢગલી હેઠે કરેલી હતી તે પણ જોઈ અને મહા આશ્ચર્ય પામ્યાં, ને ભક્તિમાતાને પણ તે બતાવી. પછી તે પડી ગયેલા દાંત લઈને ઉકરડામાં નાખવાં ચાલ્યાં, ત્યાં તો પોતાના હાથમાં મોતી રહેલાં છે એમ માલુમ પડયું એટલે હાથમાં જોતા થકાં પાછાં વળે છે તેટલામાં તો આકાશ માર્ગેથી હંસ આવીને પોતાનો ચારો જે મોતી તેને ઘનશ્યામ મહારાજની પ્રસાદી જાણીને ચાંચમાં લઈને આકાશ માર્ગે અદ્રશ્ય થઈ ગયો. તે જોઈને સુવાસનીબાઈએ તે વાત ભક્તિમાતાને કહી ને પછી ઘનશ્યામ મહારાજને પૂછ્યું, 'હે ભાઈ! આ શું ચરિત્ર તમે કર્યુ?' ત્યારે અતિ પ્રસન્ન થકા બોલ્યા કે,' હે ભાભી ! તમને અમારા દાંત પડતા જોઈને બીજા મનુષ્યની પેઠે અમારે વિષે મનુષ્યભાવ આવ્યો તે ટાળી નાખવાં સારૂં અમે આ ચરિત્ર બતાવ્યું.' તે સાંભળીને સુવાસનીબાઈ પ્રાર્થના કરવા લાંગ્યા કે, ' હે હરે! હે ઘનશ્યામ ભાઈ! આટલું ચરિત્ર જો તમે ન કર્યું હો તો એટલી ખોટય મારામાં રહી જાત તે તમે દયા કરીને ટાળી નંખાવી. તે બહું સારૂં કર્યું પણ હવે કોઈ દિવસ તમારે વિષે મનુષ્યભાવ ન આવે, એ તમારી પાસે હું માંગુ છું' એવું સાંભળીને ઘનશ્યામ બોલ્યા કે,' હે ભાભી! જાઓ તમને કોઈ દિવસ મારે વિષે મનુષ્યભાવ નહિ આવે ને હવે તમે જમવા જાઓ કયારનાંય ભૂખ્યાં થયા હશો.' ત્યારે સુવાસની બાઈ કહે ,'તમે પણ થોડુંક જમીને બહાર આવતા રહ્યાં હતા માટે તમે પણ ચાલો.' એમ કહી માતાજીએ સહિત ત્રણેય રસોડામાં જઈને જમવા બેઠાં. (**હરિચરિત્રચિંતામણી/ભાગ-૧/વાર્તા-૩૮**) **(અસ્તુ)**

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે **"अधरौ ध्यायतस्तस्य हरेः सत्सेवनं गुणः । अहिंसाऽऽयाति चापैति मान ईर्ष्या च दूषणम् ।।**-શ્રી હરિની બન્ને ઓષ્ટોનું ધ્યાન કરનાર ભક્તમાં સત્સેવન તથા અહિંસા નામના ગુણ આવે છે, માન તથા ઈર્ષ્યારૂપી દોષ નાશ પામે છે, (**'सत्सेवनम्'**-બ્રહ્મચર્યાદિરૂપ પોતાના ધર્મે સહિત ભગવાનની ઉપાસનાવાળા સત્પુરૂષોની અનુવૃત્તિ સાચવી સેવા કરવી, **'अहिंसा'**-શરીર, વાણી અને મનથી પોતાના તથા પારકાના ઘાતનું અનાચરણ, **'मान'**-પોતામાં પૂજયપણાની બુદ્ધિ, **'ईर्ष्या'**-પોતાના સમાન જે હોય તેનો

ઉત્કર્ષ સહન નહીં કરવાપણું. **શ્રીહરિલીલાકલ્પતરૂ/3/૬૪/30)''** **''तद्दन्तान् ध्यायतो लज्जा तितिक्षाऽऽयाति सद्‌गुणः । अपवादस्तथा दोषो दुरूक्तिर्गवच्छति द्रुतम् ।।–श्री** હરિની દંત પંક્તિનું ધ્યાન કરનાર ભક્તમાં લજજા તથા તિતિક્ષારૂપી સદ્‌ગુણ આવે છે, અપવાદ તથા દુરૂક્તિ નામના દોષો તત્કાળ નાશ પામે છે, (**'लज्जा'**–સચ્છાસ્ત્ર તથા લોકમાં નિષિદ્ધ કરેલી ક્રિયાનું આચરણ કરવામાં શરમ, **'तितिक्षा'**–પોતાના પ્રારબ્ધાનુસારે પ્રાપ્ત થયેલા રોગાદિ દુઃખને સહન કરવું  તે, **'अपवादः'**–પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે બીજા ઉપર જુઠા અપવાદનું આરોપણ કરવું તે, **'दुरूक्ति'–** બીજાના મનમાં વિષમતા ઉત્પન્ન કરનારા વચનો તેની પાછળ કહેવા તે. **શ્રીહરિલીલાકલ્પતરૂ/3/૬૪/3૧)''**

**(૧૦૯) ''ડાબા કાનની માહિલીકોરે શ્યામ બિંદુનું ચિહ્ન છે (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એક સમયે અશ્લાલી ગામના વેણીભાઈ ગઢપુર આવ્યા હતા. તેઓને એક દિવસ ભગવાન શ્રી હરિની પૂજા કરવાની ઈચ્છા થઈ તેઓએ શ્રીહરિના હાથમાં સોનાના કડા પહેરાવ્યા, ફુલના હાર લાવ્યા હતા તે પણ તેણે પહેરાવી દીધા. તે વખતે નિપુણ તે હરિભક્તિ ફૂલના બાજુબંધ ભુજાઓ ઉપર બાંધ્યા સોનેરી પાઘના ઉપર ફુલના તોરા ધારણ કરાવ્યા, અને

અતિશય ભાવથી બે ગુચ્છો આપ્યા. શ્રીહરિનાં લલાટમાં કેસરયુક્ત ચંદન ચરચ્યું અને પછી તેમાં કુંકુમનો ચાંદલો કર્યો પછી <u>**ફૂલના ગુચ્છ કાન ઉપર ધરાવ્યા**</u> તેમજ ચરણ ઉપર કેસરી ચંદન ચરચ્યું. પછી ભક્તજને શ્રીહરિના ચરણોને પોતાની છાતીમાં મુખ અને મસ્તક ઉપર લીધા તે પછી હેતથી કપૂરની આરતી ઉતરી તેમણે શ્રીહરિની મૂર્તિને નખશિખ હૃદયમાં ધારીને આરતી ઉતરી. મનમાં ધીરજ રહી નહિ એટલે નેત્રોમાંથી પ્રેમના આંસુઓની ધારાવહેવા લાગી. જયારે તે ભક્ત આરતી ઉતારી રહયા ત્યારે શ્રીહરિએ પોતાની પ્રસાદીનો હાર ઉતારી તે હરિભક્તને આપ્યો અને તેને કૃતાર્થ કર્યા. ત્યારપછી વેણીભાઈએ સંતો અને વર્ણીઓની કેસરયુક્ત ચંદન લઈને ઘણા ભાવથી પૂજા કરી તે રીતે જ પાર્ષદોની પણ પૂજા કરી. (**હરિચરિત્રામૃતસાગર–૨૬/૭/૮ થી ૨૧** )

આ ઉપરાંત બીજુ પણ એક ચરિત્ર ઐતૈહ્ય પ્રમાણથી જાણવા મળે છે વાત એવી હતી કે મૂળજી બ્રહ્મચારી ભગવાન શ્રીહરિની મૂર્તિનું ધ્યાન કરતા ન હતાં. આ વાતની ખબર શ્રીજી મહારાજને પડી એટલે એક દિવસ શ્રીજી મહારાજે મૂળજી બ્રહ્મચારીને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું ‘બ્રહ્મચારી! અમારા ડાબા કાનની અંદર કંઈક છે જુઓ’ ત્યારે બ્રહ્મચારી શ્રીહરિનો ડાબો કાન જોવા લાગ્યા અને બોલ્યા ‘પ્રભુ! કાનમાં તો કંઈ નથી.’ ત્યારે શ્રીહરિ કહે ‘ધ્યાન પૂર્વક જુઓ કંઈક <u>**કાળું બિંદુ દેખાય છે?’ ત્યારે બ્રહ્મચારીએ ધ્યાનપૂર્વક જોયુ અને કહ્યું ‘હા પ્રભુ! એક કાળું બિંદુ જેવુ દેખાય છે.’ મહારાજ કહે ‘બ્રહ્મચારી! આ બિંદુનું ધ્યાન કરતા રહેજો.’**</u> **(અસ્તુ)**

**(૧૦૭) ''વિશાળાને ઉપડતુ એવુ જે લલાટ તેને વિષે ઉભી બે તિલકને આકારે એક રેખાનું ચિહ્ન છે (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

"અને ભગવાન શ્રીહરિ સુવે ત્યારે પ્રથમ જાગતા થકા હાથની જે આંગળીયો તે <u>**તિલક કરવાની પેઠે ભાલને વિષે ઉભી**</u> ફેરવે છે (માટે જ પ્રેમાનંદ સ્વામીએ ગાયુ છે 'તિલક કર્યાથી પેઠે ભાલ વચ્ચે રે ઉભીરાખી ફેરવે સુતા સુતારે'-**વચનામૃત/ઉપાદ્ઘાત પ્રકરણ)''**

બીજુ પણ ચરિત્ર છે ભગવાન શ્રીહરિ ધરમપુર પધાર્યાને એક મહિનો ઉપર થઈ ગયો હતો. હવે ભગવાન શ્રીહરિ ત્યાંથી વડતાલ જવા તૈયાર થયા ત્યારે કુશળ કુવરબાઈએ તેઓની પધરામણી પોતાની કચેરીમાં કરાવી ત્યાં રાણીના પૌત્રએ ભગવાન શ્રીહરિની પૂજા કરી. પ્રથમ ભગવાન શ્રીહરિના ચરણ તેઓએ ધોયા અને ત્રિલોકીને પાવન કરનારા જળનું પાન કર્યુ. ત્યારબાદ તેઓએ **શ્રીહરિના ભાલમાં કેસર ચંદનની અર્ચા કરી** અને તેમાં કુંકુમનો ચાંદલો કર્યો. ત્યારબાદ જરિયાની સુરવાળ, તથા કિનખાબનો લીલા રંગનો જામો પહેરાવ્યો તથા બુરાપુરી રેટો મસ્તકે બાંધાવ્યો, તથા લીલા રંગનું શેલુ શ્રીહરિના ખભા પર મુકયું, ત્યારબાદ સમસ્ત અંગોમાં સુવર્ણ તથા હિરામાણેકના આભુષણો પહેરાવ્યા અને પછી શ્રીહરિની આરતી ઉતારી. (**હરિલીલામૃતમ્-૭/૫૬/ ૧થી ૧૩)(અસ્તુ)**

**(૧૦૮) ‘‘વિશાળાને ઉપડતુ એવુ જે લલાટ તેને વિશે ઉભી જે બે તિલકને આકારે એક બીજુ રેખાનું ચિહ્ન છે (ડાબી બાજુ) (વ.મૃત.ઉપો.)’’**



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

ભગવાન શ્રીહરિ ફુલદોલનો ઉત્સવ કરવા હેમંતસિંહ રાજાના આગ્રહથી પંચાળા ગામ પધાર્યા હતા. એક દિવસ સભા ભરાઈને બેઠી હતી ત્યારે શ્રીહરિ બોલ્યા કે “કેશર ચંદનનું તિલક રહે તે યોગ્ય છે અને તેમાં કુંકુમનો ચાંદલો કરવો તે યોગ્ય છે માટે અમોને કોઈ ચતુર સંતો હોય તે ચંદનનું સુશોભિત તિલક કરીને બતાવો ” તે વખતે શ્રીહરિના લહિયા

વૈષ્ણવાનંદ સ્વામી ઘણા ચતુર કહેવાતા હતા. તેઓ શ્રીહરિને તિલક કરવા માટે ઉભા થયા બીજા ચાર સંતો પણ બોલ્યા કે "અમને તિલક સારૂ આવડે છે જો આપ કહો તો અમો તિલક કરી આપીએ" ત્યારે દેવરામ સુતાર કે જે ઘડિયાળના કારીગર હતા અને ચિત્રકળામાં પ્રવીણ હતા અને તેમના ભાઈઓ પણ તેવા જ નિપૂણ કહેવાતા હતા તેમા એકનું નામ નારાયણજી અને બીજા ભાઈનું નામ અજરામર હતુ. ત્રણેય ભાઈઓ કરીગીરીમાં સમાન હતા અને સત્સંગમાં પણ પ્રમાણરૂપ હતા. દેવરામભાઈ નરનારાયણ દેવની મૂર્તિની છાપને સુધારતા હતા. સત્સંગમાં જેટલી મૂતિઓ છે અને તેની જેટલી છાપો છે તે નારાયણજીની પાસે શ્રીહરિએ બનાવડાવેલી હતી તેઓશ્રી હરિ પાસે તિલક કરવા માટે આવ્યા, પરંતુ શ્રીહરિએ તેની પાસે તિલક ન કરાવ્યુ. પછી આધારનંદ સ્વામીનું નામ લઈને બોલાવ્યા અને તેઓ પાસે **પોતાના ભાલમાં તિલક કરાવ્યુ** **(હરિચરિત્રામૃતસાગર/૨૫/૯/૧૩ થી ૧૨) (અસ્તુ)**

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "तस्य चिन्तयतो भालं गतिश्चोपरतिर्गुणः। आयात्येवानुपरतिर्दोषो गच्छति चागतिः।।–શ્રી હરિના ભાલનું ચિંતવન કરનાર ભક્તમાં ગતિ તથા ઉપરતિ ગુણ આવે છે. અનુપરતી તથા અગતિ નામના દોષ નાશ પામે છે. ('गतिः'–પોતાના ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય તેવા માર્ગે ચાલવારૂપ ક્રિયા, 'उपरतिः'–માયિક વિષય સુખની આશાથી વિરામ પામવો, 'अगतिः'– કહેલી ગતિથી પ્રતિકૂળ તે અગતિ કહેવાય છે, 'अनुपरतिः'–ઉપરતિના વિરૂદ્ધ ધર્મવાળી. **શ્રીહરિલીલા કલ્પતરૂ/૩/૬૪/૩૭)''**

**(૧૦૯) ''લલાટને વિષે જમણી કોરે કેશથી હેઠું એક ચિહ્ન છે. (વ.મૃત.ઉપો.)''**



**આ ચિહ્ન સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એક સમયે દિવાળીના સમયમાં ભગવાન શ્રીહરિ ગઢપુરમાં બિરાજતા હતા એ સમયે અન્નકુટનો ઉત્સવ ભગવાન શ્રીહરિએ ગઢપુરમા જ ઉજવવાનું નકકી કરેલું. એટલે સંતો ભક્તો બધા ગઢપુર પધારેલા. તે સમયે કેશવાનંદસ્વામી અને સચ્ચિદાનંદસ્વામી ગઢપુરમાં આવેલ લક્ષ્મીવાડીમાં ફુલોની સેવા કરતા હતાં. તેઓ શ્રીહરિ માટે નિત્ય પ્રાતઃકાળે તથા સાયંકાળે ફુલોના હાર બનાવતા હતા, અને હજારી ફુલોનાં હાર જે તૈયાર થાય તે લાવીને

શ્રીહરિને પહેરાવતા હતાં. બાજુબંધ, પહોંચી અને ગજરા બનાવીને શ્રીહરિની બંન્ને ભુજાઓ ઉપર બાંધતા હતા તથા હજારી ફુલોના તોરા તે સમયે પાઘ ઉપર ધરાવતા હતાં. બન્ને કાનો ઉપર ગુચ્છ ધરાવતા હતાં અને હાથમાં ગુચ્છ આપતા હતાં. તે સમયે પ્રેમાનંદસ્વામીએ <u>કેશરયુક્ત ચંદન લાવીને તેનાથી શ્રીહરિના લલાટમાં અર્ચા કરી.તે અર્ચા ખજુરીના જેવી હતી, અને અર્ચાને મધ્યે કુંકુમનો ચાંદલો કર્યો.</u> તેનાથી મૂર્તિ ઘણી શોભતી હતી. (હરિચરિત્રામૃતસાગર/૨૬/૨૫/૧૭ થી ૧૯) (અસ્તુ)

**(૧૧૦)''જમણા કાનની બુટી પર તિલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

છપૈયામાં નિવાસ કરતા ધર્મદેવ ભગવાન શ્રીહરિના જન્મથી સાતમાં માસમાં ગુરૂવારે અને પૂર્ણા નામની શુકલ દશમી તિથિના યોગમાં એટલે સિદ્ધયોગમાં કુળ દેવાદિકની પૂજા કરીને બાલઘનશ્યામનો **કર્ણવેધ** નામનો સંસ્કાર કરાવ્યો કર્ણ વેધમાં કુશળ સૌચિકે(દરજી)એ સોઈથી બમણો દોરો જેમા પરોવ્યો છે એવા રૂપાની સોઈ વડે 'भद्रंकर्णेभिः' ઈત્યાદિ વેદમંત્રથી અભિમંત્રણ કરેલા કર્ણને જમણા ડાબા અનુક્રમથી વિંધ્યો. (**સ.જી.પ્ર.૧/૨૫/૩-૪ સંપ્રદાયના વાર્તા સાહિત્ય ગ્રંથમાં એવો ઉલ્લેખ જોવા મળે છે કે આ સમયે કર્ણવેધ કરનારા દરજીને કાનમા છીદ્ર પાડતા સમયે તેજના દર્શન કરાવ્યા હતા) (અસ્તુ)**

"આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "तत्कार्णौ ध्यायतः श्रद्धा दया चायाति सद्गुणः। अश्रद्धा चैव नैर्घृण्यं दूषणं गच्छति द्रुतम्।।-શ્રી હરિના બન્ને કર્ણોનું ધ્યાન કરનાર ભક્તમાં શ્રદ્ધા તથા દયારૂપી સદ્ગુણ આવે છે. અશ્રદ્ધા તથા નૈર્ઘુણ્ય નામનો દોષ નાશ પામે છે. ('श्रद्धा'-વિશ્વાસપૂર્વક એકાંતિક ધર્મમાં પરમ આદર, 'दया'-પર અથવા બંધુવર્ગ, મિત્ર અથવા શત્રુનું હંમેશા આપત્કાળમાં રક્ષણ કરવું, 'अश्रद्धा' શ્રદ્ધાથી વિપરીત ધર્મવાળી, 'नैर्घुण्यम्'-દયા કરવા યોગ્ય જે હોય તેને વિષે પણ નિર્દયપણું. **શ્રીહરિલીલા કલ્પતરૂ/૩/૬૪/૩૪)''**

**(૧૧૧)''તળવા ઉપર એક મોટો તિલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

અને શ્રીજી મહારાજ ક્યારેક તો વર્ષાૠતુ તથા શરદૠતુને વિષે દુર્ગપત્તનને સમીપે ઘેલા નદીનું નિર્મળ જળ જાણીને સાધુ તથા સત્સંગી સહિત નાવા પધારે છે અને તે નદીના જળને વખાણતા થકા પોતાના ભક્તજનને આનંદ ઉપજાવતા થકા તે ભક્તજન ભેળા બહુ પ્રકારે જલક્રિડા કરે છે અને જળમાં ડુબકી મારે છે તારે પોતાના કાન નેત્ર અને નાક તેને બે હાથના અંગૂઠાને આંગળીએ કરીને દબાવે છે તથા ડુબકી મારીને ઝાઝીવાર પછી નીકળે છે

તારે પોતાના મુખારવિંદ ઉપર જમણો હાથ ફેરવીને **કોગળા કરવાનો સ્વભાવ છે.** (**વચનામૃતમ્/ઉપોદ્‌ઘાત**)

બીજુ પણ એક ચરિત્ર છે ભગવાન શ્રીહરિ વનવિચરણ કરતા હતા ત્યારે એક ગામમાં એક દંપતિના ઘરે પધાર્યા અને તેઓને **પોતાના મુખમાં બ્રહ્માંડના** દર્શન કરાવ્યાં.(**હરિલીલામૃતમ્**) **(અસ્તુ)**

**(૧૧૨) ''શિખાની આગળ સમીપે એક તિલ છે (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

સૂરતના ગોવિંદભાઈ વાળંદ શ્રીહરિસૂરત પધારવાના હોવાથી સૌપ્રથમ તેમની સેવા કરવા સૂરતથી પોતાનો ક્ષોરકર્મ કરવાનો સામન લઈ (વટુ કરવાનો સામાન લઈ)આઠકોશ શ્રીહરિની સન્મુખ આવ્યા. ગોવિંદભાઈ આઠકોશ સન્મુખ આવ્યા ત્યારે શ્રહિરિને મળ્યા તેઓએ ચરણ સ્પર્શ કરીને દંડવત પ્રણામ કર્યા તેઓ ગુલાબના ફૂલનો હાર લાવ્યા હતા તે શ્રીહરિને પહેરાવ્યો અને બરફીની માટલી લાવ્યા હતા તે શ્રીહરિના હસ્તકમળમાં આપી તેમની સાથે બીજા બે હરિબકતો આવ્યા હતા તેઓ પણ બરફીની માટલી લાવ્યા હતા તે શ્રીહરિને આપી અને પછી પગે લાગ્યા. એક કોશ જેટલુ આગળ ચાલ્યા ત્યારે બે ગામની વચ્ચે માર્ગની પૂર્વ તરફ એક તલાવડી આવી ત્યાં વૃક્ષની સુંદર છાયા હતી તે જોઈને શ્રીહરિ અશ્વ ઉપરથી નીચે ઉતર્યા અને ગોવિંદભાઈ વાળંદની પાસે માથાના વાળ ઉતરાવ્યા. ગોવિંદભાઈ વતુ કરવામાં બહુ ચતુર હતા અને તે વતુ કરવાને માટે તો સામે આવ્યા હતા. શ્રીહરિએ ત્યાં વટુ કરાવ્યું અને પછી સ્નાન કર્યુ, અને અશ્વ ઉપર બેઠા. અંગ ઉપર સર્વ શ્વેત વસ્ત્ર ધારણ કર્યા ગોવિંદભાઈએ **શિખા સાથે વટુ કરેલા વાળ** શ્રીજીની પ્રસાદી જાણી ગોવિંદભાઈએ પોતાની પાસે રાખી લીધા. (**હરિચરિત્રામૃતસાગર -૨૭/૩૨/૧૫-૨૨-આ શીખા આજે પણ સૂરતમાં સૈયદપુરા વાવશેરીમાં નિવાસ કરી રહેતા ગોવિંદભાઈના વંશજો પાસે સુરક્ષિત જોવા મળે છે.) (અસ્તુ)**

**(૧૧૩)''શિખાની પછવાડે જમણી કોરે ત્રણ તિલની હારમાહેલો એક તિલ છે. (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એક દિવસ સંધ્યા આરતી થઈ રહ્યાં પછી મહારાજ નિત્યાનંદ સ્વામી અને શુકાનંદસ્વામી આ ત્રણેય મળીને લલીતાબા(લાડુબા)ના ઓરડાની પાછળના ઓરડામાં બેસીને 'સત્સંગિ જીવન' સમ્બન્ધિ વાતોના ખરડા લખતા હતા, તે લેખના ત્રણ, ચાર ખરડા તૈયાર કર્યા તેને વાંચીને મહારાજ કહે કે 'આ તો સારા થયા નહિં' એમ કહી ખોટા પાડે. ત્યારે નિત્યાનંદ સ્વામી કહે, ' હે મહારજ! વિચારી લખાવોતો ઠીક' એવુ વચન સાંભળી ને મહારાજ

કહે 'સ્વામી તમે હવે સૂઈ જાવ, બાર વાગી ગયા છે' એમ આજ્ઞાઅપાતા નિત્યાનંદસ્વામી સૂઈ ગયા. શુકસ્વામીતો દિવામાં દીવેલ ખુટવાથી તે લેવા માટે ઉઠીને કોડિયુ લઈને ચાલ્યા તેટલાકમાં મહારાજે કહ્યું કે 'કેમ કોડિયુ લઈને ચાલ્યા' ત્યારે સ્વામીએ કહ્યું ' દિવેલ ખૂટયુ છે તે લઈ આવું.' ત્યારે મહારાજ બોલ્યા કે તમારે ' અજવાળાનું કામ કે દીવેલનું?' ત્યારે સ્વામી કહે કે 'કામતો અજવાળાનું છે' એમ કહી કોડિયુ હેઠે મુકી બેઠા. પછી તેજોમય મહારાજે પોતાનો જમણો ચરણ પલાઠી વાળેલો હતો તે ઉભો કર્યો તે જ સમયે જમણા ચરણનાં અંગુઠામાંથી તેજનો સમુહ ઉંચો કર્યો. જેમ ઓચિંતો સૂર્યોદય થાય તેમ ઉછળ્યો. સૂર્યનું તેજ તો બીજાને બાળે છે અને આતો સમીપ બેઠા  હોય તેને પણ સુખ શાંતિ કરે એવો શિતળ શાંત કરે એવો વિલક્ષણ હતો. આવું તેજ સવાર સુધિ રહેવાથી સ્વામી એ સવારના ચાર વાગ્યા સુધી એ તેજના અજવાળે  લખ્યુ. પછી સ્નાન કરવાનું પણી થતાં સેવક બોલાવવા આવતા મહારાજ સ્નાન કરવા પધાર્યા. ત્યારે તેજ ક્ષણે તે તેજ બંધ થઈ ગયું. સ્નાનાદિવિધિ કર્યા બાદ ઠાળ તૈયાર થયો હતો એટલે મહારાજ જમવા પધાર્યા. લાડુબા પણ પડખે બેઠા લાડુબાના ઓરડામાં થઈને તે દિવસે સૌસરૂ જવાતુ હોવાથી શુકસ્વામી બધા ખરડા બાંધીને ચાલ્યા ને મહારાજ જમતા હતા તે સમયે સ્વામી આવી પગે લાગ્યા. ત્યારે મહારાજ કહે 'સ્વામી પ્રસાદી લો' ત્યારે લાડુબાએ  જાણ્યું કે 'થાળ પ્રસાદીનો દઈ દેશે.' તેથી મહારાજને કહ્યું કે 'સ્વામી તો હજી સ્નાન કરવાના બાકી છે તે કેમ જમશે?' ત્યારે શુકસ્વામી બોલ્યા " કોઈક આપે અને કોઈક લે એમાં બીજાએ શા માટે આડે ફરવું જોઈએ?" એમ કહીને 'પ્રસાદલાવો' એમ કહેતા સ્વામીને પ્રસાદ આપ્યો અને સ્વામી પ્રસાદ જમી ગયા પછી મહારાજ ચળુ કરીને ઉઠયા ત્યારે પ્રસન્ન મહારાજે કહ્યું ' તમારી ઉપર આજ હું બહુ પ્રસન્ન થયો છું તો તમને શી પ્રસાદી આપુ?' એમ કહી ને સ્વામી ને પુછયુ કે 'તમારી પાસે કાતર છે ?' ત્યારે સ્વામીએ કહયુ 'હા છે' ત્યારે મહારાજે કહ્યુ કે 'તમો અમારી શીખા કાપી લ્યો' ત્યારે વાંસે બેઠેલા લાડુબા બોલ્યા કે 'હે મહારાજ સાવ મૂંડીયા ન થવાય શિખા તો રાખવી જોઈએ' ત્યારે મહારાજ બોલ્યા કે ' જેના ચેલા મૂંડીયા તેના ગુરૂને મુંડીયા થવામાં શો બાધ? કશોજ બાધ નથી"ત્યારબાદ સ્વામીએ કાતારથી **શિખા કાપી લીધી અને** ત્યારપછી સ્વામી સ્નાન કરવા ઉન્મત્તગંગાએ ગયા. (**સ્વદભુતાનંદસ્વામીની વાર્તા–૧૩૪–આ શીખા હાલમાં વડતાલ અક્ષર ભુવનમાં પહેલા માળે ઉભેલા ઘનશ્યામ મહારાજના મસ્તકની પાછળના ભાગમાં લટકાવેલ છે)(અસ્તુ)**

(૧૧૪)''શિખાની પછવાડે જમણી કોરે ત્રણ તિલની હારમાહેલો બીજો તિલ છે. (વ.મૃત.ઉપો.)''



આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...

એક વખત શ્રીજી મહારાજ ગઢડામાં ઘાંયજા પાસે ક્ષોરકર્મ કરાવતા હતા ને એક હરિભક્તના છોકરાએ ઘાંયજાને કહેલ કે ' મહારાજનું ક્ષોરકર્મ (હજામત) કરીને, એ કેશ મને આપજે.' ને તેની ઘાંયજે હા પાડેલી. તેથી ક્ષોરકર્મ કર્યુ, ત્યાં સુધીએ છોકરો કેશની આશાએ ત્યાં બેસી રહ્યો. પછી ક્ષોરકર્મ કરીને એ ઘાંયજો ચાલી નિસર્યો ને છોકરએ કેશ માંગ્યા, પણ આપ્યા નહિં. પછી તે છોકરો રડવા માંડયો. ત્યારે તેને રડતો જોઈને મહારાજે તેને પુછ્યું, 'તું

કેમ રડે છે?' ત્યારે છોકરો કહે, ' આ ઘાંયજે મને તમારા કેશ આપવાની હા પાડી ને મને બેસાડયો ને એતો જતો રહ્યો અને મને કેશ આપ્યા નહીં.' ત્યારે મહારાજ કહે, ' તુ રોઈશ નહીં ને આંહી આવ ને આ મારી શિખા કાપી લે.' ત્યારે છોકરો કહે, 'ના મહારાજ! તમારી શિખા કપાય નહીં.' પછી મહારાજે પોતાના હાથમાં કાતર લઈને પોતાની શિખા **કાપીને એ છોકરાને આપીને છોકરાને રોતો છાનો રાખ્યો. એવી મહારાજે દયા કરી. (હરિચરિત્રચિંતામણી/ભાગ-૨/વાર્તા-૧૯૪) (અસ્તુ)**

**(૧૧૫) ''શિખાની પછવાડે જમણી કોરે ત્રણ તિલની હારમાહેલો ત્રીજો તિલ છે. (વ.મૃત.ઉપો.)''**



**આ તિલ સંબન્ધિ ચરિત્ર એવું છે કે...**

એગણતેરા કાળમાં ભગવાન શ્રીહરિએ પોતાના મસ્તક પર જટા વધારેલી તથા રૂદ્રાક્ષનો પારો ગળામાં ધારણ કરેલો અને એવા થકા કુંડળ પધારેલા ત્યારે કુંડળના રાયબાઈના કહેવાથી ભગવાન શ્રીહરિએ **જટા તથા રૂદ્રાક્ષ** નો ત્યાગ કર્યો અર્થાત્ જટા કપાવી નંખાવી.(**હરિલીલામૃતમ્-૭/૩૭/૩૬-૪૩**)

બીજુ પણ એક ચરિત્ર છે ભગવાન શ્રીહરિ એક સમયે વડતાલ અન્નકૂટનો ઉત્સવ કરવા પધારેલા હતા. એક દિવસ ભગવાન શ્રીહરિ ભરનિદ્રામાં પોઢેલા હતા ત્યારે પ્રેમાનંદિક સંતો શ્રીહરિને જગાડવા પ્રેમપૂર્વક સ્તુતિ કરતા થકા ભગવાન શ્રીહરિના અંગે અંગનું વર્ણન કરતા  થકા શિખાનુ વર્ણન કરતા કહેવા લાગ્યા ' तव च शिखाचिकूररूचिरत्वमवेक्ष्य हरे मणिधरमण्डलं विगतमानमवन्युपरि । वसितमशक्नुवद्गतमधोभुवनं सकलं नयनगणो न ईक्षितुमिमां त्वरते नितराम्।।' આપની શિખાનાવાળ નીશ્યામતા અને સુંદરતા ને જોઈને બધું મણિધર નાગોનું મંડળ નિર્માની થઈને ભૂમિ ઉપર રહી ન શક્યું, પણ તે પાતાળા લોકમાં જતુ રહ્યું. જયારે મંડળ નિર્માની થઈને ભૂમિ ઉપર રહી ન શક્યુ, પણ તે પાતાલ લોકમાં જતુ રહ્યું આવી **શિખાના દર્શન** કરવા અમારી આંખો ઉતાવળી છે (**હરિચરિત્રમ્-૪/૩૦/૪૦) (અસ્તુ)**

આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે "शिरश्चिन्तयतस्तस्य शालिकुन्तलमञ्जुलम्। धृतिर्गुणः समायाति दोषो याति तथाऽधृतिः।।"- સુશોભિત કેશથી મનોહર શ્રી હરિના મસ્તકનું ચિંતવન કરનાર ભક્તમાં ધૃતિ નામનો ગુણ આવે છે તથા અધૃતિ નામનો દોષ નાશ પામે છે. ('धृतिः'-ઈન્દ્રિઓનું ચંચળપણું ટાળવાની શક્તિ તે ધૃતિ કહેવાય છે, તેનાથી વિપરીત , 'अधृति' કહેવાય. **શ્રીહરિલીલા કલ્પતરૂ/૩/૬૪/૩૮)''**

એ વિના બીજા પણ જીણાજીણા તિલ તે શરીરમાં કેટલાક છે [જેમ કે "શ્રીહરિની નાભિની અંદર જવનુ ચિહ્ન છે (**હરિચરિત્રમ્/મહાત્મ્ય/૬-૩૩**)" "કંઠમાં વિનગુણ હાર છે **(હરિચરિત્રમ્/માહાત્મ્ય-૬/૩૪ તથા ૪/૮/૨૪ તથા વંદુના પદોમાં-પદ-૪/કડી/૩)''** "નીચેના હોઠ ઉપર અને ઉપરના હોઠ ઉપર ઝીણી સુકોમળ  અને સુંદર રેખાઓ છે **(હરિચરિત્રમ્/૪૮/૪૦)''**તથા "જમણા ચરણમાં ચક્ર અને છત્ર તથા ડાબા ચરણમાં શંખ **(સ.જી.૧/૨૨/૬૪-હેતુટીકા)**]" અને શ્રીજી મહારાજની જે મૂર્તિ તે અતિશય રૂપને સુંદરતાને મધુરતા એ યુક્ત છે અને તે મૂર્તિ પુષ્ટ છે ને અતિશય શોભાયમાન છે અને તે મૂર્તિના

દર્શનને કરનાર જે ભક્તજન તેમના મનને ને નેત્રને હરિ લે એવી મૂર્તિ છે અને તે મૂર્તિ ઘનશ્યામ છે ને શાંત સ્વભાવે યુકત છે અને દુર્ગપુરને વિષેશ્રીગોપીનાથજીની મૂર્તિ જેટલી ઉંચી છે તેટલી જ શ્રીજી મહારાજની મૂર્તિ ઉંચી છે અને શ્રીજી મહારાજની મૂર્તિનાં જે કર ચરણ આદિકઅંગ તે સામુદ્રિક શાસ્ત્રમાં જેવાં કહ્યા છે તેવાં જ છે.

**આ પ્રમાણે એસ.એ. પુરાણેતિહાસ, વિ.વેદાન્તાચાર્યા(એમ.એ.ફિલો) શાસ્ત્રી રાકેશ વિરચિત 'ધ્યાનમમુખ' નામનો ગ્રંથ વિ.સંવત ૨૦૭૬ને જેઠ સુદી. ૧૧(ઈ.સ.૨૦૨૦ જુન–૨)ના પવિત્ર દિવસે શ્રીનારાયણમુનિ દેવના સાનિધ્યમાં પૂર્ણ કરવામાં આવે છે.**

ॐ तत् सत् ब्रह्मोऽर्पणमऽस्तु

**શ્રી નારાયણમુનિદેવની જય**

# સંદર્ભગ્રંથ


૧. સત્સંગિજીવનમ્ (સદ્.શતાનંદસ્વામીકૃત)

૨. વચનામૃતમ્

૩. ભકતચિંતામણી(સદ્.નિષ્કુળાનંદસ્વામીકૃત)

૪. શ્રીહરિબાળચરિત્ર (સદ્.ભૂમાનંદસ્વામીકૃત)

૫. શ્રીહરિલીલામૃતમ્ (આચાર્યવિહારીલાલજીકૃત)

૬. શ્રીહરિદિગ્વિજય(સદ્.નિત્યાનંદસ્વામીકૃત)

૭. શ્રીહરિચરિત્રામૃત સાગર(સદ્.આધારાનંદસ્વામીકૃત)

૮. શ્રીહરિચરિત્રમ્ (સદ્.અખંડાનંદસ્વામીકૃત)

૯. શ્રીહરિલીલાપ્રદિપ (આચાર્ય ભગવદ્પ્રસાદજીકૃત)

૧૦. શ્રીહરિવાક્ય સુધાસિંધુ (સદ્.શતાનંદસ્વામીકૃત)

૧૧. શ્રીહરિવાક્ય સુધાસિંધુ (સદ્.શતાનંદસ્વામીકૃત, આચાર્ય રઘુવીરજીકૃત સેતુમાલાટીકા)

૧૨. શ્રી અક્ષરાનંદસ્વામીની વાર્તા (સદ્.અક્ષરાનંદસ્વામીકૃત)

૧૩. શ્રીઅદ્ભુતાનંદ સ્વામિની વાર્તા (સદ્.અદ્ભુતાનંદસ્વામીકૃત)

૧૪. શ્રીહરિચરિત્ર ચિંતામણી (સદ્.ઋઘનાથચરણદાસજીકૃત)

૧૫. શ્રીકચ્છલીલા

૧૬. સર્વમંગલસ્તોત્રમ્ (સદ્.શતાનંદસ્વામીકૃત)

૧૭. શ્રી સુબાલોપનિષદ્

૧૮. શ્રી છાંદોગ્યોપનિષદ્

૧૯. શ્રીભવિષ્યોત્તરપુરાણ

૨૦. શ્રી વિષ્ણુસહસ્રનામ્ (મહર્ષિવેદવ્યાસકૃત)

૨૧. શ્રી ઈશાવાસ્યોપનિષદ્

૨૨. શ્રી લિંગપુરાણ

૨૩. શ્રીમદ્ ભાગવત્ મહાપુરાણ

૨૪. શ્રી વિષ્ણુપુરાણ

૨૫. શ્રી મૈત્રાયણીઉપનિષદ્

૨૬. શ્રી પદ્મપુરાણ

૨૭. શ્રી મત્સ્યપુરાણ

૨૮.	શ્રી વાસુદેવમહાત્મ્ય

૨૯.	શ્રીમહાભારત

૩૦.	શ્રી વાલ્મિકીરામાયણ (મહર્ષિવાલ્મિકીજીકૃત)

૩૧.	શ્રીહરિવંશ (મહર્ષિવેદવ્યાસજીકૃત)

૩૨.	શ્રી વરાહ પુરાણ

૩૩.	શ્રી બ્રહ્માંડ પુરાણ

૩૪.	શ્રીકુર્મપુરાણ

૩૫.	શ્રીમદ્ભાગવત્ (આચાર્યભગવદ્પ્રસાદકૃત ભક્તરંજની ટીકા)

૩૬.	શ્રીમદ્ભાગવત્ (સદ્. ગોપાળાનંદસ્વામીકૃત–દશમસ્કંધનિગુઢાર્થબોધિકા ટીકા)

૩૭.	શિક્ષાપત્રી (સદ્.શતાનંદસ્વામીકૃત અર્થદીપિકા ટીકા)

૩૮.	શ્રી ગરૂડપુરાણ

૩૯.	શ્રી નરસિંહપુરાણ

૪૦.	ચર્પટપંજરિકાસ્તોત્રમ્ (આદિ.શંકરાચાર્યકૃત)

૪૧.	કિર્તનસારસંગ્રહ (ભાગ–૧)

૪૨.	ધ્યાનમંજરી (સદ્. પ્રેમાનંદસ્વામીકૃત)

૪૩.	શ્રી વ્યાસસૂત્ર (મહર્ષિ બોધાયનકૃતવૃત્તિ)

૪૪.	શ્રી વ્યાસસૂત્ર (આચાર્ય રામાનુજકૃત શ્રી ભાષ્ય)

૪૫.	શ્રી સત્સંગિજીવનમ્ (સદ્.શુકાનંદસ્વામીકૃત હેતુ ટીકા)

૪૬.	શ્રી ચિહ્નચિંતામણી (સદ્.નિષ્કુળાનંદસ્વામીકૃત)

૪૭.	શ્રી હરિલીલાકલ્પતરૂ (આચાર્ય રઘુવીરજીકૃત)

૪૮.	શ્રીમદ્ ભાગવત્ મહાપુરાણ (શ્રીવલ્લભાચાર્યજીકૃત સુબોધિનીટીકા)

૪૯.	શ્રીધામવર્ણનચાતુરી (સદ્.મુક્તાનંદસ્વામીકૃત)

૫૦.	શ્રી રામચરિતમાનસ (ગોસ્વામી તુલસીદાસજીકૃત)